

મારાં મરહુમ વાહલાં નેક માતાજી
બચુબાઇ માણેકજી ભરૂચા
ને
માયા, મોહોબત, અને હેસાનની લાગણીની ઇધાણી તરીકે
આ મારૂં પુસ્તક 'અમારી દુન્યાની મુસાફરી' અર્પણ કરૂં છું.

કર્તા.

# અમારી દુન્યાની મુસાફરી

ચીન, જાપાન, અમેરીકા, યુરપ અને આફ્રીકા.

---

૧૨૦ ચીત્રો સાથે



કર્તા

મનચેરશાહ માણેકજી ભરૂચા

પ્રગટ કરનાર—મનચેરશાહ માણેકજી ભરૂચા,
દીની મેનશન, ખેતવાડી મેન રોડ, મુંબઇ.

છાપનાર—જાંહગીર રૂસ્તમજી વાચ્છાગાંધી,
સાંજ વર્તમાન પ્રેસ, બ્રીટીશ હોટલ લેન,
એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# ચીત્રોનું સાંકળયું.




પી. એન્ડ ઓ. કંપનીની એસ. એસ. રજપુતાના સ્ટીમર
જેમાં અમોએ મુંબઇથી સફરની શરૂઆત કીધી હતી.

# સફરની શરૂઆત.



૧૯૨૮ માં મોટરકાર મારફતે મુંબઇથી કેશમીર જઇ આવ્યા બાદ તે કીરતારની કરમ બક્ષેશથી દુનીઆની મુસાફરીએ ફરી આવવાની મારાં મનની મુરાદ અંતે પાર પડી અને કોલંબો, પીનાંગ, સીંગાપોર, મંચુરીયા, જાપાન, હોનોલુલુ, યુનાઇટેડ સ્ટેટસ, કેનેડા, ક્યુબા, યુરોપ, ગ્રીસ, ટરકી, ઇજીપત, વીગેરેના દુરદરાજ મુલકોમાં લાંબી સફર કરવાને અમો ભાગ્યશાળી નીવડયા.

અમારી ટોળી ત્રણ ગ્રહસ્થોની બનેલી હતી. પ્રથમ તો અમો યુરોપ તથા ગ્રેટ બ્રીટન સીધા જવાનો ઇરાદો રાખતા હતા અને તે સંજોગો ધારી અમે તે માટેની જવા આવવાની રીટર્ન પેસેજ વટીક નોંધાવી હતી, પણ તેટલાંમાં અમારી જાણમાં આવ્યું કે પી. એંડ ઓ. કંપનીની આખી દુનીયા માટેની સરવીસની ટીકીટ બીજી સ્ટીમર કંપનીનાં ભેગાં જોડાણ સાથે મળે છે, તેથી ઉપલા સંજોગસર અમોએ એ માર્ગે જવાનું વધુ મુનાસેબ ધાર્યું, એ વર્લ્ડ પેસેજનો પહેલા વર્ગનો દર ૨૨૦ પાઉંડનો થાય છે.

પાક પરવરદેગારની રહેમથી ૧૯૨૯ ના મે માસની તા૦ ૧૦ મી ને શુકરવારના ચાંદરાતના રૂડા હીંગામે, સ્ટીમર "રજપુતાના" મારફતે ઉપડયા. મુંબઇથી પહેલવહેલી અમારી મુસાફરી કોલંબો મધે થવાની હતી, જેનાં થોડા દીવસ આગમજ અમારાં સગાંવહાલાં અને દોસ્ત આસ્નાવો તથા ઓળખીતાંઓએ "ટી પારટી" તેમજ "ડીનર"નાં આમંત્રણો કરી આબાદી અને ભલી દુવાઓ ઇચ્છી હતી.

ઉપડયા પછી અમોએ અમારી મુસાફરી દરમ્યાન શું જોયું અને શું અનુભવ્યું તેનું વાસ્તવીક રસીલું અને જાણવાજોગ બયાન પ્રીય વાંચનાર સમક્ષ રજુ કરૂં છું.

અમારી સ્ટીમર મુંબઇનાં બારાંમાંથી (સ. ટા.) એક વાગે ઉપડનાર હતી, પણ વધુ 'કારગો' લાધવાનો હોવાથી ફરજયાત એક કલાક મોડા અત્રેથી ઉપડયા.

અમારા પીતાજી તથા ભાઇ બહેન અને મીત્રમંડળ અમને "સફળ સફર" ઇચ્છવા ફુલપાન સાથે સ્ટીમરપર આવ્યાં હતાં તેઓએ સોડા લેમનનાં ઠંડાં પીણાં તથા બીર દારૂથી અમારી સ્ટીમરને ગજાવી મુકી, કે જે બનાવ ગમતી પુરવાર થયો હતો.

અમોએ અમારાં પેટની પુંજાપાતરી બારાંમાં સ્ટીમરપર એક વાગતે કરી. બે વાગતાના સુમારે અમારી સ્ટીમરે કુચ કરવા માંડી. અમોએ આશરે બે કલાક સુધી મુંબઇનો રળીઆમણો દેખાવ જોયો. કે જે અમને મનમોહક લાગ્યો, જેમ જેમ અમારી સ્ટીમર દરીઆ આગળ કાપતી ગઇ તેમ તેમ અમો ઉપર આકાશ અને નીચે પાણી વચ્ચે યાહોમ આગળ વધયા.

## સ્ટીમર ઉપરનો અનુભવ.

સ્ટીમર ઉપરનાં રાખેતાનાં કામકાજ બાબે બોલીએ તો કોઇ કોઇ કેબીનના ગાળા વચ્ચે એક સ્ટુઅર્ડ અને બાનુ ઉતારૂ માટે સ્ત્રી સ્ટુઅર્ડ હોય છે. તેજ મીસાલ વળી ચોકસ કેબીનના ગાળામાં ખાસ બાથ સ્ટુઅર્ડ રહે છે, એટલુંજ નહી પણ જમવાના ઓરડામાં ખાસ ચોકસ ભાગોને અલાહેદા ટેબલ સ્ટુઅર્ડ પણ હોય છે.

આખા ડાઇનીંગ સેલુનપર સર્વેનો વડો સ્ટુઅર્ડ રહે છે, કે જે દરેક પેસેનજરની સગવડ બાબે માયાળુ રીતે અને ખંતથી ચોકસાઇ રાખે છે. ત્યાર બાદ ડ્રોઇંગ રૂમ, તેમજ સ્મોકીંગ રૂમ અને ઉપરનાં તુતક પર દરેક ગમ છુટાછુટા સ્ટુઅર્ડો રહે છે, જેઓ ઘટતું કામ કાયદેસર બજાવે છે. સ્ટીમર પર કામ બજાવતા દરેક માણસોના કરતાં કેબીન સ્ટુઅર્ડો સાથે સારૂં રાખેલું એક લેખે ગનીમત છે. તે બાપડાઓને પોતીકાં નામથી બોલાવ્યાથી ઘણાં ખુશ થાય છે અને એક બોલે બાખુશીથી તાબડતોબ કામ બજાવે છે.

હવે સ્ટીમરપરનાં જુદા જુદા ભાગનું વર્ણન કરીશું. સ્ટીમરનો ચોકસ ભાગ ફકત સ્ટીમર હંકારવાનાં કામ માટે "રીઝવર્ડ" રહે છે અને પેસેનજરને ત્રણ તુટકો (મજલાઓ) વાપરવાનાં મળે છે. ઉપલાં તુટક ઉપર ચોતરફ ફરતો "વરન્ડો" રહે છે, જેની ઉપર આપણી ડેક ચેરો હંમેશાં પડેલી હોય છે. એ વરંડાની વચમાં થોડીક "કેબીન લુક્ષ" એટલે જાતજાતનાં સેલુનો રહે છે.

સૌથી શરૂઆતમાં ડ્રોઇંગરૂમ હોય છે, જેમાં પેસેનજરને રીઝવવા માટે "પીઆનો" અને "ગ્રાયમોફોન" વાગે છે, જેથી કરી મુસાફરી દર-

ધ્યાનમાં ઓર વધુ ગમત પડે છે. એ ડ્રોઇંગ રૂમની પાસે બીજો નાનો અલાહેદો પેટા ડ્રોઇંગ રૂમ હોય છે અને તેની નજીકના બીજા સેલુનને સ્મોકીંગ રૂમ કહે છે, તે ખાસ ગ્રહસ્થોને માટેજ હોય છે. વળી સ્ટીમર પર ખાસ એક લાયબ્રેરી હોય છે કે જ્યાં વાંચવાની હરેક પ્રકારની નવલકથાઓ મળે છે, જે મુસાફરી દરમ્યાન "સતાણું ટચના સોનાની" મીસાલની એક ઉમદા મીરાસ ગણાય છે.

સ્મોકીંગ રૂમના વરંડા પછી સેકંડ કલાસ શરૂ થાય છે કે જ્યાં પણ હરેક પ્રકારની મનમાનતી સગવડ હોય છે, પણ તે બધું નાનકડા પાયા ઉપર હોય છે.

હવે 'બી' તુટક-(બીજે મજલે)-પેસેનજરની કેબીન હોય છે. વચમાં પબ્લીક બ્યુરો, પરસરની ઓફીસ-(વહાણનો નાણાવટી)-પબ્લીક નોટીસ બોર્ડ; દુન્યાની વાયરલેસ સરવીસ બોર્ડ, ફીલ્મો ડેવેલપ કરવા માટેનો ફીલમ રૂમ, હેર ડ્રેસીંગ સલુન વીગેરે રહે છે. નહાવા તેમજ હાથ મોઢું ધોવાની સગવડ કટકે કટકે વચમાં હોય છે. પછી 'સી' તુટક કે જે 'બી' તુટકની નીચે આવી છે, તે ખાસ કરીને ડાઇનીંગ હોલ તરીકે વપરાય છે, કે જે તાજમહાલ હોટલનું મોટું દીવાનખાનું હોય એમ જણાય છે અને તેનો શણગાર પણ મનમોહક લાગે છે કે જ્યાં સર્વે જણાઓ છુટા (ગ્રુપોમાં) હારમાં બેસે છે. આ 'સી' તુટક સાથે બાવરચીખાનું, રસોડું વીગેરે રહેછે. 'સી' તુટક તેમજ તેની નીચેની 'ડી' તુટક પર પણ પેસેનજરની કેબીન હોય છે, કે જે ઘણી સગવડભરી હોતી નથી. 'એ' તુટકથી 'ડી' તુટક સુધીની બધી કેબીનો પહેલો સલુન કહેવાય છે, પણ તેઓની જગ્યા યા દીશાના ફરકને લીધે પેસેજના દરમાં ઘણો ફરક હોય છે.

બનતાં સુધી સહેલાણીઓએ 'બી' તુટકપરજ બર્થ લેવી, કે જે ઘણી સગવડ તેમજ મલાહજાભરી હોય છે. 'એ' તુટક ઉપર બીજી બે વધુ તુટકો હોય છે, કે જ્યાં વહાણ ચલાવનારા અમલદારો રહેવા ઉપરાંત રમતો રમવાની જગ્યા હોય છે, ત્યાં તુટક ઉપર ટેનીસ વીગેરે રમાય છે. સઉથી મથાળે કેપ્ટનની કેબીન રહે છે. દર રાતના સ્ટીમર પરના પેસેનજરોના હુકમને અનુસાર આપણો કેબીન સ્ટુઅર્ડ ચા, કોફી, કોકો, ફ્રુટ અને બીસ્કીટ લાવી મુકે છે. જે સ્ટુઅર્ડ મજકુર ચીજ લાવ્યો હોય, તેને આપણા સારૂ ન્હાવાનું પાણી તૈયાર કરવાને બાથ

સ્ટુઅર્ડપર સંદેશો કહેવડાવવો પડે છે. સ્ટીમરપરના ઘણા પેસેનજરો સાંજના દીલખુશ સમયે બાથ લેવાનું પસંદ કરે છે, સ્ટીમરપરના પેસેનજર દીઠ ન્હાવાને વાસ્તે દશજ મીનીટની એટીકેટ કાયદેસર ગણાય છે. જો કદાચ તે ટાઇમ કરતાં વધુ વખત બાથ લેતાં થાય તો બાથરૂમનાં બારણાં ધમાધમ ઠોકાય છે કે જેથી કરીને તે વખતે મલકાઇને આપણને હસવું વટીક આવે છે. અંગોળ કરવા જવા આગમજનો નીયમ એ ધ્યાનમાં લેવો ઘટે છે કે આપણો ડ્રેસીંગગાઉન પહેરવો અને ત્યારબાદ દીલનુછનુ હાથમાં લઇને જવું. આપણને સ્ટીમર પર મીઠું તથા દરીયાઇ ખારૂં પાણી ન્હાવાને વાસ્તે મળે છે. પેસેનજરોની દરેક મનમાનતી સગવડ બરાબર સચવાય, એ માટે સ્ટીમરપર નેપકીન, દીલનુછનાં, ચાદરો, બંદુસ, સાબુ, તકીયા, કાગળ, પરબીડાં વીગેરે દરેક ચીજો મુફત મળે છે.

## બીછાણાંની સગવડ.

મુસાફરી કરનારા સહેલાણીઓને અમો અલતેમાસ કરીએ છીએ કે તેઓએ પોતીકી સાથે બીછાણા લેવાની જરૂર નથી, કારણ કે જુદી જુદી સ્ટીમર કંપનીઓમાં અને યુરોપીઅન, અમેરીકન તથા જાપાનીસ અને ચાઇનીસ વીગેરે હોટલોમાં બીછાણાંની દરેક પ્રકારની સગવડ મનમાનતી હોય છે. નારતાને માટે તૈયારીમા રહેવા સારૂં સહવારનાં ૮ વાગતે પહેલું બ્યુગલ ફુંકાય છે અને વળી પાછું સાડાઆઠનાં અમલે ફુંકાય છે. સહવારના આઠથી તે સાડાનવ વાગા સુધીનાં વખતમાં નાસ્તો મળે છે. બપોરના અગીયારનાં સમયે આપણી તુટકપર સુપ મળે છે અને પછી એક વાગે લંચનું બ્યુગલ વાગે છે. બપોરના ચારના સુમારે ચા લેવા માટે ડાઇનીંગ રૂમમાં જવા સારૂ બ્યુગલ ફુંકાતુ નથી. જમવાના ઓરડાની મોટી ટેબલપર બરોબર વચમાં જાત જાતના સ્વાદિષ્ટ મખવાસદાર પેસ્ત્રી મુકેલી હોય છે, કે જેમાંથી આપણી મરજી મુજબ મનગમતું લઇને કોઇબી ટેબલપર જઇને બેઠક લેવી. આ વખતે સ્ટુઅર્ડ આવી ચીનાઇ યાને નબળી હિંદી યા સ્રોંગ ચા જોઇએ છે એમ પુછે છે. રાતના સાડાછને અમલે ખાણાં માટે તૈયાર થવાનું બ્યુગલ થાય છે જે વખતે સર્વ રાતનાં ડ્રેસ સુટમાં તૈયાર થવાને માટે કેબીન જતા દેખાય છે. વળી પાછું બીજું બ્યુગલ સાતનાં અમલે થાય છે, તે વખતે રાતના ખાણાંનો અમલ થાય છે. રાતના ખાણાં આગમજ ઉપર સ્મોકીંગ

રૂમમાં ગ્રહસ્થો માટે દારૂ સાથે વેફર્સ તથા બાફેલાં ઇંડાં આપવામાં આવે છે, એટલુંજ નહીં પણ મોડી રાતે ડન્ડાન્સ કરી રહ્યા પછી બાપડાઓ થાકી ગયા હોય અને કકડીને ભુખ લાગી હોય તેમને હેમ, મટનનાં અને તરકારીનાં સ્વાદીષ્ટ સેનવીચીઝ મળે છે. રાતનાં બારનાં અમલ પછી 'એ' તુટક તથા ઉપરના તુટકની સઘળી લાઇટો તમામ બુજવી નાંખવામાં આવે છે, તે વખતનો સ્ટીમરનો દેખાવ પેસેનજરોને એવો બીહામણો લાગે છે, જાણે કે અંધારી ઘોર રાત્રે ભૂતમામા એ ઠંડી પવનની લેહકીમાં દરીયાનો સર્વોપરી કબ્જો લેવાનો ઇજારો રાખ્યો હોય તેવોજ ભાસે છે. રાતના ખાણાં પછી ડ્રોઇંગ યા સ્મોકીંગ રૂમમાં જવું કે જ્યાં કોફી આપવા બાપડો સ્ટુઅર્ડ એક પગે ખડો હોય છે. ખાણા પછી કોઇ લટાર મારે છે અથવા તો કોઇ દીલ બહેલાવવા પાના રમે છે. નવના સુમારે બેંડ સાથે ડાન્સ શરૂ થાય છે.

## ખાણાંનું સ્વાદીષ્ટ "મીનું"

બ્રેકફાસ્ટ તેમજ લંચ ઉપર સાધારણ ડ્રેસ ચાલી શકે પણ રાતના ખસુસ કરીને પી. ઓ. કંપનીઓમાં ડીનર વેળાનો સુટ પહેરવાની એટીકેટ થઇ પડેલી હોય છે, પણ જો આપણે આપણા પ્રજાકીય પોશાકમાં હોઇએ તો કાંઇએ વરવાંધા જેવું નથી. જ્યારે સ્ટીમર બંદર કરવાની હોય છે ત્યારે તેની આગલી રાતે ડ્રેસ સુટ પહેરવો પડતો નથી, અવારનવાર સ્ટીમર પર લાઇફ બેલ્ટની પ્રેકટીસ પણ અપાય છે. સ્ટીમર પર કોઇ પણ જાતનું પીણું યા દારૂ મંગાવવો હોય ત્યારે તુટકના સ્ટુઅર્ડને કંપનીના છાપેલા ફોર્મપર (ચીઠી પર) લખીને આપવું, કે જે લાવી આપી તે આપણે ખાતે ઉધાર થાય છે. કેબીનમાં પણ જમવાનું મળે છે કે જેનો વધારાનો ચાર્જ માંગવામાં આવતો નથી. અમારી સ્ટીમરપરનો બ્રેકફાસ્ટનો ટાઇમ સહવારના સાડાઆઠથી તે સાડા નવ, લંચ એકથી દોઢ, ચા બપોરના ચાર વાગે અને રાતનું જમણ સાતથી તે સાડાસાત સુધીનું એ પ્રમાણે હોય છે. બ્રેકફાસ્ટ, બપોરનું લંચ અને રાતનું ડીનર કેવી ઢબછબનું આવે છે તે જણાવવા આ સાથે પી. ઓ. કંપનીના એક ખાણાનો 'મીનુ' નમુના દાખલ આપ્યો છે. ઉપલા મીનુમાંથી આપણે કોઇબી મનરૂચતી ડીશ પસંદ કરીએ છીએ એટલુંજ નહીં પણ ખાવાનો ચેસ્ટો જો વધુ લાગે તો વળી પાછી આપણી માનીતી ડીશ બીજી વખતબી માંગીએ છીએ.

ખરેખર ખાનાર પેસેન્જર છેવટે થાકે છે, પણ આપડી કંપની તો પોતાની ફરજ બજાવવામાં પાછીપાની કરતી નથી.

---

**P. & O. S. S.**

May.

# DINNER.

**Soups**

*Clear*—Celestine

*Thick*—Mulligatawny

**Fish**

Halibut Duchesse

**Hot Dishes**

Quail on Toast

Rolled Ribs of Beef

Cauliflower au Gratin

Roast Shoulder of Mutton

Roast Chicken. Salad

Lemon Sorbet

**Vegetables**

Roast and Boiled Potatoes

Cabbage

**Cold Buffet**

York Ham, Yale Pie, Ox Tongue

**Sweets**

Caramel Cream Ices

Logonberry Fruit Jelly

Petits Fours

**Savoury**

Devilled Herring on Toast

---

Tangerines, Sweet Melon, Apples,

Chow Chow,

Assorted Nuts, Coffee.

## કોલંબોનાં દર્શન!

૧૯૨૯ ના મે માસની તારીખ બારમી અને રવીવારની સાંજના ચારનાં અમલે કોલંબોના બારાંમાં અમો જઇ પુગયા, જ્યાં અમારી પાસપોર્ટ પર છાંપ મારી આપ્યા પછી અમો લોંચમાં બેસી કીનારે ઉતર્યાં. કોલંબો મધે સ્ટીમર બાર કલાક ઉભી રહેનાર છે, એમ અમને જણાવવામાં આવ્યું હતું.



કોલંબો કલોક ટાવર.

કોલંબો મુંબઇથી દરીયાને રસ્તે ચારસો ઓગણત્રીસ માઇલને છેટે છે, કે જ્યાંની વસ્તી આશરે અઢીથી પોણા ત્રણ લાખ માણસની ધારવામાં આવે છે. એ શહેર સીલોન અને લંકાની રાજધાની ગણાય છે. સીલોનની ગવરનમેંટને આપણી ઇનડીયન ગવરનમેંટ સાથે કોઇબી રીતનો યા આડકત્રો સંબંધ નથી એટલુંજ નહી પણ વહીવટ સંસ્થાનોની સરકારના હકુમત હેઠળ છે. સને ૧૮૮૨ ના સાલમાં દરીયામાં બંને બાજુ કોનક્રીટની દીવાલો ચણી લઇ કોલં-બોને મજાહતું બંદર બનાવ્યું છે. એ શહેરમાં અસલવારેની ડચ અને પોરટુગીઝ ઇધાણીઓ જોવામાં આવે છે ત્યાં પહેલા વર્ગના હોટલો પણ છે, જેવાં કે માઉંટ લેવીનીઆ, ગ્રાંટ હોટલ, ધી ગોલ-ફેસ હોટલ અને ગ્રાંડ ઓરીએન્ટલ હોટલ. અમો ત્યાર બાદ ટેક્ષી કરી પ્રીન્સ સ્ટ્રીટ, ચેથમ સ્ટ્રીટ, અને કવીન સ્ટ્રીટ પસાર કરી માઉંટ લેવી-

નીઆ ગયા. એ જગ્યા હારબરથી સાત માઇલ દુર છે, કે જે હવા ઘોરવાનું સહેલાણીઓનું ખાસ મુખ્ય મથક ગણાય છે, કે જ્યાં શોખીનો માટે તરવાની જગ્યા છે, એટલુંજ નહી પણ ત્યાંની નજદીકનું માઉંટ લેવીનીઆ ગ્રાંડ હોટલ ઘણુંજ દીલપઝીર લાગે છે. શહેરનાં રસ્તા સ્વચ્છ હોવા ઉપરાંત ત્યાં વીજળીક ત્રામ પણ છે.

ત્યાંનું મરાદાના રેલ્વે સ્ટેશન વીશાળ છે, કે જયાંથી ન્યુરેલીયા જવાય છે. ત્યાંથી મજકુર ઠેકાણે તથા કેનડીબી જવાય છે, ત્યાંની જરથોસ્તી ભાઇઓની વસ્તી નાના મોટાં મળી એકંદર સવાસોથી દોઢસો સુધીની છે. અમો એ અતરાફમાં દરેક સ્થળે ફરી ગ્રાંડ ઓરીએનટલ હોટલમાં રાત્રે ખાણું લઇ જરા પાછા રસ્તે બે ઘડી મન રંજન કરવા સારૂ લટાર મારવા નિકળ્યા. જ્યારે સ્ટીમર ઉભેલી હોય છે તે વખતે એ બાજુની આસપાસની વેપારીઓની ઘણીખરી દુકાનો છેક મોડી રાત સુધી ઉઘાડી રાખવામાં આવે છે. એ દુકાનોમાં રાતની વખતે અમો ફરીહરીને લોંચમાં બેસી અમારી સ્ટીમરપર જઇ નિંદ્રાવશ થયા. મોડી રાત્રે (કયા ટાઇમે) સ્ટીમરે રસ્તો કાપવા માંડયો તે અમને ખબર પડી નહિ, તેનું કારણ એ કે, એક તો દરિયાનો ફરફરતો પવન અને બીજી ગમ મીઠી મધુરી નિંદ્રાવાસ તો પછી ઉપર આકાશ અને નીચે પાણી વચ્ચે અમારા "દરિયાઇ રથે" કેવી રીતે હેંડવા માંડયું તેની તે શી ખબર રહે?

સિલોનમાં બુદ્ધિસ્ટો, સીંગાલીઝો અને તામીલીઝોની વસ્તી મોટાં પ્રમાણમાં છે. તામીલઝો અસલી દ્રાવિડીયન ભાષા બોલે છે, જ્યારે બુદ્ધિસ્ટો અને સીંગાલીઝોની ભાષા સંસ્કીત યા પાલી ભાષાને મળતી છે. સિલોનમાં સીંગાલીઝોની વસ્તી ૩૦ લાખ માણસની અને તામીલીઝોની ૧૦ લાખની અંકાય છે. નાળીએરનો ધંધો એ સિલોન મધ્યે "સતાણુના ટચનું ઉત્તમ સોનું" હોય એમ ગણાય છે અને એમાં ઘણાં ધંધાદારીઓ લક્ષાધીપતી શેઠીયાઓ મીસાલ છે. સિલોનની ચા દુન્યાના ચારે ખુણામાં વખણાયલી છે, કે જેનું મોટું વેચાણ થાય છે. એટલુંજ નહી પણ પલમબેગો અને ઝવેરાતોની કીંમતી ખાણોબી હોવા ઉપરાંત ત્યાં હરેક પ્રકારના કરીયાણા અને મરી મસાલો વીગેરેનોબી ધંધો ચાલે છે. માર્ચ અને એપ્રીલ માસ એ ટાપુમાં ઘણીજ ગરમી વરસાવે છે અને ત્યાં બારે માસ વરસાદ પડવાની રાસ આવે છે.

૧૯૨૯ નાં મે માસની તારીખ તેરમી અને સોમવારે અમો સર્વે પેસેન્જરોને લાઇફ બેલ્ત પ્રેકટીસ આપવામાં આવી હતી તથા તારીખ

ચઉદમી, પંદરમી અને સોલમી મેના રોજે અમારી સ્ટીમર પરનું ઘડી-ચાળ અર્ધો કલાક આગળ રાખવાનો ઓર્ડર મળ્યો હતો, તેનું કારણ એ કે, પશ્ચિમથી પુર્વ દિશા તરફ અમારો "દરયાઇ રથ" યાહોમ કુચ કરતો હતો. અમોએ માર્ગમાં રોનદો આયલંડનો ટાપુ પસાર કર્યા પછી બ્રેસપતવાર અને સોલમી મેની સ્હવારનાં અમોને આઠ વાગે પીનાંગ ટાપુ નજરે પડયો.

## પીનાંગ ટાપુ.

કોલંબોથી પીનાંગ કે જેનું બીજું નામ ધી પ્રીન્સ ઓફ વેલ્સ આયલંડ છે. તે ત્યાંથી બારસો ઇઠોતેર માઇલ દરિયાને રસ્તે દુર છે. પીનાંગથી ત્રેનમાં બેસી બેંગકોક કે જે સીયામની મુખ્ય રાજધાની ગણાય છે, ત્યાંથી સીંગાપોર વીગેરે બીજે શહેરે જવાય છે. પીનાંગ મોટો ટાપુ છે અને બ્રીટીશ સંસ્થાની સરકારની હકુમત હેઠળ છે, કે જ્યાંની વસ્તી આશરે પોણાબે લાખ માણસની છે, જેમાં મુખ્ય વસ્તી મલાયનો અને ચાઇનીઝો છે. મજકુર ટાપુ પેનીનસ્યુલાની પશ્ચિમે



પીનાંગનો દેખાવ.

આવ્યો છે અને જ્યોર્જ ટાઉન એ ટાપુની રાજધાની શહેર ગણાય છે તથા ત્યાંના રસ્તાઓબી બધા ડામર (એસફાલ્ટ)નાં છે. કુદરતની બક્ષેસથી ત્યાં રબરનાં ઝાડો (રબરનો પાક) વધુ છે. અમોએ સહવારના પોણા નવના અમલથી તે બપોરના અઢી સુધી અને

સાંજના પાંચ વાગાના ટાઇમથી તે ૭ વાગા સુધીમાં એંસીથી નેવું માઇલ સુધીની ટેક્ષી ડ્રાઇવ કરી હતી, તે દિવસ અમને ખુશનુમા લાગ્યો. પીનાંગ શહેરમાં અસલવારેનું જગજાણીતું અને 'ચીનાઇ સપ મંદીર' વીઝીટરોને માટે ખાસ જોવાલાયક મુખ્ય મથક ગણાય છે, તે જોઇને અમોએ અમારો શોખ પરીપુર્ણ કર્યો. મજકુર મંદીર તદનજ નવી ઢબ છબનું છે અને દરેક ઠેકાણે જીવતા નાના મોટા કદના જાડા પાતલા સોથી સવાસો સાંપો તેમાં રાખેલા છે, એ સાંપોને પોતીકા ખોરાક માટે ખસુસ કરીને ઇંડાં ખવડાવવામાં આવે છે, એમ અમોને "સાંપના રખેવાળો" તરફથી કહેવામાં આવ્યું. એ મંદીરનાં મોટાં પીંજરામાં પચીસથી ત્રીસ ફીટ લાંબો અને ઝાડના થડ જેવો અત્યંત જાડો સર્પ રાખ્યો છે, કે જેની વચોવચ ઘણીજ લાંબી સાઇઝની અગરબત્તી બળતી રાખવામાં આવે છે અને આજુબાજુ નાની અગરબત્તીઓ બળતી રહેવા ઉપરાંત થોડાક ફોડવાના ફટાકડાઓબી રાખે છે. એ સર્પને ત્યાંના લોકો તેમજ ઘણાખરા આવતા જતા વીઝીટરોબી "દેવ સમાન ગણીને પુંજા પાતરી કરે છે," એટલુંજ નહી પણ માનતાસુનતા પણ કરે છે. એ મંદીરમાં દાખલ થવા પછીથી આપણું નામ વીઝીટર્સ બુકમાં લખીને પછીથી થોડી આશોદાદ એટલે કે "ફુલ નહી તો ફુલની પાંદડી" મીસાલ જેબી કાંઇ આપણી ગુંજાશ મુજબ આપવા ધારીએ તે



પીનાંગ રેલ્વે

પ્રમાણે આપવું પડે છે. અમો મંદીર પસાર કરી ગોળ ચકરાવો લઇ ચઢાણ ચઢતી રેલ્વેમાં બેસી દરયાની સપાટીથી વધુ આગળ જઇ ત્રેવીસસો ફીટ જેટલી ઉંચાઇની પીનાંગની ટેકરીપર ગયા, કે જ્યાંથી અર્ધે રસ્તે ત્રેન બદલી બીજી રેલ્વેમાં બેસી ઉપર જવું પડે છે.

અર્ધા કલાકના અરસામાં તો અમો ઉપરબી આવી લાગ્યા. પહેલા વર્ગનો ચાર્જ મલાયાના એક ડાલરના સીક્કા જેટલો એટલે કે આપણો હીંદુસ્તાની દોઢ રૂપિઆ ગણાય છે, તે આપવો પડે છે. પહાડ ઉપર ચકરાવો લેતી ઉપર ચઢતી રેલ્વે કે જે ગયા સને ઓગણીસસો બાવીસના સાલમાં તૈયાર થઇ હતી તે જ્યારે 'જોડ ટેકરી' ને મથાળે આવે છે ત્યારે આસપાસનો દેખાવ અતી મનમોહક લાગે છે, એટલુંજ નહી પણ એ આખો ટાપુ લીલોતરીથી ભરપુર દીસે છે. અમોએ ટેકરીનેજ મથાળે બપોરના ટાઇમે "પેટની પુંજા કરી" વળી પાછા એજ રેલ્વેમાં નીચે આવી જાણીતા વનસ્પતીક બગીચાઓ અને પાણીના ધોધ જોઇ અમારૂં મન રીઝાવ્યું. એ બાદ બગીચાઓ અને પાણીના ધોધ જોયા પછી અમો ઇસ્ટર્ન એન્ડ ઓરીએનટલ હોટલપર જઇ ફરાગત થઇ સાંજનાં સમયે નવો તળાવ, દેશી તથા યુરોપીઅન વસવાટના લતાઓ વિગેરે જોઇ સાડાછને અમલે પાછા અમો અમારી સ્ટીમરપર ગયા.

એક જરૂરી બાબદ રહી જાય નહી, તે બાબદસર અમો વાંચનારનું ધ્યાન ખેંચીએ છીએ કે પીનાંગ શહેર મધ્યે હોંગકોંગ એંડ શેંઘાહી બેંક હોવા ઉપરાંત મરકનટાઇલ બેંક ઓફ ઇંડીયાની શાખાઓ છે. વળી ત્યાં કરાંચીના સીંધીઓની કયુરીઓઝ અને નોવેલટીઝની પરચુટણ દુકાનોબી ઠેકાણે ઠેકાણે છે. શીખ લોકોબી કોઇ કોઇ સ્થળે માલમ પડે છે, પણ ત્યાં મુદ્દલે જરથોસ્તી ભાઇઓનું નામ નીશાન નથી.

## સીંગાપોરમાં પધરામણી.

અમારી સ્ટીમરે શુકરવાર અને સતરમી મેએ પરોઢીયામાં ચાલુ મુકયું. બીજે દીવસે તારીખ અઢારમી અને શનીવારના રોજે કવીક માર્ચ કરી સહવારનાં સાતને અમલે તો સીંગાપોર મધ્યે આવી લાગ્યા. પીનાંગથી સીંગાપોર દરીયાને મારગે ત્રણસો પંચાણું માઇલનું છેટું અંકાય છે.

સીંગાપોર મોટો ટાપુ છે, કે જે સતાવીસ માઇલ લાંબો અને ચૌદ માઇલ પહોળો છે, જ્યાંની વસ્તી ચાર લાખ માણસોની હોવા ઉપરાંત પંચરંગી કોમોબી ભરચક વસે છે.

સાંજના પાંચ વાગાના ટાઇમથી તે છ વાગા સુધીમાં એંસીથી નેવું માઇલ સુધીની ટેક્ષી ડ્રાઇવ કરી હતી, તે દિવસ અમને ખુશનુમા લાગ્યો. પીનાંગ શહેરમાં અસલવારેનું જગજાણીતું અને 'ચીનાઇ સપ મંદીર' વીઝીટરોને માટે ખાસ જોવાલાયક મુખ્ય મથક ગણાય છે, તે જોઇને અમોએ અમારો શોખ પરીપુર્ણ કર્યો. મજકુર મંદીર તદનજ નવી ઢબ છબનું છે અને દરેક ઠેકાણે જીવતા નાના મોટા કદના જાડા પાતલા સોથી સવાસો સાંપો તેમાં રાખેલા છે, એ સાંપોને પોતીકા ખોરાક માટે ખસુસ કરીને ઇંડાં ખવડાવવામાં આવે છે, એમ અમોને "સાંપના રખેવાળો" તરફથી કહેવામાં આવ્યું. એ મંદીરનાં મોટાં પીંજરામાં પચીસથી ત્રીસ ફીટ લાંબો અને ઝાડના થડ જેવો અત્યંત જાડો સર્પ રાખ્યો છે, કે જેની વચોવચ ઘણીજ લાંબી સાઇઝની અગરબત્તી બળતી રાખવામાં આવે છે અને આજુબાજુ નાની અગરબત્તીઓ બળતી રહેવા ઉપરાંત થોડાક ફોડવાના ફટાકડાઓભી રાખે છે. એ સર્પને ત્યાંના લોકો તેમજ ઘણાખરા આવતા જતા વીઝીટરોભી "દેવ સમાન ગણીને પુંજા પાતરી કરે છે," એટલુંજ નહી પણ માનતાસુનતા પણ કરે છે. એ મંદીરમાં દાખલ થવા પછીથી આપણું નામ વીઝીટર્સ બુકમાં લખીને પછીથી થોડી આશોદાદ એટલે કે "ફુલ નહી તો ફુલની પાંદડી" મીસાલ જેભી કાંઇ આપણી ગુંજાશ મુજબ આપવા ધારીએ તે



પીનાંગ રેલ્વે

પ્રમાણે આપવું પડે છે. અમો મંદીર પસાર કરી ગોળ ચકરાવો લઇ ચઢાણ ચઢતી રેલ્વેમાં બેસી દરયાની સપાટીથી વધુ આગળ જઇ ત્રેવીસસો ફીટ જેટલી ઉંચાઇની પીનાંગની ટેકરીપર ગયા, કે જ્યાંથી અર્ધે રસ્તે ત્રેન બદલી બીજી રેલ્વેમાં બેસી ઉપર જવું પડે છે.

અર્ધા કલાકના અરસામાં તો અમો ઉપરબી આવી લાગ્યા. પહેલા વર્ગનો ચાર્જ મલાયાના એક ડાલરના સીકા જેટલો એટલે કે આપણો હીંદુસ્તાની દોઢ રૂપિઓ ગણાય છે, તે આપવો પડે છે. પહાડ ઉપર ચકરાવો લેતી ઉપર ચઢતી રેલ્વે કે જે ગયા સને ઓગણીસસો બાવીસના સાલમાં તૈયાર થઇ હતી તે જ્યારે 'જોડ ટેકરી' ને મથાળે આવે છે ત્યારે આસપાસનો દેખાવ અતી મનમોહક લાગે છે, એટલુંજ નહી પણ એ આખો ટાપુ લીલોતરીથી ભરપુર દીસે છે. અમોએ ટેકરીનેજ મથાળે બપોરના ટાઇમે "પેટની પુંજા કરી" વળી પાછા એજ રેલ્વેમાં નીચે આવી જાણીતા વનસ્પતીક બગીચાઓ અને પાણીના ધોધ જોઇ અમારૂં મન રીઝાવ્યું. એ બાદ બગીચાઓ અને પાણીના ધોધ જોયા પછી અમો ઇસ્ટર્ન એન્ડ ઓરીએનટલ હોટલપર જઇ ફરાગત થઇ સાંજનાં સમયે નવો તળાવ, દેશી તથા યુરોપીઅન વસવાટના લતાઓ વિગેરે જોઇ સાડાછને અમલે પાછા અમો અમારી સ્ટીમરપર ગયા.

એક જરૂરી બાબદ રહી જાય નહી, તે બાબદસર અમો વાંચનારનું ધ્યાન ખેંચીએ છીએ કે પીનાંગ શહેર મધે હોંગકોંગ એંડ શેંઘાહી બેંક હોવા ઉપરાંત મરકનટાઇલ બેંક ઓફ ઇંડીયાની શાખાઓ છે. વળી ત્યાં કરાંચીના સીંધીઓની કયુરીઓઝ અને નોવેલટીઝની પરચુટણ દુકાનોબી ઠેકાણે ઠેકાણે છે. શીખ લોકોબી કોઇ કોઇ સ્થળે માલમ પડે છે, પણ ત્યાં મુદલે જરથોસ્તી ભાઇઓનું નામ નીશાન નથી.

## સીંગાપોરમાં પધરામણી.

અમારી સ્ટીમરે શુકરવાર અને સતરમી મેએ પરોઢીયામાં ચાલુ મુકયું. બીજે દીવસે તારીખ અઢારમી અને શનીવારના રોજે કવીક માર્ચ કરી સહવારનાં સાતને અમલે તો સીંગાપોર મધે આવી લાગ્યા. પીનાંગથી સીંગાપોર દરીયાને મારગે ત્રણસો પંચાણું માઇલનું છેટું અંકાય છે.

સીંગાપોર મોટો ટાપુ છે, કે જે સતાવીસ માઇલ લાંબો અને ચૌદ માઇલ પહોળો છે, જ્યાંની વસ્તી ચાર લાખ માણસોની હોવા ઉપરાંત પચરંગી કોમોબી ભરચક વસે છે.




## રેફ્લસ સ્કવૅર સીંગાપોર

સીંગાપોરનું બીજું લાડકવાયુ' નામ 'પુરવના મુલકો ઓળંગવાનો રસ્તો' છે, એટલુંજ નહી પણ તે બહુ મોટું વેપારી બારૂં ગણાય છે. એ ટાપુ અઢારસો ઓગણીસના સાલમાં સર સ્તેમફરડ રેફ્લસે સ્થાપ્યો હતો, કે જેની યાદગીરી હમેશાં સચવાઇ રહે એ માટે એ મરહુમ શખસનું કીરતીવંત બાવલું સીંગાપોરના જાહેર રસ્તાપર ઉભું કરવામાં આવ્યું છે, કે જેની જાબજા તારીફ થાય છે. સીંગાપોર જેવાં ધંધાદારી શહેરમાં પણ આઠથી દશ જરથોસ્તી ભાઇઓ વસે છે, કે જેઓ ધંધા ચાકરીને સબબે રહેલા છે. મી૦ ફરામરોજ નામના ગૃહસ્થનું મોટું સોડાવોટરનું કારખાનું છે કે જે શેઠની અમોએ પરોણાગત ચાખી હતી. બીજા ગ્રહસ્થ મી૦ કાકા, કે જેઓ મેસર્સ દાદાચાનજી એન્ડ કંપની, કે જે કાંદાનો વેપાર કરે છે, તે પેઢીના મેનેજર છે, તેઓની મુલાકાત લીધી હતી. જ્યારે સીંગાપોરનો વેપાર યાહોમ આગળ ધીકતો હતો, ત્યારે આપણા જરથોસ્તી ભાઇઓ વેપારવણજને અર્થે ત્યાંજ પડી રહેતા હતા, પણ હાલ લાંબો સમય થયો ધંધાની મંદીની આફત વરસી રહી છે, એ કારણસર હવે રફતે રફતે વેપાર નાબુદ થતો ગયો છે.

અમોએ સીંગાપોર મધ્યે પંચોતેર માઇલની ટેક્ષી ડ્રાઇવ કીધી હતી અને ત્યાંનાં જોહોરનાં દેશી રાજ્યમાં જઇ સુલતાનનો મેહેલ કે જે ઘણો જોવા લાયક છે તે તથા રબર ફેકટરી જોઇ હતી.




રબ્બરનાં ઝાડોનો દેખાવ

સાંજને સમયે અમો બોટેનીકલ બગીચો અને દેશી શહેર 'ધી ગેપ' કે જે, ત્યાંનું ખાસ ફરવાહરવાનું મથક ગણાય છે, કે જેમાંથી સુરયાસ્તનો દેખાવ ઘણો સારો દેખાય છે, તે જોયા બાદ રાતનું ખાણું લેવાને માટે સ્ટીમર પર ડેરયું લીધું.

પીનાંગ અને સીંગાપોરનો રાજવહીવટ નામદાર બ્રીટીશ ગવરમેંટની હકુમત હેઠળ છે. મજકુર શેહેરોમાં શીખ લોકોનું વસ્તી પ્રમાણ મોટી સંખ્યામાં માલુમ પડે છે અને તેઓ ઘણા વીશ્વાસુ અને ખાત્રી લાયક શખસો હોવાના સબબસર તેઓને પોલીસમેનની તથા રામોશીની નોકરી તાત્કાળીક મળી છે.

સીંગાપોર મધે સ્ટ્રેટસ સંસ્થાનનો ગવરનર ખાસ રોકવામાં આવ્યો છે, તે આપણી "માનીતી પીનાંગ હીલ" છે, કે જે હવા ખાવાનું મુખ્ય મથક ગણાય છે, ત્યાં તેમનો સીઝનમાં મુકામ રહે છે.

અમારી સ્ટીમર સીંગાપોર મધે સતાવીસ કલાક થોભાવવામા આવી હતી, તેથી ત્યાંની હરેક જોવા લાયક ચીજો જોવાની અમને અચ્છી ટક મલી હતી.

રવીવાર તા. ૧૯ મી મેની સહવારે અમારા દરીયાઇ રથે આગલ વધવા પછી અમને હોંગકોંગનો ટાપુ તારીખ ત્રેવીસમી મેના પરોઢીયામાં દુરથી નજરે પડયો. કાઉલુન કે જે મેન લાઇનની સાથે નીકટનો સંબંધ રાખે છે, તેની આસપાસની હદમાં અમારી "રાક્ષસી 'રજપુતાના' સ્ટીમરે" લંગર નાંખ્યું. મજકુર સ્ટીમરમાંથી ઉતરયા બાદ અમો સરકારી ફેરી લોંચમાં બેસી સામે પાર "હોંગકોંગ આયલંડ" પર ફકત દશ મીનીટમાંજ જઇ પુગ્યા અને ત્યાંના મશહુર હોંગકોંગ હોટલમાં ઠરી ઠામ થયા. મુંબઇથી તારીખ દશમી મેને દીને ઉપડેલી અમારી "દુન્યવી મુસાફરીની સ્વારી" તારીખ ત્રેવીસમી મેના રોજે હોંગકોંગ મધે આવી પુગી.

હોંગકોંગ ટાપુ, કે જે આગળ કવાન-ટાઇ-લુના પ્રખ્યાત નામે એકકે અવાજે વખણાતો હતો, તે સને અઢારસો ચાળીસના સાલ આગમજ ઘણીજ નાની વસ્તીવાળો ગણાવા ઉપરાંત તેર ગામડાથી વસાયલો હતો, કે જ્યાં ઘણું કરીને ત્યાંના લોકો "માછીમારનો" ધંધો કરતા હતા, મજકુર ટાપુ અઢારસો ને બેતાળીનેનાં સાલમાં તે વખતનાં માજી ચીનનાં શહેનશાહે નાનકીંગનાં કરારની રૂએ નામદાર બ્રીટીશ સરકારને હવાલે કર્યો, એટલુંજ નહીં પણ અઢારસો ને તેતાળીસનાં સાલની તારીખ પાંચમી એપ્રીલના રોજથી તે આજ દીન સુધીમાં બ્રીટીશ સંસ્થાનની સરકારના હકુમત હેઠળ છે, ચીન મધેના અમારા મુકામ દરમ્યાનમાં હોંગકોંગનો ગવરનર સર સેસીલ કલેમેન હતો. મજકુર ટાપુ ચીનનાં દક્ષીણ ખુણામાં આવેલો છે અને તેની વીકટોરીયા સીટી મુખ્ય રાજધાની ગણાય છે, કે જ્યાંની હાલની વસ્તી છ લાખ માણસો ઉપરની અંકાય છે, કે જેમાં પંદર હજાર યુરોપીયનો છે. હોંગકોંગનો વીસ્તાર અગીયાર માઇલ લાંબો અને બેથી પાંચ માઇલ પહોળો છે. એ ટાપુની ઉપર પહાડોની ઘણીજ મોટી અલગારો લાગેલી છે, કે જ્યાંથી ટોંચપર જવા માટે ચકરાવો લેતી ઉપર ચઢતી રેલ્વે બાંધી છે, કે જેમાં બેસી ઉપર જતાં પંદર મીનીટ લાગે છે, એ ટોંચ કે જે ધી પીકનાં મશહુર નામથી ઓળખાય છે, તે અઢાર સો ફીટ ઉંચી છે, કે જ્યાં ગવરનર અને ને બીજા યુરોપીયન ઓફીસરોનાં ચઢઉતર સાઇઝના કાંકડા અપ-ટુ-ડેટ

બંગલાઓ આવેલા છે, કે જે દેખાવ સુશોભીત દેખાય છે. હોંગકોંગ મધે ઇલેકટ્રીક ટ્રામ હોવા ઉપરાંત મોટર બસની પણ મનમાનતી સગવડ છે, એટલુંજ નહિ પણ ત્યાંની મ્યુનીસીપાલીટીએ જાહેર રસ્તાઓબી ઘણા સારા બનાવ્યા છે, કે જેથી કરીને આખા ટાપુપર મોટર ડ્રાઇવ ઘણી ફાંકડી રીતે કરી શકાય છે. હોંગકોંગના જાણીતા વેપારી રસ્તાઓ ચાર છે જેવા કે-કવીન્સ રોડ, ડી વુ રોડ, પેદર સ્ટ્રીટ અને આઇસ હાઉસ સ્ટ્રીટ. આપણી મુંબઇની શોખીન પ્રજા જેવી રીતે જુહુ મધે મોજમજાહ અર્થે પીકનીક પાર્ટીએ જાય છે તેજ મીસાલ હોંગકોંગ મધેનુંબી ઉલટમંદ અને ઉત્સાહી લોક બે ઘડીની મનમાનતી ગમ્મત મળે એ સારૂ ત્યાંની જાણીતી રીપલ્સ બે કરીને જોવા લાયક ખાસ જગ્યા છે, ત્યાં જઇ મન બહેલાવે છે.

એ જગ્યાની હરેક પ્રકારની મોજ ચાખ્યા ઉપરાંત સેહેલાણીઓનાં પોતાના શરીરનાં દરેક અવ્યવોને બે ઘડીની કસરત તેમજ ગમ્મત મળે એ સારૂ ત્યાં તરવાનીબી મજાહ મળે છે. તરવા આવનારાઓ માટે અમુક સ્થળે ખાસ નાના ઝુપડાંઓ બાંધેલાં હોય છે, કે જ્યાં હરેક રોતની સગવડ સચવાય છે. ઉપલી જગ્યા પર રીપલ્સ બે હોટલ આવેલું છે, કે જેની અતરાફમાંથી આ તરવાના ઘાટનો તેમજ તરતા મોજીલા માઝનદ્રાન સેહેલાણીઓનો દેખાવ ઘણો આનંદી લાગે છે.

હોંગકોંગ હોટલના લાયકીવાળા જરથોસ્તી મેનેજર મી૦ ચીચગર તે વખતે હતા, કે જેઓ સેહેલાણીઓની દરેક સગવડ સચવાય તે પર પુરતું લક્ષ આપતા હતા. મજકુર હોટેલ ત્યાંનું અપ-ટુ-ડેટ સ્ટાઇલનું સૌથી એક મોટું "એરીસ્ટોક્રેટીક હોટલ" ગણાય છે.

હાલના સંજોગને અનુસાર એ મધેના ચીનાઓ ઘણા ભણેલા છે, એટલુંજ નહિ પણ દરેક બાબતમાં તેઓ ઘણા શોખીન હોવા ઉપરાંત એઓના શીખેલા વર્ગમાં 'યુરોપીયન ટેસ્ટ'ની ભારે બીમારી લાગુ પડેલી જોવામાં આવે છે તે એ છે જે તેઓ યુરોપીયન ડ્રેસને મળતોજ ડ્રેસ પહેરે છે અને નાચમાબી ફોક્ષ ટ્રોટ અને વોલ્સ ડાન્સ કરી બતાવે છે. ચીનાઓ ફટાકડા ફોડવામાં શોખીન તથા એક્કા ગણાય છે અને તેનો ચાહોમ ધંધો કરે છે.

અમો એક રળીયામણી રાત્રે ચીનાઓના લત્તામાં લટાર મારવા નીકળ્યા ત્યાં અમોએ અમારી ભારે અજાયબી વચ્ચે જોયું કે એક ઘરને છેક ત્રીજે મજલેથી તે ભોંયતળીયાં સુધીમાં ફટાકડાની મોટી અલગાર

અમારી સ્ટીમર સીંગાપોર મધ્યે સતાવીસ કલાક થોભાવવામા આવી હતી, તેથી ત્યાંની હરેક જોવા લાયક ચીજો જોવાની અમને અચ્છી ટક મલી હતી.

રવીવાર તા. ૧૯ મી મેની સહવારે અમારા દરીયાઇ રથે આગલ વધવા પછી અમને હોંગકોંગનો ટાપુ તારીખ ત્રેવીસમી મેના પરોઢીયામાં દુરથી નજરે પડયો. કાઉલુન કે જે મેન લાઇનની સાથે નીકટનો સંબંધ રાખે છે, તેની આસપાસની હદમાં અમારી "રાક્ષસી 'રજપુતાના' સ્ટીમરે" લંગર નાંખ્યું. મજકુર સ્ટીમરમાંથી ઉતરયા બાદ અમો સરકારી ફેરી લોંચમાં બેસી સામે પાર "હોંગકોંગ આયલંડ" પર ફકત દશ મીનીટમાંજ જઇ પુગ્યા અને ત્યાંના મશહુર હોંગકોંગ હોટલમાં ઠરી ઠામ થયા. મુંબઇથી તારીખ દશમી મેને દીને ઉપડેલી અમારી "દુન્યવી મુસાફરીની સ્વારી" તારીખ ત્રેવીસમી મેના રોજે હોંગકોંગ મધ્યે આવી પુગી.

હોંગકોંગ ટાપુ, કે જે આગળ કવાન–ટાઇ–લુના પ્રખ્યાત નામે એકકે અવાજે વખણાતો હતો, તે સને અઢારસો ચાળીસના સાલ આગમજ ઘણીજ નાની વસ્તીવાળો ગણાવા ઉપરાંત તેર ગામડાથી વસાયલો હતો, કે જ્યાં ઘણું કરીને ત્યાંના લોકો "માછીમારનો" ધંધો કરતા હતા, મજકુર ટાપુ અઢારસો ને બેતાળીનેનાં સાલમાં તે વખતનાં માજી ચીનનાં શહેનશાહે નાનકીંગનાં કરારની રૂએ નામદાર બ્રીટીશ સરકારને હવાલે કર્યો, એટલુંજ નહીં પણ અઢારસો ને તેતાળીસનાં સાલની તારીખ પાંચમી એપ્રીલના રોજથી તે આજ દીન સુધીમાં બ્રીટીશ સંસ્થાનની સરકારના હકુમત હેઠળ છે, ચીન મધ્યેના અમારા મુકામ દરમ્યાનમાં હોંગકોંગનો ગવરનર સર સેસીલ કલેમેન હતો. મજકુર ટાપુ ચીનનાં દક્ષીણ ખુણામાં આવેલો છે અને તેની વીકટોરીયા સીટી મુખ્ય રાજધાની ગણાય છે, કે જ્યાંની હાલની વસ્તી છ લાખ માણસો ઉપરની અંકાય છે, કે જેમાં પંદર હજાર યુરોપીયનો છે. હોંગકોંગનો વીસ્તાર અગીયાર માઇલ લાંબો અને બેથી પાંચ માઇલ પહોળો છે. એ ટાપુની ઉપર પહાડોની ઘણીજ મોટી અલગારો લાગેલી છે, કે જ્યાંથી ટોંચપર જવા માટે ચકરાવો લેતી ઉપર ચઢતી રેલ્વે બાંધી છે, કે જેમાં બેસી ઉપર જતાં પંદર મીનીટ લાગે છે, એ ટોંચ કે જે ધી પીકનાં મશહુર નામથી ઓળખાય છે, તે અઢાર સો ફીટ ઉંચી છે, કે જ્યાં ગવરનર અને ને બીજા યુરોપીયન ઓફીસરોનાં ચઢઉતર સાઇઝના ફાંકડા અપ–ટુ–ડેટ

બંગલાઓ આવેલા છે, કે જે દેખાવ સુશોભીત દેખાય છે. હોંગકોંગ મધે ઇલેકટ્રીક ટ્રામ હોવા ઉપરાંત મોટર બસની પણ મનમાનતી સગવડ છે, એટલુંજ નહિ પણ ત્યાંની મ્યુનીસીપાલીટીએ જાહેર રસ્તાઓબી ઘણા સારા બનાવ્યા છે, કે જેથી કરીને આખા ટાપુપર મોટર ડ્રાઇવ ઘણી ફાંકડી રીતે કરી શકાય છે. હોંગકોંગના જાણીતા વેપારી રસ્તાઓ ચાર છે જેવા કે—કવીન્સ રોડ, ડી વુ રોડ, પેદર સ્ટ્રીટ અને આઇસ હાઉસ સ્ટ્રીટ. આપણી મુંબઇની શોખીન પ્રજા જેવી રીતે જુહુ મધે મોજમજાહ અર્થે પીકનીક પાર્ટીએ જાય છે તેજ મીસાલ હોંગકોંગ મધેનુંબી ઉલટમંદ અને ઉત્સાહી લોક બે ઘડીની મનમાનતી ગમ્મત મળે એ સારૂ ત્યાંની જાણીતી રીપલ્સ બે કરીને જોવા લાયક ખાસ જગ્યા છે, ત્યાં જઇ મન બહેલાવે છે.

એ જગ્યાની હરેક પ્રકારની મોજ ચાખ્યા ઉપરાંત સેહેલાણીઓનાં પોતાના શરીરનાં દરેક અવ્યવોને બે ઘડીની કસરત તેમજ ગમ્મત મળે એ સારૂ ત્યાં તરવાનીબી મજાહ મળે છે. તરવા આવનારાઓ માટે અમુક સ્થળે ખાસ નાના ઝુપડાંઓ બાંધેલાં હોય છે, કે જ્યાં હરેક રીતની સગવડ સચવાય છે. ઉપલી જગ્યા પર રીપલ્સ બે હોટલ આવેલું છે, કે જેની અતરાફમાંથી આ તરવાના ઘાટનો તેમજ તરતા મોજીલા માઝનદ્રાન સેહેલાણીઓનો દેખાવ ઘણો આનંદી લાગે છે.

હોંગકોંગ હોટલના લાયકીવાળા જરથોસ્તી મેનેજર મી૦ ચીચગર તે વખતે હતા, કે જેઓ સેહેલાણીઓની દરેક સગવડ સચવાય તે પર પુરતું લક્ષ આપતા હતા. મજકુર હોટેલ ત્યાંનું અપ-ટુ-ડેટ સ્ટાઇલનું સૌથી એક મોટું "એરીસ્ટોક્રેટીક હોટલ" ગણાય છે.

હાલના સંજોગને અનુસાર એ મધેના ચીનાઓ ઘણા ભણેલા છે, એટલુંજ નહિ પણ દરેક બાબતમાં તેઓ ઘણા શોખીન હોવા ઉપરાંત એઓના શીખેલા વર્ગમાં 'યુરોપીયન ટેસ્ટ'ની ભારે બીમારી લાગુ પડેલી જોવામાં આવે છે તે એ છે જે તેઓ યુરોપીયન ડ્રેસને મળતોજ ડ્રેસ પહેરે છે અને નાચમાબી ફોક્ષ ટ્રોટ અને વોલ્સ ડાન્સ કરી બતાવે છે. ચીનાઓ ફટાકડા ફોડવામાં શોખીન તથા એક્કા ગણાય છે અને તેનો ચાહોમ ધંધો કરે છે.

અમો એક રળીયામણી રાત્રે ચીનાઓના લત્તામાં લટાર મારવા નીકળ્યા ત્યાં અમોએ અમારી ભારે અજાયબા વચ્ચે જોયું કે એક ઘરને છેક ત્રીજે મજલેથી તે ભોંયતળીયાં સુધીમાં ફટાકડાની મોટી અલગાર

લાગી હતી. થોડી વારમાં ફટાકડાની લાઇનો ધમાધમ ફુટવા લાગી, જાણે કે, રસ્તાપર "ચાઇનીઝ સીવીલ વૉર" ચાલતી હોય, તેમ અર્ધા કલાક સુધી "ધરરર ધરરર" અવાજો થતા રહયા અને સેંકડો રૂપિયાનો ધુમાડો સાધારણ જેવો ગણાયો.

## જરથોસ્તી વસ્તી

હોંગકોંગ મધ્યે આપણા જરથોસ્તી ભાઇઓની વસ્તી આશરે પંચોતેરની ગણાય છે અને તેઓ ધંધા અર્થેજ ત્યાં વસેલા છે તથા ઘણું ખરૂં એ ભાઇઓ ચીનાઇ રેશમી કાપડનું બીઝનેસ કરે છે. આગળના સારા વખતમાં જયારે ધંધો સારો ચાલતો હતો, ત્યારે ઘણાં જરથોસ્તી ભાઇઓ મજકુર શેહેર મધ્યે પોતીકો પગદંડો કરીને હંમેશના ઠરીઠામ થતા હતા. એ શેહેર મધ્યેની પારસી આરામગાહ ઘણી સારી હાલતમાં રાખેલી છે અને તે 'હેપીવેલી'ની નજદીકમાંજ આવી છે. આગળનાં જેવો જરથોસ્તી ભાઇઓનો દોરદમામ ત્યાં આજે નથી. જાહોજલાલી કમી થઇ ગયેલી દીસે છે.

મજકુર શેહરના ધંધામાં પડતો દીવસ કેમ આવ્યો તેનું મુળ કારણ એ છે કે અફીણ અને સુતરનું બીઝનેસ કમી થઇ ગયેલું માલુમ પડે છે. એ શેહરમાં કરાંચીનાં સીંધીઓની કયુરીઓઝ અને નાવેલટીઝની દુકાનો અમુક સ્થળે દીસે છે અને ત્યાંના શીખ લોકો ઘણાં વીશ્વાસુ તથા ખંતીલા હોવાના સબબસર તેઓને પોલીસમેનની નોકરી મળે છે. આગળના સારા વખતમાં જયારે હોંગકોંગમાં વેપારવણજ ઘણો ધીકતો હતો, તે વખતના આપણા ધંધોધાપો કરતાં જરથોસ્તી ભાઇઓના હોલીવુડ સ્ટ્રીટ જેવા જાહેર લતામાં મકાનો હતાં, તે લતો ઘણોખરો આજે ઉજ્જડ જેવો થઇ પડયો છે.

હોંગકોંગની સામી બાજુ "કાવલુન બંદર" આવ્યું છે, કે જે મેન લાઇનની સાથે ઘણો નીકટનો સંબંધ ધરાવે છે અને તે નામદાર બ્રીટીશ ગવરમેંટની ત્રીસ માઇલ સુધીની હદમાં છે, જયાંથી ફકત દશ મીનીટમાંજ લોંચમાં બેસીને મજકુર બંદરે જવાય છે.

ચીનમાં હાલમાં કેટલોક વખત થયો ઘણો અશાંત મામલો ચાલે છે, એ સબબસર ઘણાખરા શ્રીમંત ચીનાઓ ચીન માંહેલા મુલકોમાંથી ચાલુ કાવલુન તથા હોંગકોંગ મધ્યે વસવાટને અર્થે આવજાવ કર્યા કરે

છે. એ મુલકોમાંનું ચલણુબી ડોલરમાંજ અંકાય છે, કે જે આપણી અલબેલી મુંબઇ નગરીના લગભગ સવા રૂપીઆ થવા જાય છે અને ઇંગલીશ પૌંડના દશ ડોલર ગણાય છે. ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે કે એ ડોલરને અમેરીકન ડોલર સાથે સીધો યા આડકતરો જરા એ સંબંધ નથી, પણ એથી ઉલટું એ કે અમેરીકન ડોલરની કીંમત લગભગ ત્રણ રૂપીઆ જેટલી છે,

હાંગકાંગથી કેન્ટોન જવા પછી મકાઉ કે જે નામદાર પોરચુગીઝ સરકારની હકુમત હેઠળ છે, ત્યાં અમો સેહેલગાહપર ગયા. કેનટોન રેલ્વે ત્રેન તેમજ સ્ટીમરમાંજ જવાય છે, જ્યારે મકાઉ સ્ટીમરમાં જવાય છે, હોંગકોંગથી મકાઉ દરીઆને રસ્તે પાંત્રીસ માઇલનું છેટું અંકાય છે.

## મકાઉનું રસીલું વર્ણન.

મકાઉ જવા અમો સહવારના આઠના અમલે સ્ટીમરમા ઉપડયા અને બપોરના બારના સુમારે તો ત્યાં અમારી સ્વારીં ગાજતીવાજતી આવી પુગી. એ મુલકમાં કોસ્ટાની સ્ટીમરોપર ચાલુ ચીનાઇ ચાંચયાઓનો દોર વરસી રહે છે. ત્રાસદાયક જુલમાટને લીધે એ સ્ટીમરોને એવી ઢબાછબની બનાવેલી હોય છે કે કેપ્ટનની કેબીનની આજુબાજુ પણ મજબુત જાડા લોખંડી સળીઆઓ સજજડ ઘેરી લીધેલા હોય છે કે જેથી કરીને મજકુર જુલમી રાક્ષસી વરૂઓથી અંદર અવાઇ શકાય નહી. એટલુંજ નહી પણ રાત દીવસ ત્યાં પોલીસમેનો વારી મુજબ પહેરો કરે છે.

પોર્ટુગીઝ પ્રજાએ ચીનમાં પંદરસો ને સત્તાવનના સાલમાં પગદંડો વસવાટને અર્થે કર્યો હતો. કે જે વખતે નામદાર ચીનાઇ શહેનશાહની તેઓનીપર પુરેપુરી માયા મહેરબાનીની ઉતરી જુલમી ત્રાસદાયક ચાંચયાઓને ચીન મધ્યેથી સમુળગા હાંકી કાઢવાને વાસ્તે નામદાર શહેનશાહે પોર્ટુગીઝોની મદદ માંગી કે જે તેઓએ પોતાની રાજીખુશીથી અર્પણ કરી કે જેના આભારમાં શાહે એક મોટો જમીનનો ટુકડો (મકાઉ) ખાલી ફકત નામને ભાવે ભાડે આપ્યો અને ભાડાંનું પ્રમાણબી એ રાજેશ્રીઓનું બસો વરસ લગભગ ચાલ્યું.

ગયા અઢારસોને ઉડતાલીસના સાલમાં ચીનની અંદરના ભાગમાં 'કજીયા કંકાસનો આતશી પર્વત' પ્રગટી નીકળ્યો, કે જેનો લોભ પોર્ટુ-

ગીઝોએ લઇને ચિનાઓને મજકુર મુલક મધેથી હાંકી મુકયા અને વરસોની લાંબી ખટપટ પછીથી સને ૧૮૮૭ના સાલમાં મકાઉ ચીનાઓએ પોર્ટુગીઝોને હમેશને માટે આપી દીધું. એ મુજબ પોર્ટુગીઝોએ સ્વતંત્રતાની ભાવનાઓ ખીલવી એટલુંજ નહી પણ પરતંત્રતાની બેડીઓબી તોડાવી.

મકાઉનું બીઝનેસ જ્યારે યુરોપ સાથે યાહોમ ચાલતું હતું તે અગાઉ હોંગકોંગ બ્રીટીશોના કબજામાં હતું કે જેની વસ્તી આજે આશરે એક લાખ માણસની ધારવામાં આવે છે. એ શહેર આજના જમાનાને અનુસરતું છે. એટલાં કારણસર એનું બીજું લાડકવાયું નામ પુર્વના મુલકનું મોંટીકારલો કરીને કહેવાય છે. મજકુર શહેરનાં લોકો ખાસ કરીને અફીણ અને જાણીતો ચાઇનીઝ જુગાર નામે ફેનતેન કરીને કહેવાય છે, તેમાં યાહોમ પોતાનું નસીબ અજમાવવા જાય છે.

મકાઉની જોવાલાયક દીલપઝીર જગ્યામાં કાસા નામનો બગીચો જોનારની નજરમાં ભારે પ્રસંશા પામે છે. અને ત્યાં જાણીતો પોરચુગીઝ મહાન કવિ કેમોએનસ થઇ ગયો છે કે જેની યાદગારી હંમેશની જળવાય એટલા માટે ત્યાં તેનું બાવલું મુકવામાં આવ્યું છે. એ ઉપરાંત ત્યાં સાઓ પાવલોન દેવળની દીવાલ, તંબાકું, મેચીસ અને ફટાકડાનું કારખાનું પણ આવેલું છે કે જે આવતા જતા સહેલાણીઓનું જોવાલાયક સથક ગણાય છે. મકાઉમાં મજુરીનો દર ઘણો સસ્તો છે, એ સબબસર અમેરીકા મધે મોટા જથ્થામાં ફટાકડાઓ આયાત થાય છે. મકાઉની યુરોપના શહેરની સાથે સરખામણી કરીએ તો તે જરૂર બેધડક ચાલી શકે એમ છે. તેનું મુળ કારણ એ છે કે એ શહેરનો દેખાવ જોનારની નજરે અતી રળીયામણો દીસે છે. ત્યાં આપણા જરથોસ્તી ભાઇઓની વસ્તી આસરે દસનીજ છે કે જેઓ ધંધાને અર્થે વસવાટ કરીને રહેલા છે.

અમોએ સાંજના સમયે અમારાં મુકામ અર્થે હોંગકોંગ મધે હેરીયું લીધું અને બીજે વળતે દીને સ્ટીમર 'ફેટસેન'માં સ્વાર થઇને કેનટોન જવા સારૂં ઉપડયા.

## કેનટોનની નજર નોંધ.

કેનટોન એ 'ચાઇનીસ રીપબ્લીક'નું મોટું બારૂં ગણાય છે. હોંગકોંગથી રાતના સ્ટીમર 'ફેટસન' માં ઉપડેલા બીજે દીને સહવારના

ર્ને અમલે કેન્ટોનનાં બારાંમાં અમારી પધરામણી થઇ. સ્ટીમરપરજ નાસ્તો ખાઇ સાતનાં અમલે અમો લટાર મારવા બહાર પડયા. અમારી સાથે 'અમેરીકન એક્ષપ્રેસ એજંસીનો ગાઇડ' ભોમીયા તરીકે આવ્યો હતો. અમો ત્રણે જણાઓ તથા ગાઇડ પાલખીમાં સ્વાર થઇને સહવારના ૭ વાગતેથી તે બપોરના બાર વાગા સુધી ફરયા.

સામીન કે જે બ્રીટીશ અને ફ્રેંચ સંસ્થાન ગણાય છે, ત્યાં પણ અમોએ ફરી વળીને અમારી જીજ્ઞાસા તૃપ્ત કરી. સામીનનો અર્થ રેતાલ સપાટ કીનારો થાય છે, હોંગકોંગથી કેનટોન જતાં દરયા માર્ગે ૮ કલાક લાગે છે અને એ શહેર પરલ નદીપર આવ્યું છે. કેનટોનની વસ્તી આશરે વીસ લાખની છે અને કવાંગ ટવાંગ પ્રાંતની મુખ્ય રાજધાની ગણાય છે. મજકુર મોટી વસ્તી મધેથી આશરે એથી ત્રણ લાખ ચીનાઓએ શહેરની પરલ નદીપર હરહમેશના મોટા નાનાં વહાણોમાં વસ્વાટ કરીને રહે છે, કે જે ખરૂં પુછો તો તેઓનાં ઘરબારની મીસાલ છે, એટલુંજ નહી પણ એ એક ઘણું મોટું ચીનાઓનું પ્રજાસત્તાક મુખ્ય વેપારી શહેર ગણાય છે. અમોએ ત્યાં લગભગ દરેક ઘરોમાં કંઇ ને કાંઇ ઇનડસ્ત્રી–હુનર ઉદ્યોગ–જોયા, જેવા કે લકડનું નકશી કામ, લેધર બેગસ, હરેક કીસમનું ફરનીચર, જેડવરક (એક જાતના ઝવેરના પથરનું ફેન્સી કામ,) કાગળના જેવા માંગો તેવા પંખા, દીલપઝીર હાથીદાંત કામા વીગેરે, કેનટોન ગધેની વીસ લાખ માણસની વસ્તીમાં ભાગ્યેજ ભીખારી માલુમ પડે છે. એ ઉપરાંત ત્યાંના ધોરી રસ્તાઓ સીવાય બાકીના બીજા રસ્તાઓ ઘણાજ સાંકડા દીસે છે, કે જ્યાં હજારોની સંખ્યામાં હુનર ઉદ્યોગની દુકાનો ઉભાઇ જાય છે અને લાખો રૂપીઆનો વેપારવણજ ધીકતો જોવામાં આવે છે.

એ શહેર મધેનાં રસ્તાઓપર ઠામેઠામ હાલના જમાનાને અનુસરતી ઇલેકટ્રીક બતીઓ નજરે પડે છે.

અમોએ કેનટોન મધે નીચલી જોવા લાયક જગ્યાઓ જોઇ સંતોષ મેળવ્યો, એક તો પાંચસો દેવતાઓનું ખાસ જોવા લાયક મંદીર છે. મંદીરના એક ઓરડામાં લગભગ પાંચસો જેટલા દેવતાનાં પુતળાંઓ હારબંધ ગોઠવ્યાં હતાં, જેમાંનું એક પુતળું મહાન પુરૂષ "માર્કોપોલો"નું પણ હતું, કે જે જોનારની નજરમાં બેશક એકકે અવાંજે પ્રસંશા પામે તેમાં કાંઇ નવાઇ જેવું નથી અમો વળી ઓસડનું નામ આપવામાં આવ્યું છે, તે મંદીર 'ટેમપલ ઓફ મેડસીન' પણ જોઇ

આવ્યા. વહેમી ચીનાઓમાં એવી ભુલભરેલી માનયતા એ છે કે જે કોઇ શખસ બીમાર પડે અને જો મજકુર મંદીરની માનતાસુનતા કરીને કાંઇબી દુવા માંગે તો તે દુવાઓ ફળીભુત થાય.

કેનટોનનું પ્રખયાત મંદીર કે જે હોનાન ચાન કરીને કહેવાય છે, અને જેને હાલમાં સ્કુલ તરીકેનાં મકાન દાખલ ફેરવી નાખવામાં આવ્યું છે તે પણ જોયા બાદ અમોએ 'સીટી ઓફ ધી ડેડ' [મુવેલાંઓનું શેહેર] માંબી હેરીયું લીધું.

એ જગ્યામાં એક મોટું બેઠી બાંધણીનું મકાન છે, કે જેમાં એકસો વીસ ઓરડાઓ હારેબંધ છે, જે જોનારની નજરમાં અતી રમણીય દીસે છે. એ ઓરડાઓમાં શ્રીમંત ચીનાઓની લાશ લાકડાંનાં કોફીનમાં મુકીને ઓરડામાં રાખવામાં આવી છે કે જેનું દરેક ઓરડા દીઠનું ભાડું ત્રણસો ડોલર પહેલા ત્રણ મહીના સુધી લેવામાં આવે છે. મરણ પામેલા શખસની ઘણીખરી ક્રીયા આપણા જરથોસ્તી રીવાજને અનુસરતી કરવામાં આવે છે, એકલુંજ નહી પણ સતુમતું જમણ, ચા અને અગરબતી વીગેરે મરણ પામેલા સારૂ દીવસમાં બે વખત કરવામાં આવે છે.

લાશને માટે જો કોઇ સારી જગ્યાની ગોઠવણ થાય છે, તો પછી અસલ જગ્યાએથી ખસેડીને તેને હંમેશને માટે દાટવા સારૂ સારી જગ્યા મળે છે.

ચીનાઓ કહે છે કે મરણ પામેલો શખસ કોઇને સ્વપનદ્વારા આવીને કહી જાય છે કે "મને ફલાણી જગ્યા પર દાટજો," તો પછી તે મરનારની ખાહેશ મુજબ તેનાં લાગતાંવળગતાં બેશીઓ અમલ કરે છે અને એથી ઉલટું એ છે કે સ્વપ્નામાં જો ન કહી જાય તો પછી તે લાશને લાકડાંની કોફીનમાં લગભગ બે થી ત્રણ વરસ સુધી રાખી મુકવામાં આવે છે.

'સીટી ઓફ ધી ડેડ'થી આગળ જતાં અમને અમારા "ગાઇડે" રસ્તામાં જુની ચાઇનીઝ વોલ [ચીનાઇ દેવાલ]નો થોડોક જોવાલાયક ભાગ આવે છે તે દેખાડવા ઉપરાંત ટીબેટ મધેથી મોટો ધારમીક ઘંટ લાવવામાં આવ્યો છે, તે દેખાડયો. એટલુંજ નહી પણ ત્યાંથી થોડે દુર વટલાએલા મુસલીમ ચીના બીરાદરોની મસજીદ આવેલી છે તે પણ અમને દેખાડી. પાંચ માળનું પેગોડા ટાવર [મંદીરનો મીનારો] કે જેમાં હાલ

મ્યુઝીમ છે, તે જોવા ઉપરાંત ત્યાંથી થોડે છેટે 'ફ્લાવરી પેગોડા' કરીને સત્તર માળની ઉંચી ઇમારત છે, કે જે લગભગ અગીઆરસો વરસ ઉપરની જુનામાં જુની ગણાય છે કે જેનું બાંધકામ હાલમાં અત્યંત ધાસ્તી ભરેલી હાલતમાં આવી પડયું છે તે મજકુર ઇમારત પણ અમે જોઇ. એ ઇમારત ભયભરેલી સ્થિતિમાં છે, જેથી કોઇબી વીઝીટરોને ઉપર જવા દેવામાં આવતા નથી.

ઉપલું સર્વે જોઇ બપોરના સમયે અમો સામે પાર ચાઇનીઝ પુલ ઓળંગી "બ્રીટીશ કનસેશન્સ સામીન"માં દાખલ થયા, કે જ્યાં થોડાક આપણા જરથોસ્તી બીરાદરો વસવાટ કરે છે, તે માંહેલા મી૦ ધાબ્બર નામના એંસી વર્ષની ઉમ્મરના વૃદ્ધ ગ્રહસ્થ અમને મળ્યા હતા, જેમણે ચીન મધેનું રસીલી કથાનું જાણવા લાયક વર્ણન જણાવ્યું.

સામીન મધે "વીકટોરીયા હોટલ"માં અમોએ બપોરનાં લંચ લીધું, જે બાદ કેનટોન મધે અમે પાછું હેરીયું લીધું અને ટેક્ષીમાં આખા શહેરની આસપાસ મનમાનતી ડ્રાઇવ કીધી.

જ્યારે અમો આખાં શહેરમાં ફરવા નીકળ્યા હતા, તે વખતે ત્યાંનો મામલો અશાંત હોવાના સબબસર પોલીસમેનો રસ્તાપર બંદુકો અને રીવોલ્વરો સાથે પહેરો ભરતા હતા. પાછા અમો એજ દીવસની સાંજે કેનટોનથી હોંગકોંગ જવા ઉપડયા. ઉપડતી વખતે ત્યાં અમોએ નદીમાં એક બાજુ બ્રીટીશ, ફ્રેંચ અને જાપાનીઝ લડાયક વહાણો જોયાં, જ્યારે બીજી તરફ ચાઇનીઝ લડાયક વહાણ ચીનાઇ લશ્કરથી ભરપુર જોયુ, કે જે દેખાવ જાણે કે અમો ધાસ્તી ભરેલા વિસ્તારમાંથી પસાર થતા હોઇએ એવો જણાયો.

## શેંઘાહીની કુચ.

જે દીવસે અમો હોંગકોંગ આવ્યા તેને વળતે દીને એટલે કે મંગળવાર તારીખ ૨૮ મી મેના રોજે ડોલર લાઇનની સ્ટીમર "પ્રેસીડન્ટ જેફરસન" દરયાઇ મહેલમાં શેંઘાઇ જવા માટે ઉપડયા.

હોંગકોંગ મધેથી ૨૮ મી મેની બપોરના ઉપડેલા, અમો તારીખ ત્રીસમી મે ની સાંજે સાડાપાંચના અમલે શેંઘાહીની ધરતી પર અમારી દુનયવી મુસાફરીનાં પગલાંની છાપ પાડી અને થોડેક છેટે બારામાંજ અમારાં "દરીઆઇ રથે" લંગર નાંખ્યું અને ત્યાર બાદ અમો લોંચમાં બેસીને કીનારે ઉતર્યા, કે જ્યાં કસ્ટમ કલાર્કે આપણો સર્વે લગેજ

આવ્યા. વહેમી ચીનાઓમાં એવી ભુલભરેલી માનયતા એ છે કે જે કોઇ શખસ બીમાર પડે અને જો મજકુર મંદીરની માનતાસુનતા કરીને કાંઇબી દુવા માંગે તો તે દુવાઓ ફળીભુત થાય.

કેનટોનનું પ્રખયાત મંદીર કે જે હોનાન ચાન કરીને કહેવાય છે, અને જેને હાલમાં સ્કુલ તરીકેનાં મકાન દાખલ ફેરવી નાખવામાં આવ્યું છે તે પણ જોયા બાદ અમોએ 'સીટી ઓફ ધી ડેડ' [મુવેલાંઓનું શેહેર] માંબી હેરીયું લીધું.

એ જગ્યામાં એક મોટું બેઠી બાંધણીનું મકાન છે, કે જેમાં એકસો વીસ ઓરડાઓ હારેબંધ છે, જે જોનારની નજરમાં અતી રમણીય દીસે છે. એ ઓરડાઓમાં શ્રીમંત ચીનાઓની લાશ લાકડાંનાં કોફીનમાં મુકીને ઓરડામાં રાખવામાં આવી છે કે જેનું દરેક ઓરડા દીઠનું ભાડું ત્રણસો ડોલર પહેલા ત્રણ મહીના સુધી લેવામાં આવે છે. મરણ પામેલા શખસની ઘણીખરી ક્રીયા આપણા જરથોસ્તી રીવાજને અનુસરતી કરવામાં આવે છે, એકલુંજ નહી પણ સતુમતું જમણ, ચા અને અગરબતી વીગેરે મરણ પામેલા સારૂ દીવસમાં બે વખત કરવામાં આવે છે.

લાશને માટે જો કોઇ સારી જગ્યાની ગોઠવણ થાય છે, તો પછી અસલ જગ્યાએથી ખસેડીને તેને હંમેશને માટે દાટવા સારૂ સારી જગ્યા મળે છે.

ચીનાઓ કહે છે કે મરણ પામેલો શખસ કોઇને સ્વપનદ્વારા આવીને કહી જાય છે કે "મને ફલાણી જગ્યા પર દાટજો," તો પછી તે મરનારની ખાહેશ મુજબ તેનાં લાગતાંવળગતાં બેશીઓ અમલ કરે છે અને એથી ઉલટું એ છે કે સ્વપ્નામાં જો ન કહી જાય તો પછી તે લાશને લાકડાંની કોફીનમાં લગભગ બે થી ત્રણ વરસ સુધી રાખી મુકવામાં આવે છે.

'સીટી ઓફ ધી ડેડ'થી આગળ જતાં અમને અમારા "ગાઇડે" રસ્તામાં જુની ચાઇનીઝ વોલ [ચીનાઇ દેવાલ]નો થોડોક જોવાલાયક ભાગ આવે છે તે દેખાડવા ઉપરાંત ટીબેટ મધેથી મોટો ધારમીક ઘંટ લાવવામાં આવ્યો છે, તે દેખાડયો. એટલુંજ નહી પણ ત્યાંથી થોડે દુર વટલાએલા મુસલીમ ચીના બીરાદરોની મસજીદ આવેલી છે તે પણ અમને દેખાડી. પાંચ માળનું પેગોડા ટાવર [મંદીરનો મીનારો] કે જેમાં હાલ

હીમાંબી એલાહેદુ સેટલમેંટ ગણાય છે. ઉપર મુજબ શેંઘાઇ ત્રણ ત્રણ મ્યુનીસીપાલીટીઓનો દાવો ધરાવે છે જેવી કે, ચાઇનીઝ, ફ્રેંચ અને ઇન્ટરનેશનલ એ મુજબ મજકુર શહેરની જેટલી તારીફ કરીએ તેટલી ઓછી છે, અને તે એક યુરોપીયન ટાઉન મીસાલ છે.

કોઇબી જુની દુનિયાનો શખસ જો ઇલેક્ત્રીક લાઇટ જોવાનો શોખ ધરાવતો હોય તો તેને જરૂરજ શેંઘાહી મધેની ઇલેક્ટ્રીક લાઇટ જોઇને પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરવી.

આપણી અલબેલી અને સુધરેલી મુંબઇ નગરીની ઇલેક્ટ્રીક લાઇટ તો શેંઘાહી મધેની ઇલેક્ટ્રીસીટી આગળ ખરૂં પુછો તો, કુચ્છ બીસાદમાં નથી, જ્યારે એ મુલકની લાઇટ તો એવી પહેલા નંબરની જાહેરાત આપે છે કે, જાણે રોજીંદી-(બારે માસ)-દિવાળીની ભભુકદાર રોશણી થતી હોય એવુંજ દીસે છે। શેંઘાહી મધે ત્રણ પ્રજાવિશ્વાસુ જાણીતા સ્ટોરસ છે, કે જે ચારચાર મજલાઓનો હક ઇલાકો ધરાવે છે, કે જેમાં એક ટાંચણીથી તે પીયાનો સુધીની હરેક ચીજો બજારૂ ભાવે મળી શકવા ઉપરાંત સ્ટોરસોનું કામ "ડીપાર્ટમેન્ટલ સીસ્ટમ" મુજબ ચાલે છે, એટલુંજ નહી પણ રાત્રે સ્ટોરસની ભભુકદાર લાઇટનો દેખાવ મનમોહક લાગે છે.

અમો એ મુલક મધેનું વિખ્યાત સોનાચાંદીનું એક્ષચેંજ (બજાર) જે ઘણા મોટા પાયાપર ચાલે છે, તે જોઇ ખુશી થયા. મી. બાપુજી લાલકાકા નામના ગ્રહસ્થ મજકુર એક્ષચેંજના જાણીતા બુલયન બ્રોકર છે અને તેઓ મોટા પાયાપર સોદા કરે છે. તેઓની ઓફીસની મુલાકાતે જવા બાદ અમોએ ત્યાંથી પાછા બજાર તરફ હેરીયું લીધું, જ્યાં અમારી અજાયબી વચ્ચે જોયું કે, એક ઘણાજ મોટા રૂમમાં ધમધોકાર બીઝનેસ થતું હતું, કે જે બુલ્યન બજાર આખી દુન્યાના સોનાચાંદીના ભાવપર સર્વોપરી સત્તા ભોગવે છે.

## શેંઘાહીની જરથોસ્તી વસ્તી.

શેંઘાહી મધે આપણા જરથોસ્તી ભાઇઓની વસ્તી આશરે દોઢસોની ગણાય છે કે જેઓ ધંધાને અર્થેજ ત્યાં મચી રહેલા છે. તેઓની હાલત સારી છે. અમો એ શહેર મધેનાં જાણીતા મેસર્સ ઉમરીગર બ્રધર્સ અને એદલજી કોમીસરીયટવાલા વિગેરે સદગ્રહસ્થોની મુલાકાત

કંપનીના કાયદા કાનુન અનુસાર ખાત્રી મુજબ તપાસે છે.

અમોએ અમારો ઉતારો ત્યાંના જાણીતા 'એસટર હાઉસ હોટેલ' કે જે બ્રોડવે અને વહાંગપુ રોડના સંગમ પર આવ્યું છે, કે જ્યાંથી નદીનો અને પબ્લીક ગાર્ડનનો વ્યુ અત્યંત મોહક લાગે છે ત્યાં લીધો હતો.

## શેંઘાહીની સુંદરતાનું રસીલું બ્યાન!

શેંઘાહી એ ઇંટરનેશનલ મોટું વેપારી શહેર છે, કે જ્યાંની વસ્તી વીસ લાખ ચીનાઓની અંકાય છે અને ત્યાં આશરે ત્રીસ હજાર પર મુલ્કના રહેવાસીઓ જાયુકના વસવાટ અર્થે ઘરબાર માંડીને રહેલા છે.



શેંગાહી શહેરનો દેખાવ

એ શહેર વહાંગહુ નદીના મુખડા પર આવેલું છે, તેથી એની સુંદરતાનો કાંઇ પારજ નથી.

સને ૧૮૪૨ ના સાલના નાનકીંગના કોલકરારના કાયદા કાનુનની કલમ અનુસાર બ્રીટીશોના કબજામાં એ શેહેરનો ઘણોખરો મોટો વિસ્તાર આવ્યો હતો. ૭ વરસના ગાળા પછી ચીને ફ્રાંસને એ શહેરનો બીજો એક મોટો વિસ્તાર અર્પણ કર્યો, એટલુંજ નહી પણ ત્યારબાદ અમેરીકનોએ પટેથી જગ્યા ભાડે લીધી અને અઢારસો ત્રેસઠનાં સાલમાં બ્રીટીશ અને અમેરીકન કોલકરાર સાથે થવાથી એક નામે પછી ઇન્ટરનેશનલ સેટલમેન્ટ થયું. જ્યારે ફ્રાન્સ તદનજ નોખું થવા ઉપરાંત શેંઘા-

ચીન મધેના કેટલાક જાણીતા શહેરીઓ સાથે અમને હાલના હીંદુસ્તાનના સંજોગમાંથી આપણે કેમ પસાર થઇએ છીએ એ બાબદસર વાદવીવાદ ચાલ્યો, કે જે પરથી એઓ આપણા ઇન્ડયનો માટે ખરેજ અત્યંત ભલી લાગણી ધરાવે છે એમ સ્પષ્ટ જણાઇ આવ્યું હતું એટલુંજ નહીં પણ રીપબ્લીકન ગવર્મેનટનો ચાઇનીસ ફોરીન ડીપાર્ટમેનટનો મોટો આફીસર કે જે 'તોંગ ચાઉ' સ્ટીમરપર અમને મલ્યો હતો, તેમણે પણ આપણા ઈન્ડયનો માટે જાબજા તારીફ કરવા ઉપરાંત જણાવ્યું હતું કે ચીનાઓ હીંદુસ્તાનને સ્વરાજ બને તેમ તાકીદે મળે એ સારૂ ભારે પ્રસંસા કરે છે.

## પેકીંગનું વર્ણન.

પેકીંગનું નામ ફેરવીને ત્યાંની ચીનાઇ રીપબલીક ગવર્મેંટે પેપીંગ નામ દાખલ કર્યું છે કે જે ચાર હજાર વરસો ઉપરનાં જુનાં અને જગજાણીતાં શહેરનાં ઉપલાં નામે ઓળખાવા ઉપરાંત તવારીખ રૂપે પણ માલમ પડી આવે છે. પીકીંગનો અર્થ ચીનાઇ ભાષામાં "ઉતરની રાજધાની" થાય છે, એટલે કે, એ ઉતરની રાજધાનીનું મુખ્ય શહેર ગણાય છે. ઓગણીસસો અઠાવીસનાં સાલમાં ચીન મધેના રાજવહીવટમાં મોટા ફેરફાર થવાના સબબે તે વેળાની રીપબલીકન ગવર્મેંટ રાજધાની શહેર પીકીંગથી ખસેડીને નાનકીંગ મધે લઇ ગઇ, કે જે વખતથીજ પીકીંગનું નામ બદલાઇ ઉપર જણાવ્યા પ્રમાણે પેપીંગ પડયું છે. રાજધાનીના ફેરફારથી કુદરતી રીતે મજકુર શહેરની આગલી જાહોજલાલી ઘટી જવા ઉપરાંત સઘલા મોટા ચીનાઇ ઓધેદારો પરદેશી આફીશીયલો અને શ્રીમંત મોટે ખાચરેના ચીનાઓ તથા સાહસીક વેપારીઓ હાલની નવી રાજધાની શહેર નાનકીંગ મધે વસવાટ કરવા પામ્યા છે. પીકીંગ શહેરની આસપાસ ચઉદ માઇલની ગોલ ફરતી 'તારતર વોલ'ને નામે ઓલખાતી દીવાલ છે, કે જેની વસ્તી નવ લાખ માણસની અંકાય છે, કે જે નવનો આંકડો ગણત્રીબાજ ચીનાઓના મનસે ઘણોજ શુભ ગણાય છે.

અમારૂં હોટેલ "ડ વાંગોલી" કે જે એલચીખાતાંનાં રહેઠાણ મધેનાં ભાગમાં હોવાના સબબસર ઘણુંજ બીન ધાસ્તીવાળું હતું, એટલે કે, એ હોટલની જગ્યા ઘણીજ બંધએસ્તી હતી, જયારે ત્યાંનું બીજુ હોટેલ ડ પીકીંગ કે જે એલચી ખાતાંના વીસ્તારની બહારની લોકેલીટીપર

લેવા ઉપરાંત ત્યાંની પારસી કલબમાં તથા પારસી આરામગાહને નમન કરવા ગયા હતા.

શેંધાહીમાં ચીનાઇ મંદીરો, સર્પ જેવો વાંકદાર પુલ, જેસફીલ્ડ પાર્કનો બગીચો, 'બબલીંગ વેલ' (કુવો,) ચાઇનીઝ બગીચો, હોંગકોંગ એંડ શેંધાહી બેંક અને બંદ ગાર્ડન વીગેરે જોવા જોગ છે.

શેંધાહીનું ચીના વસવાટનું શહેર કે જે ફ્રેન્ચ કનસેશનની દક્ષીણમાં આવ્યું છે, ત્યાં અમોએ એક દીવસ હેરીયું લીધું, કે જેની આસપાસ એક ચાઇનીસ મંદીર આવે છે, અને જે મંદીરપર જવા માટે સરપેનટાઇન (વાંકાચુકો) પુલ બાંધ્યો છે. એ ઢબનો પુલ બાંધવાની ચીનાઓની મતલબ એ છે કે, ખરાબ ભુતો ત્યાં મુદ્દલ જઇ શકે નહી. શેંધાહીની અત્યંત મોટી વસ્તી હોવાના સબબસર ત્યાં રીક્ષાઓ પુષ્કળ માલુમ પડે છે. એ મુલકના રીક્ષા ખેંચનારાઓ એવા શુરા હોય છે કે મોટર અને ગાડીની વચેથી રીક્ષાઓ વીજળીની માફક ઝપાટામાં હાંકી જાય છે. એક બહાર ગામનો નવોસવો બેસનારો તો ખચીતજ ગભરાટમાં પડે કે કદાચ જો તે રીક્ષામાંથી બહાર પડી ગયો તો પછી હાડકાં પાંસરાંનો પુરેપુરો ખુરદો થઇ જાય. શેંધાહીની બ્રીટીશ કનસેશનમાં આપણા હીંદુસ્તાનના શીખ લોકો મુખ્ય ભાગે પોલીસમેન તરીકે જોવામાં આવે છે, જેઓ ઇમાનદારીથી નોકરી બજાવે છે.

અમોને શેંધાહીથી ઉપડતી વખતે મી૦ એદલજી કોગીસરીયટવાળા અને તેમનું લાયકીવાળું કુટુંબ સ્ટીમરપર મુકવા આવ્યું હતું.

અમો પહેલી જુન ઓગણીસો ઓગણત્રીસને દીને ચાઇનીસ નેવીગેશન કંપનીની સ્ટીમર તાંગચાઉમાં બેસી રસ્તામાં બ્રીટીશ પોર્ટો (બંદરો) વીહાઇવરવાઇ અને ચેફુ કરયાં હતાં કે જે યલો સી એટલે પીલા સમુદ્રમાં આવ્યાં છે, અમો ચોથી જુને તાકુ મધે ગયા અને ત્યાર બાદ પાછા લોંચમાં બેસીને તાંગુ આવ્યા અને પછી ત્યાંથી ચાઇનીસ ત્રેનમાં બેસીને ટીનસીન મધે જઇ પુગ્યા જ્યાં અમેરીકન એક્સપ્રેસની મોટરમાં બે કલાક સહેરમાં ફરયા એટલુંજ નહી પણ ત્યાંની જાણીતી જોવા લાયક જગાઓ હતી તે પર અમોએ ઉડતી નજર ફેંકી સાંજના સવાચારને અમલે ટીનસીનથી ઉપડી રાતના સવાસાતને અમલે આવી ચેહ્યાંગ મધે જઇ પુગ્યા કે જે ચીનની રાજધાનીનું મુખ્ય અસલી શહેર ગણાય છે.

આગળા ફ્રેંચ બાદશાહો ચીનાઇ રાજકર્ત્તાઓને હરેક કીસમના
સુંદર ઘડીયાળો ભેટ સોગાદ આપતા હતા, કે જે અમારા જોવામાં આવ્યાં
હતાં, તે ઘણાંજ દીલપઝીર હતાં. એક સુંદર ઘડીઆલનાં પીંજરાંમાં
એક બ્રાસનું બનાવેલું પક્ષી અમોએ જોયું તે એ કે બપોરના અગીઆર
વાગાને ટકોરે તે એક ગમથી તે બીજી બાજુએ દોડે અને બીજીગમ
પીંજરામાં જાણે કે યાહોમ મોટો પાણીનો ધોધ પડતો હોય તેવો રમ-
ણીક કરામતી દેખાવ જોઇને અમો ડંગ થઇ ગયા.
ટકોરા વાગ્યા બાદ તે ઘડીઆળમાંનું પક્ષી સ્થીર થઇ જાય છે.
પશ્ચિમના મુલકનો કેવો હુન્નર ઉન્નેમે છે, તેની આપણને ત્યાંના અસલી
લોકોના કરેલાં કામકાજ ગવાહી આપે છે।

## ૩ કરોડ ડોલરનું સંગ્રહસ્થાન.

એ ઘડીયાલ ઉપરાંત અમોએ ચીનાઇ માટીકામ વીગેરેની ત્યાં
મુકેલી અનેક અમુલ્ય ચીજો જોઇ હતી. ત્રણે ઇમારતમાંની દરેક ચીજો
જો એકઠી કરીને તેનું પ્રમાણ આંકવામાં આવે તો એ અવેજ ત્રણ
કરોડ ડોલરનો થવા જાય છે. એ શહેરની બહાર તે વખતનું યાને કે
જુના જમાનાનું ઇમ્પીરીયલ સીટી છે, કે જ્યાં કોર્ટના ઓફીસરો અને
બીજા મોટે ખાંચરેના શ્રીમંત શેઠીયાઓનું રહેવાનું મુખ્ય મથક ગણાતું
હતું. મજકુર શહેરનાં પાંચ માઇલના વીસ્તારમાં સફેદ પેગોડા મંદીરનો
સફેદ મેહેલ વીગેરેથી જોવાલાયક છે, કે જે જોનારની નજરમાં રમણીય
દીસે છે. 'વીનટર પેલેસ'માં છેલ્લી ચીનની રાજકર્ત્તી દાવેજર રાણી
રહેતી હતી, તે મેહેલ પણ પબ્લીક માટે હમેશનો ખુલ્લો રાખવામાં
આવ્યો છે, અને તેની વચ્ચોવચ તળાવ તેમજ આજુબાજુ ફુલફલાદી
ઝાડપાનથી ભરચક દીપાયમાન થયલો બાગબગીચો બનાવ્યો છે, જે
જોનારની નજરમાં જાણે કે પરીયાંના મુલકમાં એ ઘડીની ગંમત મેલવવા
આવ્યા હોય તેવું દીસે છે. અંદર વધુ આગળ જતાં ઉંચો મંદીરનો
મીનારો 'પેગોડા' આવે છે કે જે મીનારાપરથી આખાં પીકીંગ શહેરનો
મનમોહક દેખાવ જોનારને ઘણો આકર્ષીત લાગે છે. પેગોડાનો અર્થ
ચીનાઓ "મોટા અણીયારા મીનારો" એવો કરે છે.

અમો કેશમીરના જેવી મોટી હાઉસ-બોટમાં બેસી સામે પાર ગયા,
કે જ્યાં એક મંદીર હતું અને તેમાંની મારબલની દીવાલપર નવ સાંપો
"ડ્રેગુન" સાથની સ્ક્રીન હતી, જે જોવાલાયક હતી.



નેશનલ મ્યુઝીયમ

આવેલું છે, તે કોઇ દહાડે ગડબડ સડબડના પ્રસંગે ઘણીજ મોટી ધાસ્તીમાં આવી પડે, એમ છે. પેકીંગની બરોબર વચમાં "ફરબીડન સીટી" છે, કે જેનો વીસ્તાર બે માઇલનો અંકાવા ઉપરાંત એ શહેરના ગાળામાં ઇમપીરીયલ (બાદશાહી) રાજમેહલો તથા નેશનલ મ્યુઝીયમ વીગેરે છે. અસલના પુરાતન જમાનામાં મજકુર જગ્યામાં બાદશાહ અને તેના રાજખટલાનાં માણસો સીવાય બીજા કોઇબી શખસને ત્યાં દાખલ થવા દેવામાં આવતા નહોતા, તેથીજ તેનું ઉપલું વીચીત્ર યાને 'મનાઇ કરેલું શહેર' કરીને નામ પાડવામાં આવ્યું હતું. હવે જમાનાના રંગઢંગ અને ઢબછબ બદલાયાં છે અને ચીનાઇ બાદશાહી જેવો કાંઇ આગળો રાજઅમલ તથા ઠાઠમાઠ ત્યાં રહ્યો નથી પણ ખુદ રીપબલીકન રાજવહીવટ ચાલે છે, એટલેજ કરીને ઉપલી જગ્યાના દ્વાર પબલીક માટે હરહમેશાં જોવા અર્થે ખુલ્લાં મુકવામાં આવ્યાં છે. મજકુર મનાઇ કીધેલાં શેહેર મધ્યે ત્રણ મોટા રાજદરબારી જેવા પોખાલ ઓરડાઓ છે. એક હોલની બાજુએ ઇમપીરીયલ પેલેસ મેહેલ મ્યુઝીયમ છે. છેલ્લો ચીનાઇ રાજકર્તા શેહનશાહ ગયા ઓગણીસસો પચીસના સાલ સુધી એ મેહલમાં રહેતો હતો. એ મ્યુઝીયમમાં સીલ્કનું (રેશમનું) હરેક પ્રકારની ડીઝાઇનોનું ભરતકામ કરવામાં આવ્યું છે, એટલુંજ નહીં પણ પેનટીંગોબી કુદરતી આંખને ઉડી વળગે તેવાં દીલપઝીર લાગે છે.

જેમ આપણા જરથોસ્તી ભાઇઓ "જશન" કરાવવા મોબેદોને બેસાડે છે, તેજ મીસાલ સોથી દોઢસો ધર્મગુરૂઓ એક બાજુ ભણતર અર્થે બેઠા હતા. એક નાકાપર વડો ધર્મગુરૂ આતશની સામે ભણતો હતો, જયાં હરેક કીસમની સુગંધી ચીજો તે આતશપર મેલતો હતો. આજુબાજુ બીજા ધર્મગુરૂઓ ધીમે ધીમે ભણ્યા કરતા હતા, જે દેખાવ ખરૂ પુછો તો ખરાં જીગરનો ભક્તિભાવ દેખાડતો હતો. અમો એ ધર્મ-ક્રીયાથી ખુશ થયા, એટલુંજ નહિં પણ ત્યાંથી પાછું ઉઠવાનું અમને જરાએ મન થયું નહોતું, પણ તેથી ઉલટું અમને એમ લાગતું હતું હતું કે જાણે અમોએબી એ ધર્મ ક્રીયામાં ભાગ લીધો હોય, એવોજ દેખાવ સદાબરો નજરે પડતો હતો.



ચીનના ધર્મગુરૂ.

ધર્મક્રીયાનું ભણતર ચાલતું હતું તે દરમ્યાનમાં ચીનાઇ બાનુઓ આવી વડા ધર્મગુરૂને ગુંથણમંડીએ પડીને પગે પડયાં અને ત્યારબાદ

ઇમ્પીરીયલ સીટીની બહાર "ટારટર સીટી" આવ્યું છે, કે જે સીટી આખાં પીકીંગ શહેરની આસપાસ ચૌદ માઇલની દીવાલોનાં અંદરનાં ભાગમાં છે કે જેમાં કોન્ફ્યુશીયસનું મંદીર, કલાસીકસ હોલ, તીબેટન મંદીર, ઘંટ અને પડઘમવાળા મીનારા અને એલચીઓનાં મકાનો વીગેરે આવ્યાં છે. ટારટર સીટીની દક્ષીણે ચાઇનીસ સીટી આવ્યું છે, ત્યાં બેહેસ્તનું મંદીર આવવા ઉપરાંત ખેતીનું મંદીર વીગેરે પણ છે.

આખાં પીકીંગ શહેરને સોલ દરવાજા છે જે જોનારને ચીતભ્રમ કરે છે.

## પીકીંગની જોવા લાયક જગ્યાઓ.

હવે પીકીંગ મધ્યેની થોડીક જોવા લાયક જગ્યાઓનું રસીલું ધ્યાન આગળ ચલાવીએ તો તે એ છે કે, અમોએ ત્યાંનું વખણાયેલું કોન્ફ્યુશીયસનું મંદીર જોવા ગયા કે જે તીબેટન મંદીરની દક્ષીણમાં આવેલું જે ચીનાઇ ફીલસુફ નામે કુંગનેની યાદગારી હમેશની જળવાઇ રહે તે માટે અર્પણ કરવામાં આવ્યું હતું. મજકુર ફીલોસોફર પુર્વે ૫૦૦ નાં સાલમાં જન્મ્યો હતો. એ મંદીરમાં મુર્તિનું કાંઇ નામનીશાન નથી, પણ પત્થરની તપતીઓ માલુમ પડે છે. પયગમ્બર કોન્ફ્યુશીયસનો ધર્મ માનનારાઓ મુર્તિઓને પુંજતા નથી, પણ પોતાના બાપદાદાઓનાં નામની અમ્મર કીર્તિ હમેશની જળવાઇ રહે, એ સારૂ તેઓ તખ્તીઓ તરફની ભાવિક લાગણી પ્રદર્શીત કરે છે. એ મંદીર ગઇ તેરમી સદીની આખરીમાં બંધાયું હતું. ત્યાં અસલવારેનાં જમાનાના પત્થરનાં ઢોલો અમારા જોવામાં આવ્યાં હતાં. એ ઉપરાંત મંદીરની બાજુમાં હોલ ઓફ કલાસીકસ આવ્યો છે, કે જે હોલ આગલા વખતમાં ઇમ્પીરીયલ યુનીવર્સીટીના હોલ તરીકે જાણીતો હતો. તીબેટન મંદીર કે જે હાતામાન સ્ટ્રીટ મધ્યે આવેલું છે, તે તરફ અમોએ હંકીયું લીધું. એ મંદીર ટીબેટ મધ્યેના લાસા શહેરનાં મોટાં મંદીર સાથે નીકટ સંબંધ ધરાવે છે. એ મંદીર છ ભાગમાં વહેંચાયલું છે, જ્યાંના એક ભાગમાં અમોએ પંચોતેર ફીટની ઉંચી ઉભેલી બુધ દેવતાની આકૃતી જોઇ. આ ટીબેટન મંદીરમાં વર્ષમાં એક વાર મોટી ધર્મક્રીયા થાય છે. જે દીવસે ધર્મક્રીયા થવાની હતી, તે દીવસે અમોબી અકસ્માતીક જઇ લાગવે જે કાંઇ જોયું તે નીચે મુજબ હતું.

માટે ખાસ મુકવામાં આવ્યા છે. એ ઉપરાંત વચમાં બીજા ચાર થાંભલાઓ છે, કે જેને ખાસ પીળોજ રંગ લગાડવામાં આવ્યો છે તે થાંભલાઓ વરસની ચાર ઋતુઓ જાણવા અર્થેના ગણાય છે.

ચીન રીપબ્લીક થવાની આગમજ બાદશાહો વરસમાં ત્રણ વખત ભણતર કરવાને સારૂ મજકુર ઠેકાણે જતા હતા, કે જે વખતે ગયાં વરસમાં શું શું વીઘ્નો પડયાં હતાં, જેવાં કે–દુકાળ, રેલ અને લડાઇ વિગેરે જેખી કાંઇ થયું હોય તે સઘળી બીનાઓનું રાજા પોતાની રૈયત આગળ ખરા નિખાલશ હેતુથી વર્ણન આપતો હતો, એટલુંજ નહી પણ ખોદાતાલા પાસે દુવા ગુજારતો કે રૈયત હસીખુશીમાં રહેવા ઉપરાંત દેશમાં સર્વ પ્રકારની સુખશાંતિ તથા આબાદાની રહે.

એ ટેમ્પલ ઓફ હેવનની ઇમારતમાં પુગવા આગમજ શરૂઆતમાં બંદગી કરવાની જગ્યા આવે છે, કે જે રસ્તો ત્રણ ભાગમાં વહેંચાયલો છે, જેમાં સૌથી નીચલો ભાગ બસો દશ ફીટ પોહોળો છે, જ્યારે વચલો એકસો પચાસ ફીટ અને સૌથી ઉપરનો નેવું ફીટ છે. પહેલે મજલેના ઝરૂખાપર એકસો એંસી સંગેમરમરના કટેરાઓ જડેલા છે અને બીજા પર એકસો આઠ તથા ત્રીજાપર બોંતેર એટલે કુલ્લે ૩૬૦ કટેરાઓ છે, કે જે ૩૬૦ કટેરાઓ ચીનાઇ ચંદર વરસનો અને ૩૬૦ ડીગ્રીનો ખાસ ખ્યાલ આપવાને ખાતરજ તેનું આખું બાંધકામનું ચણતર ચણ્યું હોય, એવી ગણત્રીની ગ્વાહી આપે છે. એ બંદગી કરવાની જગ્યા બાંધવાનો મુખ્ય હેતુ એ હતો કે, જ્યારે બાદશાહ વચમાં ગુંદણીએ પડીને નમન કરે તે વખતે તેને ઉપર ફકત આકાશજ માલમ પડે અને દુન્યાની બીજી કોઇ પણ ચીજ નજરે પડે નહી, પણ એથી ઉલટું તે બહેશ્તજ જોય એવી ચીનાઓની ખાસ માન્યતા હતી.

એ આકાશના મંદિરની પાસે ખેતીનું નામના મંદિર આવ્યું છે કે જ્યાં અસલના જમાનામાં બાદશાહો ખેડુતના પોશાકમાં સજ થઇને ચોમાસાની ઋતુમાં થોડોક વખત પોતે જાતે ખેતી કરતા હતા કે જેથી કરીને તેના રાજના ખેડુતોબી પુર ઉમંગ અને ઉત્સાહથી ખેતી કરીને વધુ ધનધાન્ય પકાવી શકે.

એક દીવસ અમો પીકીંગ મધેનો ખાસ જોવા લાયક જાનવરો રાખવાનો બગીચો જોઇને તે પછી બોહુ મંદીર જોવા ગયા, કે જે બાદશાહ યંગ લોહે બંધાયેલું હતું. જોનાર તે બે ઘડી જોઇને તેની તારીફ કરે છે. એ ઘંટના

મજકુર મંદીરને ખરાં અંતઃકરણ પુર્વક નમસ્કાર કર્યા. એ દેખાવ એવી સાબેતી આપતો હતો કે ધર્મગુરૂ તરફ તેઓની ખરી લાગણી હતી. એ પછી અમો "ઢોલ અને ઘંટ"ના મીનારાઓ જોવા ગયા. એ ઘંટના મીનારામાં દશ હજાર રતલનો મોટો ઘંટ મુકવામાં આવ્યો છે, તેનો અવાજ શહેરમાં તથા તેની આજુબાજુના સર્વે લત્તામાં સહેલથી સાંભળી શકાય છે. એ મીનારાઓ સો ફીટ ઉંચા છે અને શહેરના કોઇપણ ભાગપરથી તે દેખાય છે. અસલના વખતમાં ઉપલા મીનારાઓ બાંધવાની મુળ મકસદ એ હતી કે એક તો છેક ઉપરથી સિપાઇઓ આજુબાજુની તપાસ કરીને પહોરો ભરે અને બીજી ચોકકસ ચીજ તે એ કે કેટલો ટાઇમ થયો છે તે લોકોની જાણ માટે જાહેર થાય. એ મીનારાઓ આશરે સાતસો વરસની આગમજના યુઆન રાજવંશના જમાનાના બંધાયલા પુરવાર થયા છે.



## ટેમ્પલ ઓફ હેવન.

અમો એક દિવસે 'ટેમપલ ઓફ હેવન' પુજવાની જગ્યા જોવા ગયા, કે જે પીકીંગ મધે પબ્લીક માટે જોવાની ખાસ મુખ્ય જગા ગણાય છે, ત્યાં દાખલ થવાના બધા મળીને પાંચ રસ્તાઓ આવે છે કે જે માંહેલો સંગેમરમરનો રસ્તો પસાર કર્યા પછી નેવું ફીટની ઉંચી ગોળ ગુંબજની બીલ્ડીંગ આવે છે, કે જે ગુંબજની અંદર બાર ફરતા લાલ રંગના થાંભલાઓ મુકેલા છે કે જે વરસના ૧૨ માસ જણાવવા

કે જેનો ગયા સને ઓગણીસો પંદરના સાલ સુધી લોકોથી ઉપયોગ થઇ શકતો નહોતો એ અર્થેજ બંધ રાખવામાં આવ્યો હતો, પણ તે મેહેલ હાલ ઘણો સમય થયાં જાહેરનાં વપરાસ માટે ખુલ્લો રાખવામાં આવ્યો છે અને તેમાં દાખલ થવાની ખાસ નામનીજ ફી લેવામાં આવે છે, કે જે ઉપજ ઇમારતના સમાર કામ તથા રખેવાળોનાં રક્ષણ અર્થે વાપરવામાં આવે છે. એ મેહેલમાં ઘણા સુંદર સુશોભીત હોલો બનાવ્યા છે, કે જેમાં એક આખું 'બ્રાસનું ટી હાઉસ' ખાસ બાંધવા ઉપરાંત વચમાં સૌથી ઉંચો મીનારો આવેલો છે, કે જેને ચીનાઇ ભાષામાં મોટો 'પેગોડા' કહીએ તો તે ચાલી શકે એમ છે. એ મેહલના અતરાફમાં મોટું આર્ટીફીશયલ તળાવ છે, જેનો દશ માઇલ ઉપરનો ઘેરાવો છે. એટલુંજ નહી પણ એ તળાવમાં ડ્રંગુન ટેંપલ છે, કે જે અતી રમણીય દીસે છે.

અમો બોટમાં બેસી એ તળાવની આસપાસ મજાહ અર્થે ફર્યા કે જે વખતે અમોએ એ આખા મેહલનો પ્રતીબંબ-પડછાયો પડતો જોયો કે જે જોનારનું મન બે ઘડી રંજન કરે તેવો દેખાવ લાગતો, એટલુંજ નહી પણ એ દેખાવ આપણા હીંદુસ્તાન મધ્યેનાં જાણીતા શેહેર ઉદેપુરના દેખાવને મળતો હતો. અમોએ બોટમાંથી ઉતર્યા બાદ મારબલ બોટ જોઇ, કે જે હાલમાં ટી હાઉસ તરીકેની બોટ તરીકે વપરાય છે.

અગાઉનાં ચીનાઇ બાદશાહો ગરમીની મોસમમાં એ ઉનાળાની મોસમના મહેલમાં, આવીને મુકામ કરતા હતા. પીકીંગ મધ્યે ઉનાળામાં અત્યંત ગરમી પડતી હોવાના સબબે, મજકુર જણાવેલાં સ્થળે સારી હવા ઘોરવા અર્થે ત્યાનાં શહેરીઓનું મેજરૂં આવજાવ કરતું હતું, આ મહેલની સર્વે જોવા લાયક અમુલ્ય ચીજો જોઇને, પછી અમો મોટ-રમાં બેસીને ત્યાંને ખાસ જોવા લાયક 'જેડ ફાઉનટન' નામનો છે, તે તરફ અમોએ કુચ કરી, કે જ્યાં એક નાનો 'પોગોડા'-(મીનારો) ટેકરીની ઉપર આવ્યો છે, અને એ મીનારાની નીચેના ભાગમાં નાનો બાગબગીચો આવેલો છે, કે જ્યાંથી પાણીના ઝરાઓ વહે છે તથા ફુવા-રાઓ ઉડે છે, તે દેખાવ જોનારની નજરમાં સુંદર લાગે છે.

પ્રાચીન જમાનામાં એ ઝરાઓમાંથી આખા ઉપર જણાવેલા મહેલના બાદશાહી ખટલાને ભરચક પાણી પુરૂં પાડવામાં આવતું હતું. પણ

મીનારામાંના ઘંટનું વજન સતયાસી હજાર રતલ હોવા ઉપરાંત તે સતર ફીટ ઉંચો તથા તેનો ઘેરાવો ચોતરીસ ફીટ ઉંચો છે, જ્યારે તેની જાડાઇ આઠ ફીટ છે ચીન તેમજ જાપાનના ઘંટોમાં વચમાં વગાડવાનો દાંડો આવતો નથી, પણ બાહેરથી મોટો લાકડાંનો ટુકડો લાવીને તેનાથી વગાડવામાં આવે છે પછી અમે મોટરમાં બેસી 'સમર પેલેસ, જેને ચીનાઓ વાન શાઉ શુન કહે છે તે તરફ હેરયું લીધું. એ મેહેલ સતરમી સદીમાં બાદશાહ કાંગ હીસે બાંધવાનું શરૂ કર્યું હતું, કે જે મેહેલ પીકીંગ શહેરથી અગીયાર માઇલને છેટે છે. એ મેહલની રચના એવી તો સુશોભીત છે કે બે ઘડી આપણું મન તેથી આકર્ષીત રહે, તે ગયા સને અઢારસોને સાઠની સાલમાં એ મેહેલનો નાશ થયો હતો, એમ તવારીખરૂપે જાણવામાં આવે છે. છેલ્લી દાવેજર શહેનશાહબાનુએ હાલનો જે મહેલ છે, તે બંધાવ્યો હતો,



પાંચ પેગોડા.

છે. એ દીવાલો વીસ ફીટ ઉંચી અને વીસ ફીટપહોળી હોવા ઉપરાંત, વચમાં ઉંચા મીનારાઓખી સમાઇ જાય છે, કે જે ઉપર સીપાઇઓ ચોકી રાખતા હતા. મજકુર દીવાલો બાંધવાની મુળ મકસદ એ હતી કે આસપાસના નજીકના મુલક મધેના ટારટરો અને મંગોલીઅન ટોળાઓ હુમલો કરવા સાટે આવે, તો તેઓને મારીને પાછા હાંકી કહાડવા. અમો જે જગ્યા પરની ચીનની દેવાલ યાને ચાઇનીઝ વોલ્સો પર બેઠા હતા, તે જગ્યા દરીઆની સપાટીથી બે હજાર ફીટ ઉંચી હતી, કે જયાંથી જાણીતું ગોબીનું રણ ઘણું નજદીકમાં હતું. મજકુર દીવાલો બાંધવા માટે અસલના જમાનાના બાદશાહે લગભગ સાત લાખ બંધવાઓને રોકયા હતા, કે જે જમાનામાંબી એ દીવાલો બાંધવા પાછળ કેટલું હદબહાર નાણું ખરચાયું હશે તેનો ખ્યાલ કરવો મુશકેલ છે.

આ પછી "લશકરી ગુડસ ત્રેન"માં બેસી પાછા અમો નેનકાઉ જઇ લાગ્યા કે જ્યાંથી મોટરમાં સજ થઇ 'મીંગ ટુમ્બ' કબરો જોવા માટે ગયા. એ કબરો છેલ્લા તેર ચીનાઇ બાદશાહોની છે. દરેક કબરોની મરામત છુટી છુટી રાખેલી છે કે જેમાં માજી પાદશાહ યુંગ લોહની કબર ખાસ જોવાલાયક ગણાય છે, કે જે રાજા ચૌદસો ચોવીસની સાલમાં મરણ પામ્યો હતો.

એ કબરમાં પાંચસે વરસની જુની છે અને એનું બાંધકામ નીચે સુજંબનું છે. સૌથી પહેલાં એક મારબલનું આરકું આવ્યા પછી પત્થરના કાચબાની તખ્તીઓ આવે છે અને છેવટે પવીત્ર રસ્તો કરીને કહે છે તેની શરૂઆત થાય છે કે જે રસ્તાની બંને દીશાએ મારબલના અને પત્થરનાં માણુસોની તથા જાનવરોની આકૃતી ચોકી કરતી હોય, તેમ ઉભી રાખેલી હોય છે, કે જે જોનારને અજાયબ કરે છે. આગળ જતાં 'પ્રેયરં હોલ' ભણતર કરવાની જગ્યા આવ્યા બાદ પછી મરહુમ બાદશાહના નામની તખ્તી આવે છે કે જયાં મરનાર બાદશાહને દાટવામાં આવ્યો હોય, તે જગ્યાપર મટોડાંની ઢગની સપાટ કરવામાં આવેલી બાજુવાળી ટેકરી કરવામાં આવે છે, ત્યાં લાંબા સમયે ઝાડપાન ઉગે છે, જેથી તે દેખાવ લીલોતરી જંગલ જેવો લાગે છે.

પીકીંગમાં અમને ચીનાઓની જીંદગી ગુજારવાની રૂઢી જોવાની તક મળી ગઇ, તે એ કે ઉત્તર ભાગ મધેના ચીનાઓ ઘણા અયાસી હોય છે, જ્યારે દક્ષીણ તરફના ચીનાઓ ઉદ્યોગી અને હાલના જમાના

જમાનાની ગીરદેશીને લીધે, એ જગ્યાની અસલવારેની જાહોજલાલી તથા દોરદમામ જેવું હાલમાં ત્યાં કાંઇએ નથી, છતાં કુદરતી ઝરાઓના પાણીની અપરંપાર બરકત હોવાના સબબે, ત્યાં 'એરેટેડ વોટર્સ'નું કારખાનું કાઢવામાં આવ્યું છે.

એક દીવસ મોટરમાં નીકળી ચાલીસ માઇલ પર નાનકાઉ શહેર આવ્યું છે, તે તરફ જઇ લાગ્યા અને ત્યાંનો સરવે રાહધાટ જોયા બાદ

**ચીનની જગજાહેર દીવાલ.**



**ચીનની દીવાલ**

પાછા અમો 'ગુડસ ત્રેન'ના ખુલ્લા ડબામાં બેસીને 'ચીન ગલુંગ ચીયાઉ" કે જેનો અર્થ 'લીલા અજદાહનો પુલ' કરીને થાય છે, તે સ્ટેશને પુગ્યા.

એક દીવસે ઉલટભર એક માઇલના છેટે પહાડ પર જોવાલાયક ચીનની દેવાલ જોવા અર્થે ગયા. એ ચીનની દેવાલ માટે એમ બોલાય છે કે, 'દુનીયાની સાત અજાયબીઓમાંની તે એક' ગણાય છે, કે જે બે હજાર વરસ પર બાદશાહ ચીંગ રાજવંશવાળા ચીન શીહ હુઆંગના હુકમને અનુસાર બાંધવાની શરૂ થઇ હતી. હજુ સુધી એ દીવાળોનાં ઘણા ખરા ચોકકસ ભાગો સારી હાલતમાં છે અને આવતા જતા વીઝીટરો તે જોઇને બહુ અજાયબી પામે છે.

એ દીવાલોની લંબાઇ ચઉદસો માઇલની અંકાય છે, કે જે આપણાં મુંબઇથી તે કલકતા શેહેર સુધીના પલટાનો સમાવેશ થયલો ગણી શકાય

| | | |
|---|---|---|
| Top side | એટલે | ઉપલે મજલે |
| Bottomside | ,, | નીચલે મજલે |
| Chin Chin | ,, | સાહેબજી |
| Kamshau | ,, | અશોદાદ |
| No Sequeze | ,, | વધુ દામ નહી. |
| Sing-Sing House | ,, | નાટકશાળા |
| Have Chow | ,, | ખાવું |
| Chow Chow | ,, | ભોજન |
| Pilofra | ,, | ગુડનાઇટ |

હવે આપણે રમુજી તત્વનાં બે વધુ વાકયો લખીને 'પીડજીન, ઇંગ્લીશ' ખતમ કરીશું.

મને ચાહ જલદી જોઇએ છે.

I want some tea, quickly.

બાબદમાં પીડજીન ઇંગ્લીશમાં એમ બોલાય છે કેઃ-

Catchee Tea Chop Chop.

આપણે એક ચીના દુકાનદારને એમ પુછીએ કે-આ શું છેલ્લામાં છેલ્લી કીંમત છે ?

Is that the lowest price.

તો તેનું પીડજીન ઇંગ્લીશમાં એ છે કે-

No Can Cutee.

## ચીન મધેની વસ્તી.

એ દેશની વસ્તી પીસતાળીસ કરોડની ગણાય છે કે જેમાં કોરીયા અને મંચુરીયાનો પણ થોડો સમાવેશ થાય છે. ચીનનાં બંદરો આગળનો વસવાટ કરીને રહેલો ચીનો, પરદેશીઓનાં કાંઇક સમાગમમાં આવ્યાથી થોડેક અંશે હોશયાર ગણાય છે, પણ તેથી ઉલટી, ખરી ચીનાઇ લાઇફ, તપાસવાની ખાસ ઉત્કંઠા હોય તો, તે માંહેલા મુલ્કની ખાસ મુલાકાત લેવી ઘટે છે.

## ચીનાઈ ખવાસ.

ચીનો ઘણો એકલપટો અને ઝનુની હોય છે, એમ કેટલાકોનું કહેવું તથા માનવું ભુલભરેલું અને ગેરઇન્સાફી છે. ખરૂં પુછો તો, એક સાધારણ ચીનો ઘણો શાંતીમય, ખેડુતના જેવો ભોળોભાળો, પાકટ, અનુભવી અને ઠરેલ હોય છે.

તરફ ઢળેલા છે, એટલુંજ નહી પણ ત્યાંના લોકો ઘણાજ ધામીક, સભ્યતાવાળા અને રીતીનીતીવાળા છે. એ તરફના રસ્તાઓ ઘણાજ ખરબચડા અને ધુળવાળા છે તથા ત્યાં રીક્ષાઓ વધુ હોવા ઉપરાંત ટ્રામો પણ દોડે છે.

## પારસી પરોણાગત.

એલચી ખાતાંની હદની બહાર મી૦ જમશેદજી તલાટી પોતાનાં મોહરદાર બાઇ નાજાંમાય અને ત્રણ બેટીઓ સાથે છેલ્લાં પંદર વરસો થયાં ત્યાં વસવાટ કરીને રહેલા છે અને તેઓ ત્યાં ફરનીચરનાં લીલાંઉનો ધંધો કરે છે. એ ફેમીલીએ અમારી પરોણાગત કરવામાં કસી કચાસ રાખી ન હતી. બીજા એક ગ્રહસ્થ મી૦ પેઇનટર પણ ધંધા અર્થે ત્યાં જાથુકનો મુકામ કરી રહેલા છે, કે જેઓ પણ ઉપલા ગ્રહસ્થને લગતુંજ બીઝનેસ કરે છે. એ સીવાય નવ લાખ માણસની ભરચક વસ્તીવાળાં શહેરમાં બીજો કોઇપી જરથોસ્તી જીવડો દેખાતો નથી.

જોકે ચીનમાં કેટલો વખત થયાં 'સીવીલ વોર' એટલે કે માંહોમાંહેની લડાઇ ચાલે છે તે છતાં ત્યાં પરવરદેગારની રહેમથી અમોને કાંઇબી મુશ્કેલી નડી નહોતી.

ચીનાઓ 'ફોરીનસ" (પરદેશીયો) તરફ ખરાબ લાગણી ધરાવતા નથી, તેમજ તેઓમાં જો હુકમી જેવુંબી કાંઇજ નથી. ઉપલાં પીકીંગ શહેરનો પલાન નીચે મુજબનો છે.—

૧ ટારટર સીટી. ૨ ઇમ્પીરીયલ સીટી. ૩ ફરબીડન સીટી.

ચીનમાં જે ચોકકસ મીક્ષ્ચર ઇંગ્લીશ બોલાય છે કે જેને સાધારણ બોલમાં ત્યાં પીડજીન ઇંગ્લીશ કહે છે તેના ચોકકસ જાણીતાં વાકયો ખાસ વાંચનારની રમુજને ખાતર આપીએ છીએ, કે જે ઉપલું ઇંગ્લીશ ખાસ કરીને રીક્ષાવાળાઓ, હોટેલ બોયઝો તથા સાધારણ કામ કરતા ચીનાઇ માણસોમાં બોલાય છે.

| | | |
|---|---|---|
| No can do | એટલે કે–તે નહી બનશે. | |
| Talkee | ,, | તેને કહો. |
| Pay me look see | ,, | મને જોઆ દેઓ. |
| My no Savy | ,, | મને સમજ નહી પડતી |
| Maskee | ,, | કાંઇ નહીં, ફીકર નહી |

| | | |
|---|---|---|
| Top side | એટલે | ઉપલે મજલે |
| Bottomside | ,, | નીચલે મજલે |
| Chin Chin | ,, | સાહેબજી |
| Kamshau | ,, | અશોદાદ |
| No Sequeze | ,, | વધુ દામ નહી. |
| Sing-Sing House | ,, | નાટકશાળા |
| Have Chow | ,, | ખાવું |
| Chow Chow | ,, | ભોજન |
| Pilofra | ,, | ગુડનાઇટ |

હવે આપણે રમુજી તત્વનાં બે વધુ વાકયો લખીને 'પીડજીન, ઇંગ્લીશ' ખતમ કરીશું.

મને ચાહ જલદી જોઇએ છે.

I want some tea, quickly.

બાબદમાં પીડજીન ઇંગ્લીશમાં એમ બોલાય છે કે:-

Catchee Tea Chop Chop.

આપણે એક ચીના દુકાનદારને એમ પુછીએ કે-આ શું છેલ્લામાં છેલ્લી કીંમત છે ?

Is that the lowest price.

તો તેનું પીડજીન ઇંગ્લીશમાં એ છે કે-

No Can Cutee.

## ચીન મધેની વસ્તી.

એ દેશની વસ્તી પીસતાળીસ કરોડની ગણાય છે કે જેમાં કારીયા અને મંચુરીયાનો પણ થોડો સમાવેશ થાય છે. ચીનનાં બંદરો આગળનો વસવાટ કરીને રહેલો ચીનો, પરદેશીઓનાં કાંઇક સમાગમમાં આવ્યાથી થોડેક અંશે હોશયાર ગણાય છે, પણ તેથી ઉલટી, ખરી ચીનાઇ લાઇફ, તપાસવાની ખાસ ઉત્કંઠા હોય તો, તે માંહેલા મુલકની ખાસ મુલાકાત લેવી ઘટે છે.

## ચીનાઇ ખવાસ.

ચીનો ઘણો એકલપટો અને ઝનુની હોય છે, એમ કેટલાકોનું કહેવું તથા માનવું ભુલભરેલું અને ગેરઇન્સાફી છે. ખરૂં પુછો તો, એક સાધારણ ચીનો ઘણો શાંતીમય, ખેડુતના જેવો ભોળોભાળો, પાકટ, અનુભવી અને ઠરેલ હોય છે.

## પુત્રીનો જન્મ—એક અવર દશા!

ચીનાઓમાં જ્યારે છોકરીનો જન્મ થાય છે, ત્યારે છોકરીનાં નામે માહિતમ વર્સાવે છે અને છોકરીનું અવતરવું તેઓ અપશુકન ભરેલું માને છે, એટલુંજ નહી પણ જ્યારે તેઓમાં મરણ નીપજે છે ત્યારે લાશને ઘરમાંથી સીધી ન કહાડતાં બારી વાટે યા તો એવા દિવાલમાં ચોરસ આવવા જવાના ભાગો કર્યા હોય તે માંહેથી કાઢે છે તે એવી માન્યતાથી કે મરનારનું રૂહ ઘરમાં ભમ્યા કરે નહિ.

## બચ્ચાંઓનાં નામ નહિ પણ નંબર!

એક સાધારણ ચીનાઇ ફેમીલીને ઘણાં બચ્ચાંઓ હોય છે અને તેઓ બચ્ચાંઓને આપણી પેઠે નામથી બોલાવતા નથી, પણ તેઓને નંબરથી બોલાવે છે, કે જે બીજા મુલકવાસી ભાઇઓને ઘણું અજાયબ જેવું લાગે છે.

## ચોટલીને સદાની રૂખસદ.

અસલ દરેક ચીનાઓને બાઇડીઓના જેવી લાંબી ચોટલી હતી, પણ મહુંમ સુન્યાટ સેનના રાજદ્વારી અમલમાં ચીન બહુ આગળ વધ્યું અને અફીણના ઝોકામાંથી બીદાર થયું. એક દિવસે ઠરાવ કરીને ચીનાભાઇઓએ ચોટલી કપાવી નાખી અને હવે કોઇબી ચીનાનાં માથા પર ચોટલી દેખાતી નથી. ચીનાઇ બાઇઓનાં પગોને અસલવારેના જમાનામાં સંકોચીને હંમેશના બાંધી રાખીને ચાલવાનું ફરમાન મહુંમ ચીનાઇ બાદશાહોના રાજદ્વારી અમલમાં જાયબ હતું, પણ હવે તે ઘાતકી કાયદા મહુંમ સુન્યાત સેનના રાજદ્વારી અમલથી હાલમાં સદંતર નીકળી ગયા છે અને હવે તેને બદલે 'દંડની વેર વસુલાત' લેવામાં આવે છે.

તા૦ ૧૦ મી જુને બપોરના અગીયાર વાગા પછી પીકીંગથી (હાલના પેપીંગથી) ચાઇનીસ ગવર્નમેંટ રેલ્વે ત્રેનમાં, જાપાન જવા અર્થે ચાલુ મુકયું. અમોને સ્ટેશનપર 'ફેરવેલ' કરવા અર્થે મી. અને મીસીસ તલાટી આવ્યાં હતાં જેમના અમો આભારી છીએ. અમોએ પહેલ્લેથી નક્કી કર્યા મુજબ, મંચુરીયાની રાજધાની મુકદન છે, તે શહેર મધ્યે જઇ લાગ્યા કે જે ઉપલા મંચુરીયાના મુલ્કની રાજધાનીનું શહેર ગણાય છે. જે વખતે મનચુ રાજવંશ ચીનપર રાજ કરતી હતી, તે વખતથીજ તેઓની એ રાજધાની ગણાતી હતી.

મુકદન શહેર એક મોટું રેલ્વે ટરમીન્સ હોવા ઉપરાંત ચાઇનીસ ગવર્નમેંટ અને સાઉથ મંચુરીયન રેલ્વેનું મોટું જંકશનભી ગણાય છે. મુકદન મંચુરીયાનું સૌથી જુનામાં જુનું શહેર છે અને યુઆન રાજવંશના વખતમાં, શેન યુંગ લુના નામથી તે જાણીતું હોવા ઉપરાંત મીંગ રાજવંશના વખતમાં એ શહેર શેનવાંગ વેઇના નામથી પ્રસિદ્ધ થયું હતું કે જ્યાં અમો ટેક્ષીમાં પીલીંગ ટુમબસને નામે ઓળખાતી કબરો કે જે શહેરની ઉત્તરે ચાર માઇલપર આવેલી છે તે જોવા ગયા.

## કોરીઆમાં પ્રવેશ.



(કોરીઆની બઝાર)

અમો આખા શહેરમાં ફર્યા બાદ ત્યાંના રાજાઓની કબરો જોઇને સાઉથ મંચુરીયન ટ્રેનમાં બેસી કોરીયાના આનતુંગ શહેર મધ્યે રાત્રે આવી પુગ્યા કે જ્યાંથી જાપાનની સરહદ શરૂ થાય છે. અમો બીજે દીવસે કેજો (Kejo) કે જે કોરીયાની કેપીટલ છે અને તે હાલ ચોઝનનાં નામથી જાહેર છે ત્યાં સહવારનો નવના સુમારે તારીખ બારમી જુને જઇ પુગ્યા અને ત્યાંના ચોસન હોટલમાં ઉતારો લીધો. અમોને ત્યાંની ખરી કોરીયન જીંદગી જોવાની તક મળી ગઇ. એ મુલ્કના લોકો સ્વભાવે ઘણા નરમાશવાળા અને પહેરવેશે આપણા જરથોસ્તી તેમજ ઇરાની અધ્યારૂ જેવા દેખાય છે. પહેરવેશમાં કસ સાથની લાંબી સફેદ



કોરીઅન પહેરવેશમાં આ અદના લેખક.

ફુલ જેવી ડગલી પહેરે છે, કે જેને કરચલીવાળી લાંબી ઓંચ હોય છે, તેઓ લાંબી દાઢી 'આગાની' માફક રાખે છે. કોરીયન મધ્યેની જુવાન છોકરીઓનાં શરીરનો બાંધો મજબુત, દેખાવડો અને માથાંની પેશાની પહોળી માલુમ પડે છે. મુકદનથી આગળ મુસાફરી કરતાં આનતુંગ સ્ટેશન આવે છે કે જ્યાં ઓધ્ધેદારો જાપાનીસ વીઝા (ખાસ પરવાનો), બેગેજો, પાસપોર્ટ (છાપેલો છાપ) સામાન વીગેરે તપાસવા માટે આવે છે.

કીજો અથવા સીઓઅલ શહેરની વસ્તી આશરે ત્રણ લાખ માણસોની અંકાય છે. એ શહેર હાલના જમાનાને અનુસરતું અને ઢપછબવાળું અપ-ટુ-ડેટ છે. એનો મુખ્ય આવણ-જાવણનો ધોરી રસ્તો,



( પેગોડા પાર્ક )

નામે શૌ સો કરીને છે. ફોજોમાં અમોએ રાજાનો જુનો જોવાલાયક મહેલ છે, કે જે 'જુનો ઉત્તરનો મહેલ'ને નામે મશહુર છે, તે જોવા ઉપરાંત ત્યાંની પ્રજામાં અત્યંત લોકપ્રસંસા પામેલો, પેગોડા પાર્ક નામનો બગીચો જોઇ અમો રાત્રે કોરીયન થીએટરમાં ફરી બીજે દીને તા. ૧૩ મી જુનના સહવારે ફુસાન બંદરે અમો આવી પુગ્યા.

## જાપાનીસ ટ્રેનની ઉમદા સગવડ.

જાપાનીસ રેલ્વે ટ્રેનમાં હરેક પ્રકારની સગવડ અપ-ટુ-ડેટ અમેરીકન સ્ટાઇલ પર રાખેલી હોય છે, કે જેવી સગવડ આપણી ઇન્ડીયન રેલ્વે ટ્રેનોમાં ભાગ્યેજ હોય છે. ત્યાંની રેલ્વે ટ્રેનમાં સુવાની, જમવાની, બહારના દેખાવો જોવાના દબાઓ, યાને ઓબઝરવેશન કાર, લાયબ્રેરી અને રાઇડીંગ ડેસ્ક વીગેરે હોય છે. એ ઉપરાંત ત્યાંની રેલ્વેમાં મોઢું

ધોવા માટે સાબુ, ટુવાલ, નેપકીન અને અધુરામાં પુરૂં ખરફનું પીવાનું પાણી પણ મળે છે. રેલ્વેની મુસાફરી દરમ્યાન એ મુલકોની સીનસીનેરી કાંઇ ઓરજ કીસમની જોવામાં આવે છે. જંગલોનો દેખાવ આંખને એવો મનમોહક લાગે છે કે જાણે કુદરતી લીલા ગાલીચાઓ સર્વે ઠેકાણે પાંથરી દીધા હોય એમ દીસે છે।

અમો રાતના દશેક વાગાના સુમારે ફુસાન બંદરથી જાપાનીસ સ્ટીમર 'કોફ્રેકુમારૂ' માં બેસી જાપાનીસ દરયા મધેથી, પસાર થઇ તા૦ ૧૪ મી જુને સહવારના સાતના અમલે શીમોનોસાકી નામના જાપાનીસ બંદરે જઇ લાગ્યા, કે જ્યાં અમારી જાપાનીસ વીઝા અને પાસપોર્ટ પાછી તપાસવામાં આવી. ત્યાર બાદ સહવારના પોણા નવ વાગતે ત્રેનમાં બેસી રાતના પોણા નવ વાગતે (બરાબર બાર કલાકે) કોબી શહેર મધે અમારી પધરામણી થઇ અને ઓરીએનટલ હોટલમાં અમોએ ઉતારો લીધો.

કોબી એ જાપાનના મુખ્ય શહેરોમાંનું એક હોવા ઉપરાંત ત્યાંની વસ્તી સાડા સાત લાખની ગણાય છે. ૧૯૨૩ ના સાલના ધરતીકંપના આંચકા પછી એનો પારકા દેશ સાથનો વેપારવણજ વધતો જાય છે. અમોએ ત્યાં 'તુનોબીકી ફ્રોલ્સ' નામના ધોધ જોવા ઉપરાંત સુવાયામાં પાર્ક (બગીચો) જોયો, કે જ્યાંથી આખા કોબી શહેરની મનોહર દીલપઝીર દેખાવ દેખાય છે, કે જે જોનારનું મન ખરેજ દીલ ખુશ કરી નાખે છે. વળી, એ બગીચા સાથે નાનો જાનવરો માટેનો બગીચો પણ છે. કોબીના થીએટર સ્ટ્રીટમાં રાત્રી વેળાએ પરીયાઓનું બહેસ્ત હોય અને અપસરાઓ સ્વર્ગમાંથી અમન ચમન કરવાને ઉતરી પડીને રંગરાગ કરતી હોય એવોજ ભાશ, તે વખતે લાગે છે. રાતને વખતે કોબીનો ભપકો (જ્યાં જુઓ ત્યાં ઇલેકટ્રીક ભભુકાદાર લાઇટ) હોવાના સબબસર કાંઇક ઓરજ લાગે છે! એ મુલ્ક મધે જરથોસ્તી ભાઇઓની થોડી પેઢીઓ છે, કે જેઓ ત્યાં ધંધાને અર્થે વસવાટ કરીને રહેલા છે. તેઓની વસ્તી આશરે પચાશેક જેટલી ધારવામાં આવે છે, કોબીથી અમો ઓસાકા ગયા, કે જે જાપાનનું મોટું મેન્યુફેક્ચરીંગ શહેર ગણાય છે અને તે મીલ ઇનડસ્ત્રીનું મોટું ધામ છે, એની વસ્તી છેલ્લી સેન્સસ (આંકણી) પ્રમાણે તેત્રીસ લાખ સતાવન હજારની અંકાય છે. એ શહેર મધે પણ એક જરથોસ્તી કુટુંબ કે જેમની અટક મી૦ કોરેખાઉ છે,

તે તેમનાં બે દીકરીઓ અને એક દીકરા સાથે ધંધાને અર્થે ત્યાં રહેલાં છે. ઓસાકા શહેરની બે બાજુપર નદીઓ હોવા ઉપરાંત ત્યાં કેટલીક નેહેરો પણ છે, એટલુંજ નહી પણ એ શહેરમાં જ્યાં જુઓ ત્યાં દરેક બાજુઓ આંઠસો ઉપર પુલો છે, તેથી કરીને એ શહેરને કેટલાકો 'વેનીસ ઓફ જાપાન' કરીને કહે છે, તે નામ ખરેજ વાજબી છે. અમો આખા ઓસાકામાં ફર્યા અને જે હોટલમાં ઉતારો લીધો હતો ત્યાં રાત્રે અમોએ જાપાનીસ ઢપછબે ખાણું ખાવાને માટે ભોંયપર પલાંઠો મારીને સાદડીપર જમવાને માટે બુટ કહાડીને બેઠા હતા, કે જ્યાં રકાબીઓ મુકવામાં આવી અને અમારી સામે (નજરોનજર) તરકારીની વાણીઓની ડીશો ગરમ કરીને મુકવામાં આવી અને ત્યારબાદ કાંટા ચમચાને બદલે હોટલવાલા ભાઇએ તો લાકડાંની બે સળીઓથી ઉપયોગ કરવાને કહ્યું અને તે મુજબ અમોએ પ્રયત્ન કર્યો, પણ કાંઇ ઠાકયું નહીં અને છેવટે કાંટા ચમચાથીજ ખાવાની શરૂઆત કરી. અમો ઓસાકાથી ત્રેનમાં બેસીને કીયોતો મધે જઇ લાગ્યા અને ત્યાંના મશહુર હોટલ મીયાકોમાં ઉતરીને ઠરીઠામ થયા.

કાયોતો શહેર જાપાનની અસલ કેપીટલ છે. છેલ્લાં આશરે ફકત સીતેર વરસ થયાં ટોકયો જાપાનની મુખ્ય રાજધાનીનું શહેર ગણાય છે. એમપરર કવામુએ એ શહેરનો પાયો ગયા સાતસે ચોરાણુની સાલમાં નાખેલો એમ લોકોનું કહેવું છે. જ્યારે નવો રાજા ગાદીવારેસ થાય છે ત્યારે રાજ્યાભીષેકની ક્રીયા હજીબી પુરાણા કાયદાકાનુનને અનુસાર કીયોતો શહેર મધેજ કરવી પડે છે. જાપાનીસો કાયોતોને કલાસીકલ સીટી, ધી ફાઇન આર્ટ ઓફ જાપાન કરીને કહે છે. તેમાં જરાએ સંદેહ જેવું નથી, કારણ કે હાલ તે દુનીયામાં ઉધ્યોગ હુન્નરમાં ઘણુંજ આગલ વધેલું છે. એ શહેર કોબી ને ટોકયોની વચમાં આવેલું છે અને ત્યાંની વસ્તી આશરે સાત લાખની ગણાય છે, કે જેમાં 'ફોરીનરસો'ની વસ્તી ફકત ત્રણસોનીજ અંકાય છે. તે દરીયાની સપાટીથી એકસો બાસેઠ ફીટ ઉંચે આવ્યું છે. અસલ એ શહેરમાં ત્રણ હજાર બુધીસ્ટ દેવતાઓનાં મંદીરો હતાં, જેમાંનાં હાલમાં લગભગ ચઉદસે જેટલાંજ રહેલાં છે, જેમાં નીચલાં મંદીરો ખાસ જોવા લાયક ગણાય છેઃ—

'ચીઓન-ઇન' એ ઝોદોસેટનું ખાસ મોટું મંદીર છે અને તે સાતસો વરસનું જુનાં પુરાતન વખતનું મંદીર છે. પછી અમે સાનઝુ

સાનજેનદો અથવા ૩૩ કેનતું દીવાનખાનું અને ૩૩૦૦૦ મુર્તિઓનું મંદીર કહેવાય છે ત્યાં ગયા. એ મંદીરખી શુભ ભાગ્યે અમારા જોવામાં આવ્યું. ઉપલું નામ એ મંદીરને આપવામાં આવ્યું છે તેની મુળ મકસદ એ છે જે એ મંદીરમાં ૧૦૦૦ બુધીસ્ટ દેવતાઓ છે, જે સઘળા પીતળના બનાવેલા છે અને તે દરેકની ઉપર ૩૩ બુધ દેવતાઓની આકૃતીઓ કરેલી છે, જે જોનારનું મન રંજન કરે છે. મજકુર મંદીર ઇ. સ. ૧૨૬૬ ની સાલમાં બંધાયલું છે. જે લાંબી મુદત વહી ગઇ, તે છતાંએ હજી તે જેવું ને તેવુંજ દીસે છે. અસલ વારેના કારીગરો કેવા ચાલાક, ચબરાક અને પાવરદા હતા, તેની તે દેખઇતી ગવાહી આપે છે. પછી અમોએ હોનગાનજીનું મંદીર જોયું, કે જે જાપાનીસ બુધીસ્ટોનાં ખાસ મોટાં મથક મીસાલ છે. ઉપલા પંથવાળા મંદીરોને જાપાનીસો શીનશુ અથવા તો શીનટો મંદીર કરીને કહે છે. બઇરાંઓનાં માથાના બાળના દોરડાંઓ વણાવીને એ મંદીરમાં ખાસ જોવાને માટે મુકવામાં આવ્યાં છે, જે ઉપરથી હુન્નરમંદીનો આપણને ખાસ ખ્યાલ આવે છે.

અમો એક દીવસે 'બીવા લેક' (તળાવ) જોવા ગયા, કે જે યુરોપ મધેના જીનીવા સરોવરના જેવું છે, કે જેનો વીસ્તાર બસેં સાડસેઠ ચોરસ માઇલ છે. એક દીવસે મોટરમાં બેસી યુમામોતો હામા નામે ગામ મધ્યે જઇ પુગ્યા, કે જ્યાંથી અમોએ બોટમાં બેસી હોઝા નદીમાં ફરી 'હોઝુ રેપીડસ' કે જે બાર માઇલને છેટે છે, ત્યાં બહુ ઝડપથી નીચે ઉતર્યાં અને સામે પાર આરાશીઆમાં ગામ આવેલું છે, તે બાજુ દોઢ કલાકમાં જઇ લાગ્યા. મજકુર નદીમાં ફરતી વખતે આજુબાજુના પહાડોની સીનસીનેરી ખરેખર એવી તો રમણીક લાગે છે, કે જાણે આપણે 'બાગે ઇરાનમાં' ફરતા હોઇએ તેવોજ મનમોહક દેખાવ જોઇએ છીએ. જાપાન એ કુદરતી રળીયામણી સીનરીને માટે બહુજ વખણાય છે. કીયોતો અમારૂં હેડ ક્વાર્ટર્સ હતું. જેથી અમો અનેક ઠેકાણે ત્યાંથી ફરી વળ્યા. એ પછી નારા શહેરમાં ટ્રામમાં ગયાં. એ શહેર જાપાનીઝ જાત્રાળુઓનું ખાસ પવિત્ર (ધાર્મિક) મથક ગણાય છે, જેનો છેટો કીયેટોથી અઠાવીશ માઇલ દુર છે. તે છેટું અમોએ ફક્ત એકજ કલાકમાં કાપ્યું. એ મુલકો મધેની ઇલેટ્રીક ત્રામો ટ્રેનની ઝડપે દોડે છે. લગભગ આખાં જાપાનમાં એક નાકેથી બીજે નાકે સુધી ફાસ્ટ ટ્રામમાં જવાય છે. પહોળાં માપની રેલ્વે ટ્રેનના પાટા જેવાં ત્યાંના ટ્રામ ગાડીના પાટાઓ છે.

## સાતસો (૭૦૦) હરણો ધરાવતો બગીચો.

નારા ગયા સને સાતસો દશની સલામ જાપાનની રાજધાનીનું મુખ્ય શહેર હતું. એ શહેરનો નારા પાર્ક (બગીચો) જાપાનમાં સૌથી મોટો ગણાય છે, જેનો વીસ્તાર બારસેં પચાસ એકરનો છે, એટલુંજ નહી પણ તેમાં મંદીરો વટીક હોવા ઉપરાંત સાતસો ઉપર પાળેલાં હરણો ચરે છે. હરણની જાત એવી હોય છે કે, જો આપણને દુરથીબી તે જોય કે તુરતજ વીજળીક ટ્રેનની માફક વાયુ વેગે દોડી જાય છે, પણ ત્યાંના પાળેલાં હરણો તો માણસથી જરાયે ડરતાં નથી, પણ એથી ઉલટું આપણી આગળ આવીને આપણા હાથમાંથી માયાળુ રીતે ખાય છે. આ હરણોને જાણીતા કવી લોર્ડ ટેનીસનની કવીતાની લાઇન આબાદ રીતે લાગુ પાડે છે કે so wild that they were tame મજકુર બગીચામાં કાસુગા મંદીર નામનો રસ્તો કે જે તે મંદીર તરફ જતાં રસ્તામાં આવે છે, તે તરફ તથા સાઇડોનીપર ત્રણ હજાર પીતળનાં અને પત્થરનાં ફાનસો મુકવામાં આવ્યાં છે, કે જે જયારેબી કોઇની મોટી ધર્મ ક્રીયા ફેબરૂવારી માસમા કરવામાં આવે છે ત્યારેજ તે સઘળાં ફાનસો સળગાવવામાં આવે છે. એ વખતે તેનો દેખાવ ખરેજ પરીયોના મુલ્ક જેવો દીસે છે, કે જેનો અર્થ બીજા મહીનાનું મંદીર કરીને થાય છે, ટોડાજી મંદીર આગળનો ઉડતાળીસ તનનો મોટો ઘંટ, કે જે જાપાન મધ્યે ત્રીજો મોટો ઘંટ ગણાય છે, તે પણ જોયો. ઘંટની કીનારીં દશ ફીટ જાડી અને ઘેરાવો સતાવીસ ફીટનો છે. મજકુર મંદીરની નજદીકમાં દાયાંબુતસુ-દેન કે જેને મહાન બુધનું દીવાનખાનુ કરીને કહે છે, તે મધ્યે મોટી કાંસાં તેમજ સોના અને રૂપાં સાથ મોતીની બુધ દેવતાની આકૃતી છે, કે જે જાપાન મધ્યે સર્વે આકૃતીઓમાં સરવોપરી ગણાય છે.

એ આકૃતી સાડીત્રેપન ફીટ ઉંચી, મોહડું સોળ ફીટ×૯ા ફીટ આંખો ૩ ફીટ ૧૧ ઇંચ, કાન સાઢા આઠ ફીટ અને આખી આકૃતીનું વજન ૫૦૦ ટન જેટલું છે, કે જે આકૃતી મુકી છે, તે આંખું મકાન લાકડાનું ખાસ બનાવેલું છે, તે ૧૬૦ ફીટ ઉંચુ અને એકસો અઠયાંસી ફીટ પહોળું છે. તે દુન્યામાં સૌથી મોટામાં મોટું લાકડાંનું બાંધકામ કહેવાય છે.

નારાથી અમો પાછા કાયોતો જઇ પુગા અને ત્યાંનો શેહેનશાહી મેહેલ વીગેરે જોઇ તા૦ ૧૯ મી જુનની સહવારે ટ્રેનમાં અમારી મુસાફરી આગળ ચલાવી, કે જ્યાંથી રસ્તામાં અમોએ નાગોયા નામનું કારખાનાઓવાળું શેહેર નીહાળ્યું અને ત્યાંથી આગળ તુમાઝું નામનું સ્ટેશન આવે છે, ત્યાં ઉતર્યા અને મોટરમાં બેસી પહાડપર ત્રણ હજાર ફીટ ઉંચે ગયા કે જ્યાં આગળ હેકોન નામે સરોવર છે, તે જોઇ નીચે ઉતર્યા અને મીયાનોસીટા નામની ટેકરી આવેલી છે, તે ઉપર જઇ લાગ્યા કે જે તેરસો સીતોતેર ફીટ ઉંચી છે. અમોએ ત્યાંના હોટેલ ફુઇજીયામાં ઉતારો લીધો. જાપાન મધ્યેની મજકુર ટેકરી સેહેલાણીઓનું હવા ઘોરવાનું મુખ્ય મથક ગણાય છે, કે જ્યાં ગરમ તેમજ ગંધકના પાણીના ઝરાઓ આવેલા છે અને ત્યાંના પહાડી દેખાવો હેકોન સરોવર તથા માઉંટ ફ્યુજી છે એટલે કરીને એ જગ્યા વીઝીટરસોના મનથી લોકપ્રીય થઇ પડી છે. બહુ દુરદરાજથી લોકો જેઓને ચામડીનાં ચેપી રોગો હોય છે તેઓ મજકુર મુલકનાં ઝરાનાં ગરમ તથા ગંધકનાં પાણીથી અંગોલ કરવા અર્થે ખાસ ત્યાં આવે છે, કે જેથી કરીને લાંબે વખતે તેઓની બીમારી દફે થાય છે. અમોએ એ મુલક મધ્યેનો જાણીતો જવાળામુખી પહાડ નામે ફુજીઆમા (માઉંટ ફુજી) ખુલ્લી રીતે જોયો; આખાં મેદાનપર એકજ એવો મોટો બાર હજાર ફીટનો પહાડ છે, કે જેની જવાળામુખીની અસર ખલાસ થઇ છે એટલું એનું જોશ હવે રહ્યું નથી, એટલુંજ નહી પણ એ પહાડનો આકાર, ખુમચામાં જાણે કે સોપારો મુકયો હોય તેવો દેખાવ રજુ કરે છે કે જેથી કરીને જોનારનું મન એ ઘડી વીમાસામા પડે છે, અમોએ એક પહાડમાંથી જવાળામુખીનો ધુમાડો નીકળતાં જોયો હતો.

તા૦ ૨૦ મી જુને મોટરમાં બેસી અમો ઓદાવારા ગયા કે જ્યાંથી ઇલેકટ્રીક ટ્રેનમાં ઓફ્તું ગયા અને વળી પાછી ટ્રેન બદલી કામાકુરા મધ્યે અમારી પધરામણી થઇ અને ત્યાંના પ્રખ્યાત કાઇહીન હોટલમાં અમોએ ઉતારો લીધો કે જે હોટલ પેસીફીક મહાસાગરનાં મુખડાપર આવેલું છે, કામાકુરા એ ગયા સાતસો વરસની આગમજનું જાપાનની રાજધાનીનું મુખ્ય શહેર ગણાતું હતું, કે જે પેસીફીક કોસ્ટાને (કીનારા) ને લાગેલું છે અને તે હવા ખાવાનું ખાસ મુખ્ય મથક ગણાય છે. એ શેહેર ટોકીઓથી ૩૨ માઇલ અને યોકોહામાથી ૧૪ માઇલને છેટે છે એટલે કે આજુબાજુનાં શેહેરોમાંથી રજાના દીવસે લોકો મોજમજાહ




મારા મુરબ્બી વાહલા પિતાજી માણેકજી પેસતનજી ભરૂચા
કે જેઓના ઉત્તેજનથી આ પુસ્તક પ્રગટ કર્યું છે.

નારાથી અમો પાછા કાયોતો જઇ પુગા અને ત્યાંનો શેહેનશાહી મેહેલ વીગેરે જોઇ તા૦ ૧૯ મી જુનની સહવારે ત્રેનમાં અમારી મુસાફરી આગળ ચલાવી, કે જ્યાંથી રસ્તામાં અમોએ નાગોયા નામનું કારખાનાઓવાળુ શેહેર નીહાળ્યું અને ત્યાંથી આગળ નુમાઝું નામનું સ્ટેશન આવે છે, ત્યાં ઉતર્યા અને મોટરમાં બેસી પહાડપર ત્રણ હજાર ફીટ ઉંચે ગયા કે જ્યાં આગળ હેકોન નામે સરોવર છે, તે જોઇ નીચે ઉતર્યા અને મીયાનોસીટા નામની ટેકરી આવેલી છે, તે ઉપર જઇ લાગ્યા કે જે તેરસો સીતોતેર ફીટ ઉંચી છે. અમોએ ત્યાંના હોટેલ ફુઇજીયામાં ઉતારો લીધો. જાપાન મધેની મજકુર ટેકરી સેહેલાણીઓનું હવા ખોરવાનું મુખ્ય મથક ગણાય છે, કે જ્યાં ગરમ તેમજ ગંધકના પાણીના ઝરાઓ આવેલા છે અને ત્યાંના પહાડી દેખાવો હેકોન સરોવર તથા માઉંટ ફ્યુજી છે એટલે કરીને એ જગ્યા વીઝીટરસોના મનથી લોકપ્રીય થઇ પડી છે. બહુ દુરદરાજથી લોકો જેઓને ચામડીનાં ચેપી રોગો હોય છે તેઓ મજકુર મુલકનાં ઝરાનાં ગરમ તથા ગંધકનાં પાણીથી અંગોલ કરવા અર્થે ખાસ ત્યાં આવે છે, કે જેથી કરીને લાંબે વખતે તેઓની બીમારી દફે થાય છે. અમોએ એ મુલક મધેનો જાણીતો જવાળામુખી પહાડ નામે ફુજીઆમા (માઉંટ ફુજી) ખુલ્લી રીતે જોયો; આખાં મેદાનપર એકજ એવો મોટો બાર હજાર ફીટનો પહાડ છે, કે જેની જવાળામુખીની અસર ખલાસ થઇ છે એટલું એનું જોશ હવે રહ્યું નથી, એટલુંજ નહી પણ એ પહાડનો આકાર, ખુમચામાં જાણે કે સોપારો મુકયો હોય તેવો દેખાવ રજુ કરે છે કે જેથી કરીને જોનારનું મન બે ઘડી વીમાસામા પડે છે, અમોએ એક પહાડમાંથી જવાળામુખીનો ધુમાડો નીકળતાં જોયો હતો.

તા૦ ૨૦ મી જુને મોટરમાં બેસી અમો ઓદાવારા ગયા કે જ્યાંથી ઇલેકટ્રીક ટ્રેનમાં ઓફનું ગયા અને વળી પાછી ટ્રેન બદલી કામાકુરા મધે અમારી પધરામણી થઇ અને ત્યાંના પ્રખ્યાત કાઇહીન હોટલમાં અમોએ ઉતારો લીધો કે જે હોટલ પેસીફીક મહાસાગરનાં મુખડાપર આવેલું છે, કામાકુરા એ ગયા સાતસો વરસની આગમજનું જાપાનની રાજધાનીનું મુખ્ય શહેર ગણાતું હતું, કે જે પેસીફીક કોસ્ટાને (કીનારા) ને લાગેલું છે અને તે હવા ખાવાનું ખાસ મુખ્ય મથક ગણાય છે. એ શેહેર ટોકીઓથી ૩૨ માઇલ અને યોકોહામાથી ૧૪ માઇલને છેટે છે એટલે કે આજુબાજુનાં શેહેરોમાંથી રજાના દીવસે લોકો મોજમજાહ




મારા મુરબ્બી વાહલા પિતાજી માણેકજી પેસ્તનજી ભરૂચા
કે જેઓના ઉત્તેજનથી આ પુસ્તક પ્રગટ કર્યું છે.

# થોડાક પિછાણના શબ્દો.

"Travel, in the younger sort, is a part of education, in the elder, a part of experience..........Let his travel appear rather in his discourse than in his apparel or gesture.......... Let it appear, that he doth not change his country manners for those of foreign parts, but only prick in some flowers of that he has learned abroad into the customs of his own country" (Lord Bacon's Essay on Travel).

ભાઇ મનચેરશા માણેકજી ભરૂચા પોતાના આ પુસ્તક માટે મને મલવા આવ્યા હતા અને પીછાણના બે બોલ લખવા ચોપડીની એડવાન્સ કોપી મને આપી ત્યારે મેં મનમાં બેકનના ઉપલા શબ્દો યાદ કર્યા. મેં જોયું કે પિતાએ આપેલી કેળવણી બાદ બેકને જણાવેલો "અનુભવ" મેલવવા તેવણ મુસાફરીએ નીકળ્યા અને તે મુસાફરીથી પાછા ફરવા બાદ તેવણે બેકને ચીંતા રાખી જણાવવા મુજબ નથી પોતાનો પારસી પોષાક બદલ્યો કે નથી પોતાની દેશ અને કોમની રીતભાતો તજી. બહારના મુલકોની રીતભાતમાં એવણને જે ખેંચાણકારક અને સુગંધી (flowers) જણાયું છે, તે પોતાના પુસ્તકમાં જણાવ્યું છે.

આ ચોપડી મેં હાલમાં સઘળી ફરીથી વાંચી નથી સબબ કે એવણનાં મુસાફરી બાબેના પત્રો છપાતાં તે હું અવારનવાર વાંચતો સબબ કે મેં કેટલીક મુસાફરી કરી છે અને મુસાફરીના વર્ણનો વાંચવાનો મને શોખ છે. ભાઇ મનચેરશાએ જોયલા સર્વ મુલકો, અમેરીકા સિવાય, મેં જોયલા હોવાથી મને એવણનું વર્ણન કાંઇક વધુ ખેંચાણકારક લાગતું હતું.

મુસાફરીમાં બે પ્રકારના દેખાવો આપણનું ધ્યાન ખેંચે છે. એક હસ્તકૃત એટલે માણસોએ બનાવેલાં મકાનો અને ચીજોના, અને બીજા કુદરતે બનાવેલા યાને કુદરતી દેખાવો. મી૦ મનચેરશાએ બન્નેને પુરતો ઇનસાફ કર્યો છે. એ બેમાં અલબત્તે કુદરતી દેખાવો પેહેલું ધ્યાન રોકે છે. એ કુદરતી દેખાવોનું વર્ણન આપણને વધારે ખેંચે છે. કુદરતી દેખાવોને રંગીલા અને રળીયામણા બનાવવામાં અમરદાદ અમશાસ્પંદના ઓરવરે યાને ઝાડપાનો

પહેલ્લી જગ્યા રોકે છે. આપણા દેશમાં, સુંદર ઝાડપાનોથી બનતા સુંદર કુદરતી દેખાવો આપવામાં કેશમીર અગતની જગ્યા રોકે છે કે જે મુલ્કે આપણા મુસાફરને આ મોટી મુસાફરી માટે લલચાવ્યા હતા. કેશમીરનાં સુંદર છાયો આપનારા ઝાડોએ મને મોહીત કર્યો હતો. તેઓમાંથી એક ઉપર તેનાં થડની જાડાઇ યા પોહળાઇને સબબે લોર્ડ હારડીંજે ખાસ તખ્તી મરાવી છે. ત્યાં મેં એક બુલંદ ઝાડ જોયું હતું જેમાં પાંચ સાત માણસનું કુટુંબ આસાન સુઇ શકે, પણ આ પુસ્તક ઉપરથી આપણે જોઇએ છીએ કે અમેરીકાના ઝાડો પોતાના બુલંદ થડોની બાબતમાં કાશમીરને ધીસરાવે છે અને તેમાંના એકના થડમાંથી આપણા મુસાફર ભાઇઓની મોટર પસાર થઇ ગઇ હતી.

ભાઇ મનચેરશા ભરૂચા કાંઇક રમુજી તાહુકા સાથે લખનાર છે. વળી એવું દીસે છે કે એવણ ભાઇને પોતાના સાથીઓ તરીકે એક મલતા સ્વભાવના સારા મીત્રો, ખાંનબહાદુર હોરમસજી ખરશેદજી ભાભા અને મી૦ નાદીરશાહ કાવસજી મલ્યા હતા. આ ત્રણ મીત્રોની ટુકડીને આપણે તેઓની સુંદર ખેંચાણકારક મુસાફરી માટે મુબારકબાદી આપીશું અને તેઓમાંથી ભાઇ મનચેરશા ભરૂચાને પોતાની મોજ, જ્ઞાન અને અનુભવમાં આ પુસ્તકથી આપણને થોડાક શરીક કરવા માટે વધારે મુબારકબાદી આપીશું.

સેવક

મનચેરજી ખરશેદજી મોદી

કોલાબા
તા૦ ૧૦-૨-૧૯૩૩.



અમો ત્રણ જણાની ટોળકી.

ડાભી બાજુથી (૧) મી૦ નાદીરશાહ કાવસજી (૨) ખા.બા. હોરમસજી ખ. ભાભા (૩) મી૦ મનચેરશાહ મા. ભરૂચા.

પુસ્તકો લખી પ્રગટ કરવાના કામમાં હું કાંઇ લેખક છું એવો દાવો કરતો નથી, માટે આ મારૂં શરૂઆતનું પગથીયું હોવાથી એમાં કાંઇ ભૂલચૂક માલમ પડે તો તે તરફ ક્ષમાની નજરે જોવામાં આવશે એવી આશા છે.

આ પુસ્તક રચવામાં મેં સંખ્યાબંધ "ગાઇડ-બુક્સ"નો આશરો લીધો હતો, તેમજ મારા ભલા ગોઠીયાઓની કેટલીક સુચનાઓની કીંમતી મદદ મળી હતી, જે માટે તે સર્વે મિત્રોનો આભાર માનવામાં આવે છે.

ખેતવાડી મેન રોડ,<br>મુંબઇ નં. ૪.<br>તા૦ ૨૭ માર્ચ ૧૯૩૩.

**મનચેરશાહ માણેકજી**<br>**પેસ્તનજી ભરૂચા.**

અર્થે ત્યાં ઉતરી પડે છે. એ શેહેરની કાંસા દીયાબુતસુ અથવા મહાન બુધ નામની આકૃતી જગજાહેર છે. એ બુધ દેવતાની મુર્તિ ગયા સને ૧૨૫૨ ની સાલમાં ગોનોયેમોમ નામના શખસે તે વખતનાં પ્રીન્સ મુને-ટાકાના હુકમને અનુસાર, બનાવવામાં આવી હતી કે જે આકૃતી અસ-લના જમાનામાં પચાસવાર ચોરસ ઘેરાવાવાળી ઇમારતમાં ગોઠવવામાં આવી હતી, પણ ગયા સને ૧૪૯૫ ની સાલમાં મોટા ભરતીનો ઉછાળો આવવાના સબબસર એ ઇમારત ઘસડાઇ જવાથી આજ દીન સુધી એ મુર્તિ બહાર ખુલ્લા ચોગાનમાં રાખવામાં આવી છે.

### ધરતીકંપની ભારે અસર!

સને ૧૯૨૩ માં સાલમાં એકાએક ભયાનક ધરતીકંપનો આંચકો



બુધ્ધ દેવતાની કાંસાની મોટી મુર્તિ જેની નજદીક વાંચ-નાર હમોને પણ જોઇ શકે છે.

શવાથી એ મુર્તિ જરા બહાર હઠી ગઇ હતી પણ વળી પાછા બીજા આંચકાએ તરતજ પાછી અસલ જગાએ આવીને ગોઠવાઇ ગઇ હતી.

એ આકૃતીની ઉંચાઇ ૪૯ ફીટ ૭ ઇંચ અને ઘેરાવો ૯૭ ફીટ ૨ ઇંચ હોવા ઉપરાંત આંખો ખરાં સોનાની છે. એ મુર્તિ પોકળ હોવાના સબબસર આકૃતીની પાછલી બાજુએથી દાદરપરથી તે છેક આકૃતીનાં ખભાં સુધી સહેલાઇથી જવાઇ શકાય છે. ત્યારબાદ અમોએ હાચીમાન મંદીર જોયું કે જે ગયાં સને ૧૦૬૯ ના સાલમાં બંધાયલું છે. તેની અંદર કપુરનાં ઝાડના લાકડાંની બનાવેલી બુધ દેવતાની ૩૩ ફીટની ઉંચાઇની આકૃતી હતી, તે તથા તેની કારીગીરી જોઇને અમો ખરેજ દંગ થયા. એ મંદીરમાં એક તરફ અમોએ ત્રણ વાંદરાંઓની આકૃતી જોઇ, જેના એકના મ્હોડાંપર હાથો હતા, બીજાના કાનો પર હતા તથા ત્રીજાની આંખોપરબી હતા, કે જેનું ભાષાંતર આપણે ખોરદેહ અવસ્તામાં બોલીએ તો હુમત, હુમત અને હુવરસ્ત થાય છે.

## ટોકીઓ મધે અમારી સ્વારી.

કામાકુરાથી એકવીસમી જુને બપોરની ટ્રેનમાં બેસીને રસ્તામાં યોકોહામા શહેર પસાર કરી ટોકીયો મધે અમો આવી લાગ્યા અને ત્યાંથી ઇલેકટ્રીક ત્રામમાં બેસી યુનો ગયા, કે જ્યાંથી પાછા ત્રેનમાં નીકો સાંજના સાડાછના અમલે જઇ લાગ્યા અને ત્યાંનાં વખણાયલાં કાનાયા હોટલમાં ઉતારો લીધો.

નીકો શહેર એ જાપાનનું બીજું ધામીંક મથક હોવા ઉપરાંત ત્યાં હવા ખાવાની ટેકડીબી આવેલી છે, કે જ્યાં હવા ઘોરવા ઘણાં સહેલાણીઓ વારંવાર ઉતરી પડે છે, એ શહેરની ઉંચાઇ દરીયાની સપાટીથી ૨૦૦૦ ફીટની છે. તે દયાયા નદીના ચુઝેનઝી સરોવર પર આવ્યું છે. નીકોથી કેગોનને નામે ઓળખાતા પાણીના ધોધ જોવા ગયા, કે જે ધોધ ૨૫૦ ફીટની ઉંચાઇથી પડે છે, એ ધોધની પહોળાઇ અઢાર ફીટ છે. પાણીના એ ધોધમાં વરસાદની કમાન અને જાતજાતના આકારો થાય છે, કે જે જોનારને ખરેજ મોજ પમાડે છે. અમોએ ચુઝેનઝી સરોવર કે જે ચાર હજાર ફીટની ઉંચાઇએ આવેલું છે તે પણ જોયું, કે જ્યાં જાપાનીસ લોકો સહેલગાહ અર્થે જઇ ઘણી મોજ મેળવે છે. અમો ત્યાંનું જગજાહેર તેગાસુ નામનું મંદીર જોવા ગયા, કે જે મોટે ભાગે સોનાથી મઢી લેવામાં આવ્યું છે, એ મંદીર એક મોટા જાપા-

નીસ સરદારે બંધાવેલું અને અસલના જમાનામાં જાપાનના મુલકનું પોણોસો ટકા સોનું એ મંદીર બાંધવા પાછળ ખરચાયું હતું.



**સોનાથી મઢી લેવામાં આવેલું અસલનું જાપાનીઝ મંદીર.**

એનું બાંધકામ થતાં અઢાર વરસ લાગ્યાં હતાં. એ મંદીરમાં મોટે ભાગે ઘણું ખરૂં લેકર (રોગાન) કામ વપરાયલું છે, કે જે દુરથી મારબલ અને સોનું એક સરખું મળી ગયું હોય તેવો દેખાવ આબાદ લાગે છે. એ મંદીરની કીંમત 'કારૂનના ખજાના' જેટલી આંકીએ તો તેમાં સંદેહ જેવું નથી. અમો પછી એ મંદીર આગળથી નીકળી ઇમીતસુ મોસોલીયમ જોવા ગયા, કે જે પણ સહેલાણીઓ સારૂં ખાસ જેવા લાયક જગ્યા છે. નીકો શહેરમાં જાણીતી ક્રીપતે મેરીઆ એવેન્યુ જોવાની તક મળે છે. તે ઘણીજ ઉંચી હોવા ઉપરાંત તેની સુદરતાનુ

વર્ણન કરવા માટે મારી કમીની કલમ આગળ ચાલી શકતી નથી, નીકોથી અમો સાંજના ૨૨ મી જુને નીકળ્યા અને ટોકીયો મધ્યે રાતનાં ૧૦-૪૫ વાગે આવી પુગ્યા અને ત્યાંનાં ઇમ્પીરીયલ હોટલમાં અમોએ ઉતારો લીધો.

ટોકીયો એ હાલની રાજધાનીનું મુખ્ય શહેર છે. ત્યાંની વસ્તી ૨૦ લાખ ઉપરની આંકવામાં આવે છે. એના પરાંઓની વસ્તી બધી મલીને એકંદર ચાલીસ લાખની થવા જાય છે. એ શહેર આજના જમાનાને અનુસરતું અને એટીકેટમાં તદનજ 'અપ—ટુ—ડેટ' વેસ્ટર્ન શહેર જેવું ખરૂં પુછો તો ગણાય છે. એ શહેર મધ્યે ટયુબ રેલ્વે પણ દોડે છે. એ મુલકના લોકોનું પ્રમાણ ઘણું શીખેલું હોવા ઉપરાંત રીતભાતમાં કેળવાયલું હોય છે. રસ્તાઓ પણ ઘણા સાફ સફાઇદાર છે તથા ત્યાં ઇલેકટ્રીક લાઇટની રોશની પણ મનમાનતી અને સુખ સગવડ ભરેલી છે. ટોકીયોબી એક બંદર છે અને તે ટોકીયોના ઉપસાગર પર આવેલું છે તથા ત્યાંની જોવા લાયક દીલપઝીર જગ્યાઓમાં ઇમ્પીરીયલ પેલેસ ગ્રાંઉંડસ, 'મ્યુઇજી'નું મંદીર, યુઇલોનો પાર્ક, ઇમ્પીરીયલ મ્યુઝીયમ અને 'કલવેનોન' મંદીર વીગેરેનો પણ સમાવેશ થાય છે. આકાસાકા પેલેસને નામે ઓળખાતો મહેલ કે જેનો લંડન મધ્યેનો બકીંગહેમ મહેલના જેવો આબાદ આકાર લાગે છે, કે જ્યાં રાજવંશી કુટુંબીઓ પોતાનાં પરોણાંઓ સાથે ઉતારો લે છે. અમો મજકુર મહેલ જોવા ગયા હતા તેના થોડાક દીવસ આગમજ આપણા બ્રીટીશ શહેનશાહના નબીરા ડયુક ઓફ ગ્લુસટર ત્યાં વસવાટ કરી ગયા હતા, એમ અમારા જાણવામાં આવ્યું હતું. ટોકીયોના સૌથી મોટા દમામદાર રસ્તાઓ ગીનઝા અને નીહોમબાશી સ્ટ્રીટસ છે, ત્યાં રોજ રાત્રે જાણે કે દીવાળીની ભભુકદાર લાઇટ થતી હોય તેવોજ એ રસ્તાઓનો દેખાવ આબાદ માલુમ પડે છે એટલુંજ નહી, પણ ત્યાં મોટા મોટા 'દાયમારૂ' વગેરે ડીપાર્ટમેનટલ સ્ટોરસો પણ અમેરીકન રૂઢી મુજબના છે, કે જ્યાં ઉંચાણમાં બાંધેલી વીજળીની ટ્રામ માથા-પરથી પસાર થવા ઉપરાંત રસ્તાઓપર ટ્રામો, બસો અને મોટરો ચાહોમ દોડે છે. તે ઉપરાંત જમીનની અંદરથી ભોંયરાંમાંની રેલ્વે સડસડાટ જાય છે. એથી ત્યાંનો વહેવાર ભારે છે. અમો વળી ત્યાં એક દીવસ ક્રીમેટોરીયમની ભઠી જોવા માટે ગયા, કે જ્યાં લાકડાં તથા કોલસા

બાળવામાં આવે છે. સઘળી મલીને ત્યાં પાંચ ક્રીમેટોરીયમની (બાળવાની) ભઠીઓ છે. હોકાયડો કે જે, જાપાનની ઉતરનો ટાપુ છે, ત્યાં માછલીના ઉદ્યોગમાં કલચર મોતીઓ ઉછેરવામાં આવે છે.

## યોકોહામામાં અમારી સ્વારી.

ટોકીયો મધેથી અમારી રવાનગી તા૦ ૨૪ મી જુનની સહવારના થઇ અને ફકત પોણા કલાકના અરસામાં અમો યોકોહામામાં અમારી દુનયવી મુસાફરીનાં પગલાંની છાપ પડી ત્યાંના ન્યુ ગ્રાંડ હોટલમાં ઉતારો લીધો. યોકોહામા ટોકીયોથી ૧૮ માઇલને છેટે છે. સને ૧૯૨૩ ના અચાનક ધરતીકંપના સખ્ત આંચકા પછી યોકોહામા શહેર મોટે ભાગે પડી ભાંગ્યું છે. એ શહેરની વસ્તી પાંચ લાખ માણસની આંકવામાં આવે છે. ઓસ્ટ્રેલીયા અને અમેરીકા મધે જતી આવતી સ્ટીમરોનું એ ખાસ મુખ્ય બંદરબી ગણાય છે. એ શહેરમાં ગયાં સને ૧૯૨૩ નાં સાલના સપ્ટેમ્બર મહીનાની પહેલી તારીખે બપોરના બારમાં બે મીનીટ ઓછીએ, કે જે વખતે આપણી અલબેલી મુંબઇ નગરીમાં સહવારનો સાડાઆઠ વાગાનો ટાઇમ થયલો જાણવામાં આવે છે, તે વખતે ઘણોજ મોટો ભયાનક ધરતીકંપનો સખ્ત આંચકો થવા ઉપરાંત બીજા નાના મોટા આંચકાઓ લાગ્યા હતા, કે જે ત્રણ દીવસ સુધી ચાલુ રહ્યા હતા, જેથી આખાં શહેરમાં ઘણુંજ મોટા પ્રમાણમાં આગ ફેલાઇ ગઇ હતી અને લોકો અત્યંત ગભરાટમાં પડીને નાસભાગ કરતું હતું. એક કુદરતી કહેર, નજરેનજર જોનારને મનસે ખરેજ શ્રાપીત પુરવાર થયો હતો. એ આફતનો ભારે વરસાદ વરસવાના સબબસર પોણો લાખ માણસો મરી જવા ઉપરાંત લાખો માણસો ઘરબાર વીનાના અને લાચાર બની ગયા હતા અને તેમને ભારે ભુખમરો સહન કરવો પડયો હતો. આ ઉપરાંત કરોડો રૂપીઆ ઉપરતું ઇમારતો વીગેરેનું સહન નહી થઇ શકે તેવું ભયભીત નુકશાનબી થયું હતું. ધરતીકંપના ભયાનક આંચકાઓ લાગવાથી ત્યાંના લોકો ખરેજ લાચાર અને દયાને પાત્ર ઠર્યા હતા. તે બાપડાઓને માથે દુન્યાના ચોમેર ખુણાઓમાંથી ધારમીક મદદનું ફંડ ઉઘરાવવામાં આવ્યું હતું. મજકુર કમકમાટભર્યો ધરતીકંપના આંચકા પછી યોકોહામા શહેર પાછું કાંઇક સુધરતું જાય છે. ટોકયો તેમજ યોકોહામા શહેરોમાં જે છેલ્લો ધરતીકંપનો આંચકો લાગ્યો હતો તેની ફાટો હજી પણ જમીનમાં પડેલી દેખાય છે. ઉપલા ધરતીકંપના આંચકાની

નોંધ હરહમેશની જળવાઇ રહે એ માટે ત્યાં 'ધરતીકંપની યાદગીરી' નામની ખાસ ઇમારત બાંધવામાં આવી છે, કે જેના પર (ભયાનક ધરતીકંપનો આંચકો થયો હતો તે બાબદનું) 'પેનટીંગ' કરવામાં આવ્યું છે, કે જેથી તે બાબેનો ખ્યાલ દરેક માણસોનાં ભેજાંમાં તાજોજ રહે.

## જાપાનની નજર નોંધ.

હવે આપણે જાપાનનું જાણવાજોગ બ્યાન જણાવીશું. જાપાન અને એનાં સંસ્થાનોની વસ્તી ૮ કરોડની મોટી ગણાય છે કે જેનાં મુખ્ય શહેરો ઓસાકા, કોબી, ટોકીયો અને યોકોહામા વીગેરે છે કે જે શહેરો હુન્નર ઉધ્યોગમાં ભારે આગળ વધેલાં માલુમ પડે છે. સૌથી આગેવાન, ઉધ્યોગી અને વસ્તીવાળું પહેલું શહેર ઓસાકા ગણાય છે, કે જેની વસ્તી તેત્રીસ લાખ અને સતાવન હજારની આંકવામાં આવે છે અને તે યુનાઇટેડ ટસનાં ચીકાગો શહેરની મોટી વસ્તીની લગોલગ છે એમ જો કહીએ તો તેમાં નવાઇ જેવું નથી. જાપાનનો મુખ્ય નીકાશ વેપાર રેશમી કાપડનો છે કે જે દુન્યામાં સઉથી પહેલા નંબરનો ગણાય છે અને ત્યારબાદ રમકડાં, કાપડ, કાગળ, ઇલેકટ્રીક બલ્બસ તથા 'ડેમેસીન ગુડસ' વીગેરેનો છે. રેશમના ઉદયોગથી હજારો કામદારોનાં રોજીનાં બારણા ખુલે છે. જાપાનની મુખ્ય આયાત હિંદી રૂ અને 'ઇન્ડીયન પીગ આર્યન' છે. આપણા ઠીંગુજી જાપાનીસો, પારકી ચીજોની વાંદર નકલ કરવામાં પહેલા નંબરના શુરા વીરા, ચબરાક અને કાળજીમંદ હોય છે, કે જેનો દાખલો આપણા ભારતવાસી ભાઇઓએ ખરેજ લેવો ઘટે છે. એઓ પહેરવેશમાં ઘણાજ સફાઇદાર અને અપ–ટુ–ડેટ–ત્રીમત્રાક હોવા ઉપરાંત શરીરનાં બંધારણમાંબી ઘણાજ મજબુત અને લડાયક માલમ પડયા છે.

જાપાનીસો ક્રીમેટોરીયમની (શબને ભઠીમાં બાળવાની) રૂઢીને પહેલ્લે નંબરની ગણે છે. જાપાન મધે પાણીની યાહોમ કર્મ બક્ષેમ કુદરત તરફથી વારસામાં ઉતરી આવી છે અને એ મુલકમાં ઇલેકટ્રીસીટી અત્યંત સસ્તી હોવાના સબબસર ગરીબ તેમજ તવંગર વર્ગ તેનો છુટથી ઉપયોગ કરી શકે છે, ટેલીફોન તથા રેઠીયોની પણ સુખ સગવડ વસ્તી પ્રમાણ જોતાં સારી છે.

જયુજીટસુની કસરત એ જાપાનીસોની મુખ્ય કસરત છે, કે જે દરેક માણસને આખાં જાપાનમાં ખસુસ કરીને કરવી પડે છે. જયુજીટ-

સુની કસરતનું નામ સમજતાં આપણુને જાપાનનો મુલક નજર સામે આવીને ઉભા રહે છે. જાપાનીસો 'બેઝ બોલ'ની રમતના ઘણાજ શોખીન હોય છે. એક ચીનાઇ લેડી તથા એક જાપાનીસ લેડી વચ્ચેનો ફરક પહેરવેશપરથી તરત માલમ પડી આવે છે. એક જાપાનીસ લેડી (રંગીન ઝીમાનો) પહેરે છે અને પાછળ એક નાનો તકીયો બાંધ્યો હોય તેવો પીઠ પાછળ પહેરવેશ કરે છે, જ્યારે એક ચીનાઇ લેડી કોઇ દીવસ પાછળ તકીયો બાંધ્યો હોય તેવો પહેરવેશ કરતી નથી. જાપાનીસોની ચાલ સાધારણ રીતે પેંગા માણસના જેવી હોય છે તથા તેઓ કદમાંબી બતકા ઠીંગુજી જેવા લાગે છે.

છેલ્લી ખુનખાર લડાઇ પછી જાપાન દુન્યાનાં પાંચ મોટાં પાવર-સોમાંનું એક મોટું વર્લ્ડ પાવર મીશાલ ગણાય છે, જ્યારે બાકીના બીજા ચાર બ્રીટીશ, ફ્રેંચ, ઇટલી અને યુનાઇટેડ સ્ટેટ્સ છે.

## જાપાનથી સેંટ ફ્રાંનસીસકો અને હોનોલુલુની સફર!

તા. ૨૫ મી જુનની બપોરે ત્રણ વાગે અમો યોકોહામાથી ડોલર સ્ટીમશીપ લાઇનની સ્ટીમર 'પ્રેસીડંટ કલીવલેંડ'માં સેંટ ફ્રાંસીસકો કે જે યુનાઇટેડ સ્ટેટનું પશ્ચિમ દીશાનું મોટું બંદર છે, ત્યાંથી હોનોલુલુના માર્ગે જવા માટે ઉપડયા. અમારી સ્ટીમર ઉપડતી વખતે અમોએ જાપાનને ખુશાલીના અવાજે વધાવી લીધેલું. અમારો 'દરિયાઇ રથ' એકદમ ચીકાર હોવાના સબબે એકપણ 'બર્થ' (જગ્યા) ખાલી નહોતી. સ્ટીમર પરથી રંગબેરંગી કાગળના વાવટાઓ તેમજ હરેક પ્રકારની કાગળની રંગીન ફીટો કીનારાપરનાં શખસો ઉપર ખુસાલીભર્યાં હર્ષ-નાદથી ફેંકવામાં આવી હતી. કીનારાપરનાં લોકોનાં મોટાં ટોળાંએ પણ અમારા પર એજ પ્રમાણેનો વળતો જવાબ વાળ્યો.

અમારી મુસાફરી યોકોહામાથી છે તે છેક સેંટ ફ્રાન્સીસકો સુધીની સોળ દીવસની ઘણી લાબી અને ૫૫૨૦ માઇલના છેટાની પુરવાર થઇ હતી.

## સ્ટીમરપર રમતગમત!

અમારી સ્ટીમરપર બ્રીજ ટુરનામેંટ થવા ઉપરાંત પીગપોંગ રમાવા સાથે રાત્રે ખાણાં પછી સીનેમાં તથા ફેન્સી ડ્રેસ બોલ થતો હતો. રવી-વારે ભેગી બંદગી તથા સ્વીમીંગ બાથની મોજ ચાલુ હતી.

## તરતુ અપ-ટુ-ડેટ હોટેલ!

જ્યારે મુસાફરી દરમ્યાનમાં આપણે સ્ટીમરેમાં બેઠા હોઇએ ત્યારે જાણે એવું લાગે છે કે કોઇ મોટાં શહેરનાં એકાદ ભપકાદાર હોટલમાં ઉતારો લીધો છે. ઉપરના તુટકની ટેરેસ ઉપર 'ડેક' ટેનીસની રમત ચાલે અને નીચેના ભાગમાં ટી રૂમ, અલાહેદો લખવાનો રૂમ સાથે મેનેકયોરીંગ રૂમ, વરંડા તથા સૌથી નીચે વળી સોશીયલ હોલ, સ્મોકીંગ રૂમ મરદોને માટે હોવા ઉપરાંત આસપાસ બધેબધ તુટકો હોય છે, કે જે પી. એ. કંપનીની સ્ટીમરની માફક ખુલ્લી નહી પણ ટ્રેનના બારીઓના કાચોની માફ ઉઘાડ બંધ સેહેલાઇથી થઇ શકે તેવી અમારા 'દરયાઇ રથ' પર હતી. એ ઉપરાંત સેહજ આગળ જતા લાયબ્રેરી, સ્વીમીંગ બાથ વીગેરે પણ હોય છે અને નીચલા મજલે (ભોંયતળીએ) ઉતારૂઓ માટેની કેબીન, પરસરની ઓફીસ (વહાણના નાણાંવટીની ઓફીસ,) હેર કટીંગ સેલુન, તબીબનો ઓરડો અને વળી હેઠળના ભાગમાં મોટો ડાઇનીંગ રૂમ હોય છે. સ્ટીમરપર દરેક ચીજ "સર્વ" કરવા અર્થે 'અમેરીકન સ્ટુઅરડસોને' રાખવામાં આવતા નથી. તેને બદલે 'સ્ટુઅરડસો' તરીકે ચાઇનીઝોને રાખવામાં આવે છે અને તેના વડા કારભારીઓ અમેરીકનો હોય છે, ઇંગ્લીશ સ્ટીમરોની માફક ડોલર લાઇનનાં અમેરીકન બારકપર ડ્રેસ સુટનાં જેવી કાંઇ પણ જંજાળ નથી.

## રાત્રે પણ મન રીઝવવાનું પ્રોગ્રામ!

જયારે કોઇ બંદર આવ્યું હોય તે વખતે ઉપડતી વખતે તેમજ બપોર તથા રાતનાં ખાણાને ટાઇમે પણ પેસેનજરોને રીઝવવા માટે બેંડ વગાડવામાં આવે છે. રાતનાં ખાણા પછી અગીયાર વાગા સુધી ડેન્સનું મ્યુઝીક પણ ચાલે છે.

અમારી સ્ટીમરનો વરંડો 'દરીયાઇ ઝુલતી ગેલેરી' જેવો લાગતો હતો. રોજ 'રેડયો'ની મોજ ચાખવા ઉપરાંત દરેક કેબીનમાં 'ન્યુસ બુલેટીન' વગર દામે આપવામાં આવતું હતું, પોસ્ટ ઓફીસ પણ મોજુદ હતી.

કેબીનમાં દાખલ થતાં જમણા હાથ પર એક નાનો ઓરડો આવે છે કે જેમાં હાથ મોંઢું તથા નાહવાની ખાસ (મોરીના જેવી) સગવડ રાખવામાં આવેલી છે. આપણે ખુશી મુજબ ડોલર લાઇનની કેબીનની બાદશાહી સ્ટીમરમાં ઠંડાં યા ગરમ પાણીનો શાવર બાથ લઇએ છીએ.

સ્ટીમરની કેબીન એક આપણાં ઘરના ઓરડા જેવી લાગે છે. કેબીનની સાઇડો પર બે મોટા પલંગો તથા વચમાં મોટા સોફા કોચ હોવા ઉપરાંત, બે મોટી કાચનાં બારણાંની કબાટો, કપડાં ટાંગવાની ખુંટીઓ તથા બેસવાને માટે શુસોભીત આર્ટીસ્ટીક ડીઝાઇનની અપ-ટુ-ડેટ ખુરસીઓ પણ હોય છે.

## 'મેરીડીયન-ડે'નો ખુશનુમા મહીમા !

અમારી સ્ટીમર પર ૧૯૨૯ ના જુલાઇ માસની પહેલી તારીખે 'મેરીડીયન ડે' પાળવામાં આવ્યો હતો યાને એક આખો દિવસ નવો મુકવામાં આવ્યો કે જેનો અર્થ એમ સમજવો ઘટે છે કે આજે જો પહેલ્લી જુલાઇ ૧૯૨૯ થઇ તો વળી પાછી આવતી કાલે યાને બીજે દિવસે પણ મજકુર વર્ષનાં જુલાઇ માસની પહેલ્લીજ તારીખ ગણવામાં આવી હતી.

'મેરીડીયન-ડે' યાને બીજા બોલમાં કહીએ તો તે એ કે સ્ટીમર પર એ બે દિવસ ફક્ત એકજ તારીખનો ગણાય છે તે કયારે કે જ્યારે આપણે પુર્વથી ને પશ્ચિમ ભણી જઇએ ત્યારે અથવા તો એક તારીખ યાને આખો દહાડો કુદાવી જઇએ છીએ. જ્યારે પશ્ચિમથી પુર્વની બાજુએ જઇએ છીએ, ત્યારે પણ ઉપર જણાવ્યા મુજબનોજ જાણી લેવો.

( ૧ ) પૃથ્વી ઉપરની દરેક જગાઓ, ચોકકસ કલ્પીત લીટીઓ કે જેને ઇંગ્રેજી ભાષામાં લેટીટયુડ અને લોનજીટયુડ કરીને કહેવામાં આવે છે, તે લીટીઓનો સંબંધ ઉપરથી બેધડક ઓળખાય છે અને લોનજીટયુડની આડી લીટીઓને 'મેરીડીયન' તરીકે ઓળખાવવામાં આવે છે.

( ૨ ) બ્રીટીશ શહેનશાહતમાં ગ્રીનીચ શહેરમાંથી પસાર થતી મેરીડીયનને શુન્ય (ઝીરો) ગણવામાં આવે છે અને તેની પુર્વ તથા પશ્ચિમે દરેક બાજુ ૧૮૦ ડીગ્રી ગણવામાં આવે છે.

( ૩ ) પૃથ્વી ચોવીસ કલાકમાં ગોળ ભમરડા મીસાલ પશ્ચિમથી પુર્વ તરફ ચોગરદી ફરે છે કે જેથી રાત તથા દીવસ જાહેર થાય છે, એમ આપણે સારી પેઠે જાણી શકીએ છીએ, એટલે કે એક કલાકમાં પંદર ડીગ્રી દુનીઆ ફરે છે.

(૪ ) વખતની ગણત્રીની બાબદ અને પંચાગોને લગતા જુદા જુદા ટાઇમોના હીસાબ ઘણાજ મોજ પમાડનારા હોય છે અને તે

સમજવા તેટલાજ ખીકટ પણ હોય છે, તે બાબદ હાલ તુરત આપણે બાજુએ રાખીશું.

(૫) ગ્રેટબ્રીટનમાં સઘળાં ઘડીઆળો ગ્રીનીચ ટાઇમથી માંડવામાં આવે છે અને આ રીતે દુન્યાનાં સઘળાં ઘડીયાળોના વખત જુદી જુદી 'મેરીડીયનો'ના વખત મુજબ જુદા પડે છે. હવે જો એમ કહેવામાં આવે કે આજે સહવારે મુંબઇથી નીકળેલો ટેલીગ્રામ ગઇ કાલે સાંજે લંડન પુગે છે તો, તેમાં વખતની ગણત્રીથી જોતાં અજાયબ થવા જેવું કાંઇએ નથી, કારણ કે ધારો કે, ચોવીસમી ફેબરવારીએ સહવારના યાને પાછલી રાતના આશરે ત્રણના સુમારે, મુંબઇથી જે ટેલીગ્રામ મોકલ્યો હોય તેજ ટેલીગ્રામ લંડન મધે પુગે છે, તે વખતે તે ત્રેવીસમી તારીખના યાને ગઇ કાલે રાતના દશ વાગેલા હોય છે, તેનું કારણ એ છે કે, મુંબઇની પશ્ચીમે લંડન આવેલું હોવાથી 'મેરીડીયન'ના હીસાબ પ્રમાણે મુંબઇનો વખત લંડનના વખત કરતાં આશરે સાડાપાંચ કલાક આગળ રહે છે. વળી આગબોટ ઉપર વખત જાણવાને માટે સુર્ય તથા તારાઓ ઉપરથી તે જગાના 'મેરીડીયન'ના હીસાબ ઉપરથી જાણવાના કાયદા ઘણા મોજ પમાડનાર છે. લગભગ સઘળી સ્ટીમરો પર ક્રોનોમીટર નામનું યંત્ર હોય છે કે જેની ઉપર ખાસ ગ્રીનીચ ટાઇમ માંડવામાં આવે છે પણ ક્રોનોમીટરમાં શરદી તથા ગરમીથી થતા ફેરફારોને સીતારા અને ચંદ્રમાની હીસાબી ગણત્રીથી ચાલુ સુધારવામાં આવે છે.

(૬) વળી આ બાબદના સંબંધમાં એમ પણ કહેવાય છે કે બ્રીટીશ શહેનશાહતની ઉપર સુર્ય કદી અસ્ત પામતો નથી. તેનું કારણ એ કે ચોવીસ કલાકમાં પૃથ્વી ગોળ ભમરડા મીસાલ ફરે છે તે કાયદે એક કલાકમાં પંદર ડીગ્રી ચાલે છે અને પૃથ્વી આ રીતે સુર્યની તરફ જુદી જુદી જગ્યાઓને લેઇ જતી રહીને સુર્યનું તડકું મેળવ્યા કરે છે. નકશાઓપર નજર કરતાં આપણે જોઇ શકીશું કે બ્રીટીશ હકુમતના શેહેરો એ 'મેરીડીયન'ના વચ્ચે એટલે પંદર ડીગ્રીની અંતરે હોય છે અને તેથી તે શેહેરો દરેક કલાકે સુર્યની રોશની મેળવતાંજ રહે છે.

(૭) હવે એક 'મેરીડીયન' પસાર કરતી વખતે જો પુર્વમાં જઇએ તો ઘડીયાળને ચાર મીનીટ આગળ કરવું પડે છે અને

પશ્ચીમમાં જઇએ તો ચાર મીનીટ પાછળ માંડવું પડે છે. આ રીતે જો એક માણસ પુર્વ ભણી ત્રણસો સાહઠ 'મેરીડીયન' મુગી વળ્યો હોય તો એમ માલમ પડે છે કે તેનો ચોવીસ કલાકનો આખો દીવસ જાસ્તી મળ્યો અને જો પશ્ચીમ તરફ જાય તો ચોવીસ કલાકનો આખો દીવસ ઓછો થઇ ગયો એમ માલુમ પડે છે.

(૮) આ બાબદના સંબંધમાં પૃથ્વીની હક વચ્ચે એકસો હંસી 'મેરીડીયન' આગળ એક કલ્પીત લીટી રાખવામાં આવી છે કે જેને પ્રજાકીય તારીખની નેશનલ ડેટ લાઇન તરીકે ઓળખવામાં આવે છે. જ્યારે આ લીટી પસાર કરવામાં આવે છે તે વખતે જો પુર્વ ભણી હોય તો સ્ટીમપર એક દીવસ વધારે ગણવામાં આવે છે એટલે કે એકજ તારીખના બે દિવસ ગણવામાં આવે છે અને જો પશ્ચીમ ભણી ઓળંગવામાં આવે છે તો એક દીવસ ઓછો ગણવામાં આવે છે એટલે એક તારીખ મુકી દેવામાં આવે છે.

(૯) આ બાબદનું કારણ સમજવાનું સેહલું છે. પૃથ્વીની આસપાસ પુર્વ તરફ જતાં દરરોજ પંદર ડીગ્રી લેતાં રોજ એક એક કલાક ઘડીયાળને આગળ માંડવું પડે છે અને આ રીતે ચોવીસ દેખાતા દીવસમાં તેને ચોવીક કલાક ઘડીયાળના કાંટા ફેરવવા પડે, એટલે કે, ચોવીસ દેખાતા દીવસ ત્રેવીસ ખરા દીવસની બરાબર થાય જેથી એક આખો દીવસ તેને વધારે મળ્યો એમ થાય છે. એજ મુજબ પશ્ચીમ તરફ જતાં એક દીવસ ઓછો થયો હોય તેમ ગણાય છે.

(૧૦) ગ્રાનીચની એકસો હંસી ડીગ્રી પુર્વ તરફ અથવા એકસો હંસી ડીગ્રી પશ્ચીમ તરફ જોતાં બે જગ્યાઓ ઉપરનો વખત એકજ હોય છે, પણ તારીખ જુદી પડે છે. દાખલા તરીકે ગ્રીનીચની પશ્ચીમે એકસો હંસી ડીગ્રીવાળી જગ્યાએ જો રવીવાર તારીખ ચોવીસમીની રાત્રે નવ વાગેલા હોય તો ગ્રીનીચની પુર્વે એકસો હંસી ડીગ્રીની જગાએ સોમવાર તારીખ પચીસમીની રાત્રે નવ વાગેલા હોય છે.

## મુંબઇમાં બપોર ત્યારે અમેરીકામા ગઇ મધરાત.

દુન્યાના દરેક દેશોમાં ઘડીયાલના ટાઇમો જુદા જુદા હોય છે. યુરોપમાં મોટે ભાગે સેન્ટ્રલ યુરોપીયન ટાઇમ વપરાય છે યાને એક કલાક ગ્રીનીચ ટાઇમ કરતાં આગળ હોય છે. યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં પાંચ જાતના ટાઇમો છે.

૧. સ્ટેનડર્ડ ટાઇમ યાને રેલ્વે ટાઇમ.

૨. પેસીફીક ટાઇમ કે જે વખત આઠ કલાક ગ્રીનીચ ટાઇમથી પાછળ હોય છે.

૩. માઉન્ટન ટાઇમ કે જે સાત કલાક ગ્રીનીચ ટાઇમથી પાછળ હોય છે.

૪. સેન્ટ્રલ ટાઇમ કે જે ૬ કલાક ગ્રીનીચ ટાઇમથી પાછળ હોય છે.

૫. ઇસ્ટર્ન ટાઇમ કે જે પાંચ કલાક ગ્રીનીચ ટાઇમથી પાછળ હોય છે. આ પ્રમાણે અમોને પણ યુનાઇટેડ સ્ટેટસમાં જેમ જેમ અમો પશ્ચિમથી પુર્વ જતા ગયા તેમ ચાલુ ઘડીયાલમાં ફેરફારો કરવા પડયા હતા. જાપાનનો ટાઇમ નવ કલાક ગ્રીનીચ ટાઇમથી આગળ છે અને હીંદનો ટાઇમ સાડાપાંચ કલાક આગળ છે, તે સહેજ વાંચક વર્ગને જણાવીએ છીએ.

જરા રમુજને ખાતર ટાઇમની ગણત્રી લખયે. જ્યારે હીંદમાં બાર વાગેલા હોય ત્યારે બીજા દેશોમાં શું ટાઇમ થયો હોય તેનો ખ્યાલ આપવા નીચેનો કોઠો રજુ કરીએ છીએ–

જ્યારે હીંદમાં બપોરના બાર થયા હોય ત્યારે––

| | |
|---|---|
| લંડનમાં સહવારના | ૬–૩૦ |
| બરલીનમાં ,, | ૭–૩૦ |
| મોસ્કો (રશીયા) સહવારના | ૮–૩૦ |
| પેરીસ સહવારના | ૬–૩૦ |
| રોમ ,, | ૭–૩૦ |
| વીએના ,, | ૭–૩૦ |
| ન્યુયોર્ક આગલી રાતના | ૧–૩૦ |
| ચીકાગો ,, ,, | ૧૨–૩૦ |
| કવેબેક ,, ,, | ૧–૩૦ |
| વોશીંગ્ટન ,, ,, | ૧–૩૦ |

| | |
|---|---|
| મોન્ટ્રીઆલ આગલી રાતના | ૧–૩૦ |
| બ્યુનોસ અરસ (સાઉથ અમેરીકા) આગલી રાતના | ૨–૩૦ |
| સેંટ ફ્રાંસીસકો આગલી રાતના | ૧૦–૩૦ |
| ઓટાવા આગલી રાતના | ૧–૩૦ |
| કોન્સ્ટેન્ટીનોપલ સહવારના | ૮–૩૦ |
| એથેનસ ,, | ૮–૩૦ |
| જેરૂસલમ ,, | ૮–૩૦ |
| સીંગાપોર બપોરના | ૧–૩૦ |
| પેકીંગ ,, | ૨–૩૦ |
| હોંગકોંગ ,, | ૨–૩૦ |
| ટોકીયો ,, | ૩–૩૦ |
| યોકોહામા ,, | ૩–૩૦ |

## હોનોલુલુમાં ૧૦૧ માઇલની મનહર લટાર.

ઉપર આકાશ અને નીચે પાણી જોતા તારીખ ત્રીજી જુલાઇની સાંજે 'બીગ બડ' નામનો એક ઉજ્જડ માણસની વસ્તી વગરનો ટાપુ અમે જોયો કે જે અમને બહુ બીહામણો લાગ્યો. ચોથી જુલાઇએ અમોએ 'હોનોલુલુ' નીહાળ્યું, કે જે દીવસ અમેરીકનોનો સ્વતંત્રતાનો દિવસ હતો.

અમેરીકાની સ્વતંત્રતાના બખતાવર દિવસે દરેક પેસેનજરોને એક કાગળનું બટન હોલ ફ્લેગ ઉપર '૪ થી જુલાઇ ૧૭૭૬' એ લેખ છાપીને આપવામાં આવ્યો હતો કે જે ફ્લેગ દરેક જણે માનને ખાતર છાતી પર લગાડયો હતો.

હોનોલુલુના ડકા (કીનારા પર) ત્યાંના હવાયન નામના શખસો મજકુર બખતાવર દિવસે બેંડના શરોદો વગાડતા હતા. ચોથી જુલાઇની સહવારે છને દશે સ્ટીમર પરનાં પેસેનજરોને બહાર ડુટક પર આવવાનો હુકમ મળ્યો, કે જે વખતે તબીબે તપાસ કરી સૌનાં મોહ જોઇને સંતોષ એ બતાવ્યો કે સર્વે કોઇ ખુશખુશાલ અને સારી પેઠે હતા. ચા પાણી તથા નાસ્તો કરી આઠ વાગતાના સુમારે અમો નીચે ઉતર્યા. અમારી ત્રણની ટોળકી તથા અમારા અમેરીકન મીત્ર સાથ ચાર જણા ભાડેની મોટરકારમાં સવાર થઇ આખા હોનોલુલુમાં ૧૦૧ માઇલની ટાપુની આસપાસની મોટર ડ્રાઇવ કરી હતી.

## મુંબઇમાં બપોર ત્યારે અમેરીકામા ગઇ મધરાત.

દુન્યાના દરેક દેશોમાં ઘડીયાલના ટાઇમો જુદા જુદા હોય છે. યુરોપમાં મોટે ભાગે સેન્ટ્રલ યુરોપીયન ટાઇમ વપરાય છે યાને એક કલાક ગ્રીનીચ ટાઇમ કરતાં આગળ હોય છે. યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં પાંચ જાતના ટાઇમો છે.

૧. સ્ટેનડર્ડ ટાઇમ યાને રેલ્વે ટાઇમ.

૨. પેસીફીક ટાઇમ કે જે વખત આઠ કલાક ગ્રીનીચ ટાઇમથી પાછળ હોય છે.

૩. માઉન્ટન ટાઇમ કે જે સાત કલાક ગ્રીનીચ ટાઇમથી પાછળ હોય છે.

૪. સેન્ટ્રલ ટાઇમ કે જે ૬ કલાક ગ્રીનીચ ટાઇમથી પાછળ હોય છે.

૫. ઇસ્ટર્ન ટાઇમ કે જે પાંચ કલાક ગ્રીનીચ ટાઇમથી પાછળ હોય છે. આ પ્રમાણે અમોને પણ યુનાઇટેડ સ્ટેટસમાં જેમ જેમ અમો પશ્ચિમથી પુર્વ જતા ગયા તેમ ચાલુ ઘડીયાલમાં ફેરફારો કરવા પડયા હતા. જાપાનનો ટાઇમ નવ કલાક ગ્રીનીચ ટાઇમથી આગળ છે અને હીંદનો ટાઇમ સાડાપાંચ કલાક આગળ છે, તે સહેજ વાંચક વર્ગને જણાવીએ છીએ.

જરા રમુજને ખાતર ટાઇમની ગણત્રી લખયે. જ્યારે હીંદમાં બાર વાગેલા હોય ત્યારે બીજા દેશોમાં શું ટાઇમ થયો હોય તેનો ખ્યાલ આપવા નીચેનો કોઠો રજુ કરીએ છીએ—

જ્યારે હીંદમાં બપોરના બાર થયા હોય ત્યારે—

| | |
|---|---|
| લંડનમાં સહવારના | ૬–૩૦ |
| બરલીનમાં ,, | ૭–૩૦ |
| મોસ્કો (રશીયા) સહવારના | ૮–૩૦ |
| પેરીસ સહવારના | ૬–૩૦ |
| રોમ ,, | ૭–૩૦ |
| વીએના ,, | ૭–૩૦ |
| ન્યુયોર્ક આગલી રાતના | ૧–૩૦ |
| ચીકાગો ,, ,, | ૧૨–૩૦ |
| કવેબેક ,, ,, | ૧–૩૦ |
| વોશીંગ્ટન ,, ,, | ૧–૩૦ |

જેની વાર્ષીક આવક સઘળી મળીને ગણીએ તો બાર કરોડ ડોલર્સ યાને લગભગ ૩૬ કરોડ રૂપીયાની ગણાય છે. અમોએ એ મુલક મધે ત્યાંની જોવા લાયક જગ્યાઓ જોઇ, જેવી કે—ગોલ્ફ લીંકસ, પાલી હીલ, કાલા-કુઆ એવેનયુ, વાઇકીકી બીચ (દરીયા કીનારો) કે જ્યાં હજારોની મોટી સંખ્યામાં લોકો તરવા માટે ઉતરી પડી ભારે મોજમજાહ ઉડાવે છે. ઉપલી સઘળી જગ્યાઓ જોવા ઉપરાંતબી ત્યાંનું પબ્લીક (લોક) સર્ફ રાઇડીંગ કરતાં કીનારા ઉપરનાં પાણીમાં તરવા જાય છે, તે જગા તથા જીવતી માછલીઓ રાખવાનાં એકવેરીઅમ, લે મંદીર વીગેરે જોઇ અમો આનંદ પામ્યા.



## હોનોલુલુનું 'લે' મંદીર.

ત્યાંના રોયલ હવાઇયાન હોટલમાં આસાયશને માટે ગયા અને અને પેટની પુંજા કરી સાંજના સાડાપાંચને અમલે સ્ટીમર પર જવા સારૂ અમે હેરીયું લીધું, કારણ કે છને સુમારે તો સ્ટીમર ઉપડનાર હતી.

હોનોલુલુમાં એક હિંદુસ્તાનના વતનીની 'બોંબે સ્ટોર' એ નામની દુકાન છે, કે જે સ્વતંત્રતાના દીનના બખતાવર દિવસે ખાસ બંધ રાખવામાં આવી હતી. એ શહેર મધે મી૦ જેમસ ડોલ કરીને જાણીતો શ્રીમંત શહેરી છે કે જે પાઇનએપલ કીંગ (અનેનાસના રાજા) તરીકે ધીકતો ધંધો કરે છે અને મજકુર ધંધાની ખેતીવાડીની અત્યંત મોટી જાગીર ધરાવવા ઉપરાંત તેમાંથી કાચું સોનું પેદા કરે છે.



## સ્ટીમર પરથી દેખાતો હોનોલુલુનો દેખાવ

હોનોલુલુ શહેર એ હવાયઅન ટાપુઓની રાજધાનીના શહેર તરીકે જાણીતું છે. એ શહેર ઓહુ ટાપુ પર આવેલું છે. સઘળાં મળી હવાયન ટાપુઓ આઠ છે. હાલમાં મજકુર શહેરની વસ્તી એક લાખ ત્રીસ હજારની હોવા ઉપરાંત તે યુનાઇટેડ સ્ટેટસની માલેકીનું છે, એટલુંજ નહીં પણ એ યુનાઇટેડ સ્ટેટસનું આરમી એંડ નેવીનું પેસીફીક મહાસાગર એક મોટું બચાવનું સ્ટેશન પણ ગણાય છે. ત્યાં ઘણી મોટી બરાખો પણ સોલજરો સારૂ રાખવામાં આવી છે.

## અનેનાસની ગોયા દુનીયા !

એ શહેર મધે અનેનાસ, શેરડી, ખાંડ, કેળાં વીગેરેનો ઘણાજ મોટા પાયા પર યાહોમ ધીકતો વેપાર બીજા દેશો સાથે થાય છે કે

જેની વાર્ષીક આવક સઘળી મળીને ગણીએ તો બાર કરોડ ડોલર્સ યાને લગભગ ૩૬ કરોડ રૂપીયાની ગણાય છે. અમોએ એ મુલક મધે ત્યાંની જોવા લાયક જગ્યાઓ જોઇ, જેવી કે—ગોલ્ફ લીંકસ, પાલી હીલ, કાલાકુઆ એવેનયુ, વાઇકીકી બીચ (દરીયા કીનારો) કે જ્યાં હજારોની મોટી સંખ્યામાં લોકો તરવા માટે ઉતરી પડી ભારે મોજમજાહ ઉડાવે છે. ઉપલી સઘળી જગ્યાઓ જોવા ઉપરાંતથી ત્યાંનું પબ્લીક (લોક) સર્ફ રાઇડીંગ કરતાં કીનારા ઉપરનાં પાણીમાં તરવા જાય છે, તે જગા તથા જીવતી માછલીઓ રાખવાનાં એકવેરીઅમ, લે મંદીર વીગેરે જોઇ અમો આનંદ પામ્યા.



## હોનોલુલુનું 'લે' મંદીર.

ત્યાંના રોયલ હવાઇયાન હોટલમાં આસાયશને માટે ગયા અને અને પેટની પુંજા કરી સાંજના સાડાપાંચને અમલે સ્ટીમર પર જવા સારૂ અમે હેરીયું લીધું, કારણ કે છને સુમારે તો સ્ટીમર ઉપડનાર હતી.

હોનોલુલુમાં એક હિંદુસ્તાનના વતનીની 'બોંબે સ્ટોર' એ નામની દુકાન છે, કે જે સ્વતંત્રતાના દીનના બખતાવર દિવસે ખાસ બંધ રાખવામાં આવી હતી. એ શહેર મધે મી૦ જેમસ ડોલ કરીને જાણીતો શ્રીમંત શહેરી છે કે જે પાઇનએપલ કીંગ (અનેનાસના રાજા) તરીકે ધીકતો ધંધો કરે છે અને મજકુર ધંધાની ખેતીવાડીની અત્યંત મોટી જાગીર ધરાવવા ઉપરાંત તેમાંથી કાચું સોનું પેદા કરે છે.

અમોએ અમારી સ્ટીમરપરથીજ કીનારાપર એક ઘણુંજ મોટું પતરાંના રમકડાંના આકારનું અનેનાસ થોડે દુર ઉંચા સળીયાપર જાહેર-ખબર તરીકે ગોઠવેલું જોયું. તે બાબદ એ મુલક મધેના લોકોની આકર્ષીત જાહેર ખબર આપવાની રૂઢી કેવી ઉત્તમ પ્રકારની છે તેની ગવાહી પુરી પાડતી હતી. હોનોલુલુ શેહેરની આજુબાજુના ટાપુપર જવાળામુખીના પહાડો ઘણા હોવા ઉપરાંત ત્યાંના ટાપુપર ગરમ (ત્રોપીકલ) દેશના જેવી આબો હવા રહે છે. બરાબર સાંજના છને અમલે ફટાકડાના અવાજો તથા રંગબેરંગી ફીટો અમોએ મોટા અરસપરસ એક બીજાઓ ઉપર ફેંકયાબાદ અમારી સ્ટીમરે આગળ રસ્તો કાપવા માંડયો.

## હોનોલુલુ છોડી પેસીફીકમાં ચાલ્યા !

હોનોલુલુના ટાપુપરની થોડો વખત સુધી અમોએ દીવાદાંડી નીહાળી. અમારી સ્ટીમરે ભરદરીયામાં પોતાની કુચ પુર જોસમાં કરવા માંડી અને પેસીફીક મહાસાગર કે જે દુન્યામાં સૌથી મોટામાં મોટો અને ઉંડામાં ઉંડો છે અને જ્યાં ઘણી વખતે તો પાણીનો પુર એટલે કે મોજાઓ પુર જોશમાં સ્ટીમર પરના ઉપલા ભાગ પર ઉછળે છે. તોફાની દરીયો હોવાથી પેસેનજરોને દરીયો લાગ્યો હતો અને ડીનર રૂમ તો સદંતર ખાલી થઇ ગયો હોય એવો ઉજડ દીસ્તો હતો. થોડા વખતમાં પરવર-દેગારની રહેમથી રૂતુમાં ફેરફાર થવાથી અમારી સ્ટીમર પોતાના નવા આગલા રંગરાગમાં ફેરવાઇ ગઇ અને સારી રૂતુ થવે અચ્છી હાલતમાં આવવે ઉપરની ડાઇનીંગ હોલનાં પેસેનજરો રંગમાં આવી ખુશાલ હરફર કરવા લાગ્યા.

## સ્ટીમરપરનું ભરચક મીનુનો નમુનો.

---

**S.S. "PRESIDENT CLEVELAND."**

GEORGE W. YARDLEY, Commander.

---

# DINNER

---

California Oyster Cocktail

Caviar Canape — Salted Mixed Nuts

Ripe Olives — Pickled Walnuts — Celery en Branche

---

Cream of Leeks Consomme Clear

---

Poached Filets of Yellow Tai, Egg Sauce

---

Boiled Young Fowl and Bacon, Parsley Sauce
Cold, Roast Veal, Potato Salad
Larded Sweetbreads a la Francaise
Stewed Duckling aux Stuffed Olives
Papaia Fritters, Maple Syrup Sauce
Omelettes as Requested
Roasts:-Prime Ribs of Beef au Jus, Yorkshire Pudding, Leg, of Dairy Fed Pork, Dressing, Brown Gravy, Rolled Shoulder Mutton, Mint Sauce
New Potatoes en Creme Steamed Potatoes
Fried Parsnips Creamed Cauliflower
Salad, Lettuce and Tomato, Thousand Island Dressing, Steamed, Golden Pudding, Caramel Sauce
Apricot Pie Ice Cream
Macaroons Banana Short Cake Fruit
Jell-O, Plain or Fruit Cake Small Pastry
Cheese:—Imported Swiss Camembert Cheddar
Toasted Wafers Assorted Crackers
Candied figs Valencia Raisins Mixed Nuts, Seasons Fresh Fruit
After Dinner Mints
Cafe Noir
After Dinner Coffee served on Deck or in Smoking Room
Sunday, July 7, 1929. G. M. Gordon, Chief Steward. The Clock will be Advanced 26 Minutes during the Night

**MOVIES**

TO NIGHT AT 8-15

## અમેરીકામાં પધરામણી.

તા૦ ૧૦ મી જુલાઇની બખતાવર સહવારે અમોને 'નવી દુન્યાનો ઓળો' દેખાયો અને અમો હસતારમતા પુર તંદુરસ્તી સાથે અમેરીકાની ધરતી પર આવી લાગ્યા. કોલમબસે નવો અમેરીકન ખંડ શોધ્યો હતો અને તે વેળા જે હદ બહારની ખુશાલી એ મહાન સખશને લાગી હતી, તેનાં કરતાં કાંઇક જયાદા ખુશાલી અમેરીકાની જમીન ઉપર અમારાં પગલાંના છાપનો સીકકો પડવે લાગી હતી.

અમો યોકોહોમાથી ઉપડયા પછી બીજે દીને એટલે કે તારીખ ૨૬ મી જુને અમારૂં ઘડીઆલ મધરાત પછી ૩૮ મીનીટ આગળ કરવાનો કેપ્ટન તરફથી હુકમ મળ્યો, એટલુંજ નહીં પણ ત્યારબાદ નીચલી દર્શાવેલી તારીખોએ પણ એ મુજબનો હુકમ મળ્યો હતો જેનો અમોએ અમલ કર્યો હતો.

તારીખ ૨૭મીએ ૩૨ મીનીટ, ૨૮ મીએ ૨૭ મીનીટ, ૨૯ તથા ૩૦મીએ ૨૮ મીનીટ, ૧લી જુલાઇએ ૨૮ મીનીટ અને વળી પાછી તારીખ ૧લી જુલાઇ કે જે દીને 'મેરીડીયન ડે' ખાસ ગણવામાં આવ્યો હતો તે બખતાવર રોજે ૨૪ મીનીટ, ૨જી જુલાઇએ ૨૮ મીનીટ, ૩જીએ ૨૪ મીનીટ, ૫મીએ ૧૦ મીનીટ, ૬ ઠી તથા ૭ મીએ ૨૪ મીનીટ, ૮ મીએ ૨૬ મીનીટ, ૯ મીએ ૨૮ મીનીટ અને જયારે અમારી ત્રગડીની ટોળી તેમજ અમારો રમુજી અમેરીકન મીત્ર મી૦ જયોર્જ (એ સાથે મળીને ચારનો ફેવરીટ આંક કે જે આંક ઘણો ભાગ્યશાળી કહેવાય છે, તે વખતે અમો ચારે જણાઓ) હસીખુશીથી ગાજતાવાજતા સેંટ ફ્રાનસીસકો બંદરે તારીખ ૧૦ મી જુલાઇના શુભ દીવસે ઉતર્યા, કે જેની આગલી રાત્રે બાર વાગ્યા પછી ઘડીયાળના કાંટાઓ ૨૮ મીનીટ આગળ વધારવાનો હુકમ મળ્યો હતો. અમેરીકા દેશ હીંદનો 'એંટીપોડીસ' કહેવાય છે તેની ખાતરી સારૂ ઉપર મુજબની મીનીટો રોજ આગળ કરવા માટે અને વળી તે સાથે ખાસ્સો એક આખો ચોવીસ કલાકનો એક દીવસનો વધારો કરવાનોબી હુકમ મળ્યો હતો કે જે મુજબ એકાદ સ્કુલનો શીક્ષક જેમ વીદ્યાર્થીઓને ભણાવે તે મુજબ અમોએ અમલ કર્યો હતો. 'એંટી-પોડીસ'નો અર્થ એ થાય છે કે 'ધર્તી નીચે આવેલો દેશ.' વાંચનારની જાણ અર્થે જણાવું તો ઇંગ્લાંડનો 'એંટીપોડીસ' ઓસ્ટ્રેલીયા ખંડ છે.

આપણે હીંદીવાનો યુનાઇટેડ સ્ટેટસનાં ચીકાગો શેહેરનાં ટાઇમ

કરતાં બરોબર બાર કલાક આગળ છીએ. એજ પ્રમાણે ઇંગ્લાંડના વખત કરતાં સાડા પાંચ કલાક વધુ છીએ. જાણવું કે જો આજે પહેલ્લી ઓગસ્ટે મુંબઇ મધે સહવારના આંઠનો ટાઇમ છે, તો તેજ ટકોટક વખતે અમેરીકા શહેરમાં ૩૧ મી જુલાઇએ રાતનો બરોબર આઠ વાગાનો અમલ થયલો હોય છે. એ વખતે ઇંગ્લાંડમાં ૧ લી ઓગુસ્ટે પાછલી રાત્રે અઢી વાગાનો અમલ થયો છે એમ સમજી લેવું. અમો તા૦ ૧૦ મી જુલાઇના દીવસે (દસ) ૧૦ ના અમલે 'પરમેશ્વરની મહેરથી' નવી દુન્યામાં યાને માલેતુજાર અબ્જોપતીનાં દેશની બખતાવર જમીન ઉપર આવી ઉભા.

## અમેરીકામાં નવા સહેલાણીઓને પહતી કહાકુટ.

અમારા દરીયાઇ રથ ઉપર એમીગ્રેશન ઓફીસરે આવીને કાયદાકાનુનને અનુસરી નીચે મુજબના સવાલો અમને પુછ્યા–(૧) તું કેટલું નાણું લેઇને આવ્યો છે? (૨) તું પરણેલો છે કે કુંવારો? (૩) તારી અમેરીકા આવવાની શુભ નેમ શી છે? (૪) તેં આટલી નાની વયમાં ખરેજ મોજની સેહેલ કરી છે કે? (૫) તું જાતનો હીંદુ છે કે? (એ બાપુલ્યાઓના મનમાં તો એવો વીચીત્ર ધખારો હોય છે કે આખા હીંદુસ્તાનમાં તો સઘળી હીંદુજ કોમ વસે છે) વીગેરે એવા તો રમુજી સવાલો પુછ્યા કે જેનો આ કમતરીન સેવકે ઘટતો જવાબ ટકોરાબંધ આપ્યો અને તેથી તે બાપડાએ ખુશી થઇ અમારી પાસપોર્ટ ઉપર સહી કરી આપી અને વીદ્યાર્થીને પરીક્ષામાં તુરત પાસ કરી નાખ્યો. હીંદ માતાના બેટાઓ વાંચીને અજાયબ થશો કે યુનાઇટેડ સ્ટેટસની હદમાં દાખલ થવાને માટે એ મુલક મધે ગવર્નમેંટ આપણી પાસે ૮ ડોલરનો એટલે કે આશરે રૂ. ૨૪ ની આસપાસ પરદેશી મુસાફરો કનેથી 'એલીઅન ટેક્ષ' એટલે પરદેશીઓ ઉપરનો કર કાયદા કાનુનને અનુસરી લેય છે, પણ તેમાં વળી વધુ શરત એ છે કે જેઓ ત્રણ મહીનાની અંદર મજકુર સ્ટેટની હદ છોડી જાય છે તેઓને આ લીધેલો ટેક્ષ તેઓ પાછો સપુરદ કરે છે. અમો કીનારા પર ઉતર્યા તે વખતે ત્યાંનો કસ્ટમ કલાર્ક ત્યાંના કાનુન કાયદા મુજબ અમારો હેંડબેગ તેમજ સરસામાંન તપાસવા લાગ્યો.

## હોટલમાં મુકામ.

અમારી કસ્ટમ તરફની તપાસ પછી ટેક્ષી કેબમાં નીકળી સેન-ફ્રાનસીસ્કોના બેલ વ્યુ હોટલને છેક સાતમે મજલે મુકામ કર્યો અને એ

મુજબ અમારી જીંદગીમાં સ્કાઇ સ્ક્રેપર (ઉંચી બીલ્ડીંગો) જોવાની પહેલવહેલી સોનેરી તક નાના પાયા પર પ્રથમથીજ મળી ગઇ.

મજકુર હોટલમાં ફરાગાત થયા બાદ અમારા રમુજી અમેરીકન ફ્રેંડ મી૦ જ્યોર્જ ભેગી ચારે જણાની ચોગડી ટેક્ષી કેબમાં ફરવા નીકળી અને એ મુલક મધ્યે મુસાફરોને સારૂ ખાસ જોવા લાયક જગમશહુર જગ્યા 'જોડ ટેકરીઓ' (ત્વીન પીકસ) કરીને છે, ત્યાં છેક ટોંચવેર જઇને અમોએ અમારી જીજ્ઞાસા તૃપ્ત કરી. એ ટેકરીઓ શહેરની વચ્ચોવચ હોવા ઉપરાંત ત્યાંની મારકેટ સ્ટ્રીટથી ૯૦૦ ફીટની ઉંચાઇએ આવેલી છે કે જ્યાંથી આખી દુન્યામાં પ્રખ્યાત થયેલા 'સેન ફ્રાનસીસ્કો' શહેરનો મનમોહક દુરનો દેખાવ અમોએ જોયો, કે જે ખરેજ એક 'પરીયાંનો રંગીલો મુલક' હોય તેવો ભાસ આપતો હતો. મજકુર દીલપઝીર જગ્યાનું નામ 'ફીગર એઇટ ડ્રાઇવ' કરીને આપવામાં આવ્યું છે તે ખરેજ તે ડ્રાઇવ આંઠના ફીગરના જેવો ઘાટઘટ્ટમ એ જગ્યાનો લાગે છે તેથી ઉપલું નામ મુનાસેબ છે.

અમો પાછા મજકુર જગ્યાથી નીચે ઉતરી ત્યાંના વીખ્યાત થયેલાં 'ગોલ્ડન ગેટ પાર્ક'માં અમારી ટેક્ષી કેબમાં દાખલ થયા કે જે પાર્ક (બગીચો) સેન ફ્રાનસીસ્કો મધ્યે સૌથી મોટામાં મોટો અને ખાસ જોવા લાયક ગણાય છે, તેનો વીસ્તાર એકંદર એક હજાર તેર એકરનો માપણીને અનુસાર અંકાય છે.

મજકુર બગીચામાં હરેક પ્રકારની રમતગમત થતી રહેવા ઉપરાંત પ્રજાની તંદુરસ્તીના અર્થે જાત જાતની આકૃતીઓનાં નાના મોટા દીલપઝીર બાગ બગીચાઓ હોવા ઉપરાંત જંગલના મોહક દેખાવો નજરે પડવા સાથ સુંદર તળાવો હલેસાં મારવાની બોટો સાથે અને પાણીના ધોધ પણ છે, એટલુંજ નહી પણ જાહેર ટેનીસ કોર્ટ, છોકરાંઓની રમતગમતની જગ્યા, સ્ટેડીયમ તથા જાનવરોનો બગીચો વગેરે ખાસ નીહાળવા જોગ છે, કે જેવી મનમાનતી સગવડ એ મુલક મધ્યેની મ્યુનીસીપલ કોરપોરેશન તરફથી થઇ છે. એવી મનગમતી સગવડ આપણી અલબેલી અને આખા હિંદુસ્તાનમાં આગેવાન ગણાતી મુંબઇ નગરીમાં ક્યારે થશે? તે બાબદસર આપણે સવાલ પુછીએ છીએ જેનો જવાબ એ શહેરીબાવાઓ આપશે કે?

મજકુર 'ગોલ્ડન ગેટપાર્ક' બહુ આકર્ષીત અને અચ્છી રીતે શણગાર્યો છે કે જ્યાં મોટરમાં ઘણી સારી રીતે ફરીહરી શકાય છે. જો આપણે એ વીશાળ બગીચાની મુખ્ય મોટર ડ્રાઇવ કરીએ તો તે સાડાચાર માઇલના લાંબા છેટાની અંકાય છે. એ બાગે દીલ–ખૂશ બગીચામાંથી સંતોષ વચ્ચે હરીફરી બહાર નીકળ્યા બાદ અમો કેલીફોરનીયા પેલેસ ઓફ ધી લીજીયન ઓફ ઓનર કે જે સને ૧૯૨૪ના સાલમાં બંધાયો હતો અને જે સેન ફ્રાનસીસકો મધ્યે ખાસ જોવાલાયક મનમોહક મહેલ મીસાલ ગણાય છે તે જોઇ અમારૂં મન હર્ષીત કર્યું. મજકુર વોર મેમોરીયલ બીલડીંગ મીસીસ આલમા ડી બ્રેટવીલ સ્પ્રેકલ્સ અને મરહુંમ એ. બી. સ્પ્રેકલ્સના માન અને યાદગારીની નોંધ હમેશાં ખાસ જળવાઇ રહે એ હેતુથી બાંધવામાં આવ્યું હતું, તે ત્યાંની રઇયતને અર્પણ કરવામાં આવ્યું છે, એવી ઉપર મુજબની ઉદારતાનો કીલ્લો આપણી હાલમાં હાડમાર થતી ફળદ્રુપ ભારતભુમીમાં કયારે ચણાશે? એ વોર મેમોરીયલ બીલ્ડીંગ લીનકન પાર્ક (બગીચા)માં આવી છે, જેની સુંદરતાનું વર્ણન કરવાને આ કમીની કલમ આગળ ચાલી શકતી નથી એટલી તે સુંદર દીસે છે. મજકુર બીલ્ડીંગમાં સઘળી મ્યુઝીયમને અનુસાર થઇ પડે એવી હરેક જાતની યુરોપની ઢબછબની મનહર નોવેલ્ટીઝ તથા કયુરીઓસીટીબી હોવા ઉપરાંત આંખને ઉડી વળગે એવાં શોભાયમાન અને મન હરી લે તેવાં જાતજાતના પેનટીંગ્સ તથા હરેક મુલકના કીસમ કીસમના સીકકાઓ વીગેરે પણ ગોઠવવામાં આવ્યા છે તેથી તેની સુંદરતાનો કાંઇજ પાર નથી એવું એ બીલ્ડીંગમાંની અમુલ્ય વસ્તુઓથી ખરેજ દીસે છે.

## પ્રસીધ્ધ ડોલોરીસ ચર્ચ.

મજકુર બીલ્ડીંગ મધેનું સઘળું જોયા બાદ અમો મોટરમાં બેસી ડોલોરીસ અને ૧૬ મો સ્ટ્રીટ એ નામના મહોલ્લાઓ મધેનું આવેલું પ્રખ્યાત મીશન ડોલોરીસ નામનું દેવળ કે જે અમેરીકાના સ્વતંત્રતાના દીવસે ફકત પાંચ દીવસ અગાઉ ખુલ્લું મુકવામાં આવ્યું હતું, તે જોવા જઇ લાગ્યા. એ ચર્ચ બીલ્ડીંગ આખા સેન ફ્રાનસીસકોમાં ઘણી જુનામાં જુની ગણાવા ઉપરાંત ત્યાંની પ્રજામાં એકકી અવાજે વખણાય છે એ રોમન કેથોલીક ચર્ચ ગણાય છે. ભીંતોપર પવીત્ર પુરૂષોના પેન્ટીગ્સ રંગબેરંગી કલરોમાં આકર્ષક આકારોમાં ઘણીજ ફાંકડી રીતે

ચીતરવામાં આવ્યા છે, તેથી જોનારને કારીગરની હુન્નરમંદીનો અચ્છો ખ્યાલ આવે છે. એ દેવળના પાછલા ભાગમાં કબરોની જગ્યા આવેલી છે, કે જ્યાં લોક પ્રસંશા પામેલા નર ડોન લુઇસ એનટોનીસ આરગવેલોને દફનાવવામાં આવેલા છે. એ મરહુમ શખસ કેલીફોરનીયા મધેનો પહેલો લોકપ્રીય ગવર્નર મેકસીકન અમલ હેઠળ થઇ ગયો હતો. એ બાદ અમો ત્યાંનો મશહુર સીટી હોલ જોવા ગયા, કે જે ઘણોજ કલાસીક ડીઝાઇનમાં સારા આકારમાં બાંધ્યો છે. એ આખી બીલ્ડીંગની પાછળ ૪૦ લાખ ડોલર (એટલે કે લગભગ ૧ કરોડ અને ૨૦ લાખ રૂપીયા) નો ખર્ચ થયેલો કહેવાય છે. અમો રાત્રે ત્યાંના રેસ્ટોરાંમાં જમીને સાઇટસીઇંગ મોટર ત્રીપ મોજ ભોગવવા અર્થે ત્યાંના ચાઇના ટાઉન મધે જઇ લાગ્યા. સેન ફ્રાનસીસ્કોમાં ચીના ભાઇઓની વસ્તીનું પ્રમાણ આશરે બાર હજારનું ગણાય છે, કે જેવું પ્રમાણ આખા યુનાઇટેડ સ્ટેટસ મધેના બીજા કોઇબી પરામાં માલુમ પડતું નથી. એ મુલક મધેનું ચાઇના ટાઉન અમોને એવું દીસતું હતું કે જાણે આપણે ચીન મધેના એકાદ મુલકમાં પાછા આવ્યા હોઇએ તેવો આબાદ દેખાવ અમોને લાગતો હતો! ઘરો તથા દુકાનોના દેખાવ વટીક ચીન મધેના મુલકના જેવા દીસતા હતા. કેટલાંક ચીનાઇ મંદીરો પણ છે તથા ત્યાં ચીનાઇ ભાષાના ન્યુસપેપરો પણ પ્રગટ થાય છે. એ પરાંમાં ચીનાઓ સીવાય પરાયા મુલકનો કોઇ પણ રહેવાશી મુદલ માલમ પડતો નથી. ત્યાંની પબ્લીકની મનમાનતી સગવડ સારી પેઠે સચવાય એ અર્થે ખાસ ચાઇનીઝ ટેલીફોન એક્ષચેંજ પણ રાખવામાં આવ્યો છે કે જ્યાં ચીનાઇ છોકરીઓ કામ બજાવે છે. તારીખ ૧૦ મી જુલાઇની સાંજે અમારો અમેરીકન રમુજી ફ્રેંડ મી૦ જયોર્જ ચીકાગો મધે પોતાની નોકરીએ ગયો હતો કે જેના વળતા બીજે દિવસે એટલે કે તા૦ ૧૧ મી જુલાઇએ અમો સેન ફ્રાનસીસ્કોમાં બનાવટી દાંત બનાવનારી કંપનીઓનું મોટા પાયા પર એકઝીબીશન થયું હતું તે જોવા ગયા હતા, કે જે ઘણુંજ જોવાલાયક હતું. અમારા જેવા એક બીનતજરબી આસામીને પણ તે પસંદ પડયું હતું. અમેરીકામાં દાંતના દરદોને લગતું જ્ઞાન ઘણીજ સારી રવેશે આપવામાં આવે છે કે જેવું મહત્વતાભરેલું જ્ઞાન દુન્યાના બીજા કોઇબી મુલકમાં આપવામાં આવતું નથી. દરેક દાંતના ડાકટરને પબ્લીકમાં પ્રેકટીસ કરવાનું ખાસ લાઇસંસ લેવું પડે છે. સર્વેથી ઉંચી ડીગ્રી ડી. ડી. એસ. ની (ડાકટર ઓફ ડેનટલ સરજરીની)

અપાય છે. એ લાઇનમાં અમેરીકા આખી દુનીયામાં સૌથી પહેલે નંબરે ગણાય છે. આખાં યુનાઇટેડ સ્ટેટસની બાર કરોડની વસ્તીવાળા મુલકમાં લગભગ ૭૦૦૦૦ (સીતેર હજાર) દાંતના ડાકટરો છે કે જેઓની વાર્ષીક કુલ્લે આવક ૧૫ કરોડ ડોલર એટલે કે લગભગ ૪૫ કરોડ રૂપીયા જેટલી થવા જાય છે. જ્યારે આપણી ભારતભુમીની ૩૩ કરોડની મોટી વસ્તીવાળાં શહેરોમાં તો આશરે ડીગ્રીવાળા ૭૦૦ (સાતસો) જેટલાજ ધારવામાં આવે છે.

ઉપલું એકઝીબીશન જોયા બાદ અમોએ અમેરીકન એક્ષપ્રેસ કંપનીમાં જઇ એવો વીચાર કર્યો કે આખાં યુનાઇટેડ સ્ટેટસ અને કેનેડાપર કેમ અને કેટલા વખતમાં હલ્લો કરવો તેની સર્વ પ્રકારની ગોઠવણોમાં અમારો અમુલ્ય વખત નીકળી ગયો.

## ૬૦ લાખની કીંમતનું બાદશાહી મહેલ જેવું મોટું થીયેટર.

એ દીવસની રાત્રે ભોજન કર્યા પછી અમો ત્યાંનું મશહુર ફ્રેક્ષ થીએટર કે જે તુરતનું નવુંજ બાંધવામાં આવ્યું હતું અને અમારા અમેરીકા આવવા આગમચ ફકત એક અઠવાડયાં પહેલાં લોકોને વેરાયટી શોઝ દેખાડવા માટે ખુલ્લું મુકવામાં આવ્યું હતું ત્યાં અમે એ થીએટરની મોજ ચાખવા જઇ લાગ્યા. ત્યાં અમોએ 'ચવચવ' નાં હરેક પ્રકારના ગમતી દેખાવો જોયા, જે ઉપરાંત થીએટરની ભભુકાદાર રંગબેરંગી તેજસ્વી લાઇટના ઝુમરો તેમજ નાટકશાળાની હુનરમંદીનું મનપસંદ બાંધકામ કરેલું જોઇને અમો અજાયબ થયા. બાંધકામની રચના જાણે કે તે એક રાજવંશી મહેલ બાંધ્યો હોય તેવી તેની સાબેતી હતી. એ થીએટરનાં બાંધકામ પાછળ ૨૦ લાખ ડોલર ઉપરનો યાને લગભગ રૂપીઆ ૬૦ લાખનો ખરચ થયલો અડસટવામાં આવે છે. એ થીએટરમાં ૪૮૦૦ માણસની બેઠક રાખવામાં આવી છે.

## ઓકલેંડ શહેરમાં પ્રવેશ.

વેરાયટી શો જોયા બાદ અમારૂં 'નરસીંહ મહેતાનું ગાલ્લું' હોટલપરથી સરસામાન લઇ ફેરી સ્ટેશનપર જઇ ત્યાંથી અમો દશ મીનીટમાં ઓકલેંડ શહેરમાં જઇ લાગ્યા. રોજની મોજમજાહ ઉડાવનાર અમેરીકનોના મનથી તો ફેરી બોટ એક નજીવી ચીજ ગણાય, પણ હીંદુસ્તાનના પરાયા મુલકનાં સહેલાણીઓનાં મનથી તો તે એક મોટી

બાબદ થઇ પડે છે। ફેરી બોટમાં પેસેનજરોની મનમાનતી સગવડ સાચવવામાં આવે છે. હરેક પ્રકારના ડ્રીંકસ, સેનડવીચીઝ, આઇસક્રીમ, કેકસ, પેસ્ત્રી વીગેરે ચીજો મળે છે। ઓકલેંડથી ઉપડવા આગમજ અમારાં પ્રોગ્રામ મુજબ્ રાતના બાર વાગે ત્રેનમાં ઉપડી બીજે દીને યાને તારીખ ૧૨ મી જુલાઇએ સહવારનાં સાતના અમલે "મરસેદ" શહેર મધે જઇ લાગ્યા, કે જ્યાં ફરાગાત થયા બાદ મોટરકારમાં બેસી વાવોનું ગામ કે જે મરસેદથી ૮૩ માઇલ તથા સેંટ ફ્રાનસીસકોથી ૧૯૦ માઇલને છેટે છે ત્યાં જઇ પુગ્યા. રસ્તામાં અમો ઝાડોની ઘટાઓથી ખીચોખીચ થયલાં વન પસાર કરી એપ્રીકોટ અને પીચીસનાં પુષ્કળ વૃક્ષની ઘટાઓ જોઇ અમો ખુશી થયા. મજકુર ફળફળાદીવાળી ફળદ્રુપ



વાવોના ગામ જે કેલીફોરન્યાના જંગલ મધે આવ્યું છે ત્યાંનું મોટું ઝાડ જે મધેથી અમારી મોટર પસાર થઇ હતી. પીકચરમાં અમો ત્રણે જણા અમેરીકન ટુરીસ્ટસ સાથે ઉભા છીએ. એ ઝાડનું નામ "વાવોના ટનલ ત્રી (ઝાડ)" છે.

જગાઓ અમેરીકનો એક ખેતરમાંથી વધતામાં વધતી પેદાશ ઉતારવાના યાને (Intensive agriculture) નીયમને અનુસાર ખેડે છે અને તેના ફળ તેઓ સારી નીયમીત ખેતી કરી મેળવે છે. ત્યાં અતી પુરાણા પાઇન અને સરોવરનાં વૃક્ષો અમારા જોવામાં આવ્યાં, કે જેમાં એક ઝાડ નામે "ગ્રીઝલી જાયંટ" ની વય ૪૦૦૦ વરસોની હતી, એમ અમારા જાણવામાં આવ્યું હતું. વળી અમો ત્યાં મેરી પોઝા ગ્રોવના ઉંચાં ઝાડોનાં વનમાં એક ઝાડ નામે "વાવોના ટનલ ત્રી" કે જે ૨૨૭ ફીટ ઉંચું અને ૨૯ાા ફીટના ઘેરાવાવાળાં ઝાડના અંદરના ભાગમાં મોટરનો આવવા જવાનો ખાસ રસ્તો બનાવવામાં આવ્યો છે તેમાંથી અમો અમારી અજાયબી તથા ખુશાલી વચ્ચે પસાર થયા. ઉપલાં ફક્ત એક ઝાડમાંથી રસ્તો બનાવવા સારૂ અમેરીકન સરકારે કોન્ત્રાકટથી કામ લીધું હતું, કે જેથી કરીને પબ્લીકને સારી સગવડ મળી શકે. વળી એક બીજું ઝાડ નામે ધી માર્ક ત્વેન છે કે જે ૩૩૧ ફીટ ઉંચુ છે અને તે દુનીઆમાં સૌથી ઉંચામાં ઉંચું ગણાય છે તે અમોએ જોયું. વાવોના ગામડાંની ઉંચાઇ ૪૦૦૦ ફીટ છે, અને એજ ગામડાંમાં વાવોના હોટલ આવ્યું છે, ત્યાં રાત કાઢી 'જંગલમાં મંગળ' ગુજારી વળતે બીજે દીને તા૦ ૧૩ મી જુલાઇની સહવારે સાડાઆઠે અમો મોટરમાં આગળ વધી 'ગ્લેસીયર પોઇંટ' કે જે દરીયાની સપાટીથી ૭૨૦૦ ફીટ ઉંચે છે, ત્યાં જઇ ઘણે દુર બરફથી ઢંકાયલા પહાડો તથા જાણીતો સીએરા માંઉન્ટન આવ્યો છે તે અમે જોયો. પહાડોના જાત જાતના ખેંચાણકારક વીચીત્ર આકારો હોવાના સબબે તેના નીચે મુજબનાં રમુજી નામો આપવામાં આવ્યાં છે, જેવાં કે હાફ ડોમ, કે જેનો આબાદ આકાર અર્ધ ગોળ ગુંબજ મીસાલ દીસતો હતો. કેથીડ્રલ રોકસ કે જે બરાબર ક્રીશ્ચયનોના દેવળના આકાર જેવો માલમ પડતો હતો. એ ઉપરાંત અમોએ ઓવરહેંગીગ રોક કે જે અબઘડી ઝુલી પડશે એવો દેખાવા છતાં જમાનાઓ વહી ગયા છે, તે છતાં તટણખાર ખડો રહ્યો છે, તેબી જોયો. તેમજ વળી 'અલ કેપીટેન' નામનો બીજો પહાડ પણ જોઇ અમારી જીજ્ઞાસા તૃપ્ત કરી. ગ્લેસીયર પોઇન્ટપરથી બ્રાઇડલ અને 'નેવર ડા ફોલ્સ' પણ અમારા જોવામાં આવ્યા. એટલુંજ નહી પણ દુન્યાનો જગમશહુર અને મોટામાં મોટો લંબાઇમાં ગણાતો પાણીનો ધોધ કે જેની લંબાઇ ૨૬૦૦ ફીટ (અર્ધા માઇલ ઉપરની) ગણાય છે તે જોઇને પણ અમો ખુશ થયા. એ

પાણીના ધોધનું નામ 'યોસમાઇટ ફોલ' આપવામાં આવ્યું છે, કે જે અમેરીકા મધ્યે ખાસ જોવાલાયક મથક ગણાય છે. પહાડને મથાળેથી તે નીચેનાં ભાગ સુધીમાં ત્રણ કટકામાં 'કાસ્કેડસ'માં પાણીનો ધોધ પડે છે. પહેલ્લા કટકાનો ધોધ બરાબર ૧૬૦૦ ફીટની ઉંચાઇથી પડે છે, જ્યારે બાકીના બીજા બે નાના મોટા ભાગોમાં પડે છે. અમોએ ઉપલા ધોધો તેમજ નીચેની યોસમાઇટ ખીણ જોયા બાદ 'ગલેશીયર પોઇંટપર'થી મોટરમાં બેસી નીચે ઉતરતી વખતે રસ્તામાં આર્ટીસ્ટસ પોઇંટ અને ઇનસપીરેશન પોઇંટો જોઇને પછી અમો ખીણમાં આવેલા 'અહવાની' હોટલમાં ઉતારો લીધો, કે જયાં આજુબાજુ જંગલમાં પાળેલા કાળા રીંછો તથા હરણો અમારા જોવામાં આવ્યાં. બપોરે પેટની પુંજા કરી આસપાસનો દેખાવ અને રચના નેહાળવા બસમાં નીકળયા કે જયાંથી ઉપલી સઘળી મનહર જગ્યાઓ વધારે નજદીકમાં તેમજ સારી રીતે દેખાવા લાગી. કરી કેંપ જે હવા ખાવાનું મુખ્ય મથક ગણાય છે, ત્યાં રમણીય તળાવ જોઇ રાતનું ભોજન ખાઇ, કેલીફોરનીયાનાં જંગલમાં ચાંદરણું જોવા સારૂં ડ્રાઇવ લીધી, તે વખતનો રાતનો સુંદર દેખાવ જોનારને મનસે 'બાગે બહેસ્ત' મીસાલ લાગતો હતો. ચંદ્રમાની તેજસ્વી લાઇટનો ઝગઝગાટ આજુબાજુના પહાડોપર આખા પ્રમાણમાં પંથરાઇ ગયો હતો અને બીજી બાજુએથી જયારે કાળા માથાના માનવીઓ ગલેશીયર પોઇંટ પરથી ફાયર ફોલ (લાકડાંના સલગાવેલા સમચોરસ ચોસલાંઓ) ખીણમાં છેક મથાળેથી ૭૦૦૦ ફીટની ઉંચાઇએથી નીચે ફેંકતા હતા તે રમણીય દેખાવ ભુલાય નહિં એવો હતો. એ તાજુબી નીહાળવા ઉપરાંત અમોએ 'રીબન ફોલ' પણ જોયો કે જે રેશમની કોરની પટી મીસાલ છેક ઉપલી ટોંચથી તે નીચેનાં ભાગ સુધી ડગમગ રીતે ધીમેથી ઝરયા કરતો હતો.

## જંગલમાં અહેલ.

અમારૂં હવાયન હોટલ, કે જે યોસમાઇટ ખીણની એકાંત જગ્યામાં આવ્યું હતું, તેવા દુરદરાજ એકાંતવાસમાં પણ ખાવાપીવા તથા રહેવા સાથનો રોજીંદો ચાર્જ માણસ દીઠ ૬ ડોલર એટલે કે લગભગ અઢાર રૂપીઆનો આપવો પડતો હતો. અમે ચૌદમી જુલાઇની સહવારે ચા પાણી કરીને કેલીફોરનીઆનાં જંગલમાં હાઇકીંગ કરી એટલે કે પગે ચાલતા નીકળ્યા. અમો ચાલીને યોસમાઇટનો ધોધ પાછો જોવા સારૂં ગયા અને બપોરના એકને સુમારે જમ્યા બાદ બસમાં ઉપડી સાડાચાર ને અમલે મરસેદ

જઇ લાગ્યા. સને ૧૮૪૯ ની સાલમાં જે સોનાની ખાણો હાથ કરવાનો મોટો ધસારો થયો હતો તે જગયા પણ અમારી મુસાફરી દરમ્યાન અમોએ જોઇ. 'મરસેદ' થી ત્રેનમાં બેસી રાતે દશના સુમારે ઓકલેંડ મધ્યે અમે આવી પુગ્યા અને ત્યાંથી ફેરી સ્ટેશન પસાર કરી સેનફ્રાન્સીસકો કે જેનું બીજું પ્રખ્યાત લાડકવાયું નામ 'ફ્રીસકો' કહેવાય છે, ત્યાં સાડાદશ વાગે આવી પહોંચ્યા અને ત્યાંનાં જગમશહુર બેલવ્યુ હોટલમાં ઉતારો લઇ ફરાગાત થયા. અમો ૧૫ મી જુલાઇએ 'અમેરીકન એક્ષપ્રેસ કંપની'માં જઇ અમારી આખા યુનાઇટેડ સ્ટેટસ અને કેનેડા માટેની દરેક પ્રકારની મનમાનતી ગોઠવણો શું શું નકકી થઇ હતી, તેની તપાસ કરી અમારાં મનને રાહત આપી.

## સેન્ટ ફ્રાન્સીસકોની વધુ સહેલ.

અમોએ અમારી મંડળીનો પ્રોગ્રામ પહેલ્લે નંબરનો ઘડી રાખવાથી અમને પાછળથી કોઇબી પ્રકારની મુશીબતમાં ઉતરવું પડયું નહતું. મજકુર દીવસની રાત્રે અમોએ ત્યાંની સેંટ ફ્રાન્સીસ થીએટરમાં વેરાયટી શોની મોજ અચ્છા પ્રમાણમાં ચાખી હતી.

હવે પ્રખ્યાત સેન ફ્રાનસીસકો શહેરનું રસીલું વીગતવાર ખુરચણ લખી જણાવીશું. એ શહેરની વસ્તી આશરે આઠ લાખની છે, જેમાં હરેક જાતની કોમ છે, જેવી કે રશયન, સ્પેનીશ, ઇંગ્લીશ, જર્મન, ઓસ્ત્રેલીયન વીગેરે. એજ પ્રમાણે અમેરીકા મધ્યેનાં દરેક નાનાં મોટાં શહેરોમાં પણ ઉપર મુજબની જાતો છે. આપણે અમેરીકનો કોણુને કહેવા તે બાબેતી બીના એ છે કે તેઓ યુરોપનાં શહેર મધ્યેની સઘળી જાતનું એક મીક્ષ્ચર છે એટલુંજ નહી, પણ સાઉથ આફ્રીકાના સીધીઓનું પણ મીશ્રણ તેમાં ગણાય છે અને તેને અમેરીકનો કહીએ છીએ. રેડ ઇન્ડીયન્સ એ ખરી અમેરીકન પ્રજા કહેવાય છે. એ રેડ ઇન્ડીયનો (અમેરીકનો) કોણ છે, તે વિષેની પુછપરછ કરવાની કોઇપણ દરકાર કરતું નથી, પણ આજકાલના શ્રીમંત માલેતુજાર અબજોપતી અમેરીકનો વિષેજ જાણવાની સૌ કોઇને ઉત્કંઠા થાય છે.

અમેરીકા ખંડનું નામ કેવી રીતે જાહેરમાં આવ્યું તે માટેનો નીચલો વિગતવાર ખુલાસો વાંચનારને સંતોષ આપશે.

અમેરીકસ નામના જાણીતા ઇટાલ્યન મુસાફરે ૧૫૦૭ નાં સાલમાં યાને મહાન કોલમ્બસ પછી પંદર વરસના હીંગામ બાદ અમેરીકા ખંડની

મુખ્ય શોધખોળ ચલાવી હતી. એ કારણસર એનું ઉપલું નામ અમેરીકા પડયું છે. જયારે ૧૪૯૨ નાં સાલમાં કોલમ્બસે સ્પેનથી ચીન જવાનો ટુંકો રસ્તો શોધવાનો પ્રયાસ કર્યો, કે જે વખતે એનું વહાણ આડે અવળે માર્ગે અફળાતું ઝીકાતું બીજી કોઇ દીશામાં નીકળી ગયું અને સેંટ્રલ અમેરીકાનાં નીચલાં બીજા કોઇ બંદરે જઇ પહોંચ્યું એવી બાબદ અમારી જાણમાં આવી છે.

સેન ફ્રાન્સીસકો શહેર એક દ્વીપકલ્પ ઉપર આવેલું છે, કે જે દ્વીપકલ્પ પેસીફીક મહાસાગરથી તથા મજકુર શહેરનાં ઉપસાગરથી છુટું પડવા ઉપરાંત એનો વિસ્તાર સાડીછેતાલીસ ચોરસ માઇલનો છે. ૧૮૪૬ નાં સાલમાં મી૦ ફ્રેમોંટ નામના જાણીતા શહેરીએ મજકુર શહેરનું ઉપલું નામ જાહેર કર્યું હતું, કે જેની અતરાફમાં સઘળી ગોળ ફરતી નાની મોટી સાઇઝની ટેકડીઓ આવેલી છે. ૧૯૦૬ નાં સાલમાં ધરતીકંપનો સખત આંચકો એ શહેરમાં થવાથી ત્યાં મોટી આગ ફેલાઇ હતી, જેમાં લગભગ ૫૦૦ માણસો મરણ પામ્યાં ઉપરાંત કરોડો ડોલરોનું મોટું નુકશાન થયું હતું. મજકુર આફતકારક વરસ વહી ગયા બાદ એ શહેર નવેસરથી ફરીને બાંધવામાં આવ્યું, જે આજે પણ પાછું 'જુનો દોસ્ત નવા લેબાશમાં' તે મુજબ ભારે જાહોજલાલી ભોગવે છે. એ શહેરના રસ્તાઓ પર મોટે ભાગે પત્થર જડેલા છે. મારકીટ સ્ટ્રીટ એ શહેરનો વચલો મુખ્ય ધોરી રસ્તો ગણાય છે. શહેરમાં પાણીની સગવડ ઘણી મનમાનતી છે. પાણી શહેરથી ૧૬૮ માઇલનાં લાંબા છેટાથી સીએરા નીવેડા નામના મોટા પહાડો પર બે મોટાં તળાવો તથા ટાંકીઓ આવેલી છે, તેમાંથી લાવવામાં આવે છે. રોજનો પાણીનો વપરાસ ચાર કરોડ અને છેતાળીસ લાખ ગયાલન શહેરને માટે છે. એ શહેરમાં ત્રીસ જાહેર બગીચાઓ છે કે જેનો વીસ્તાર ૧૪૨૮ એકરનો છે અને ત્યાંનો સૌથી મોટો જાણીતો બગીચો 'ગોલ્ડન ગેટ પાર્ક' છે, જે બાજુના દરીયાનો આકાર જાણે કે બે બાજુ જમીન તથા વચલા ભાગમાં પાણીથી ઘેરાયલો મોટો દરીયો હોય તેવા દેખાવનો માલમ પડે છે કે જેથી કરીને ઉપલું બંધબેસતું જે નામ આપવામાં આવ્યું છે, એ શહેર મધ્યે બે સ્વીમીંગ બાથસ છે, જયાં ઘણી નજીવી ફીએ તરવાની ઉતમ કસરત મેળવવા ઉપરાંત તરનારાઓ તરવાનું જ્ઞાન પણ સંપાદન કરે છે. અમેરીકા શહેર મધ્યે ટ્રામકારને 'સ્ટ્રીટ કારતું' નામ આપવામાં આવ્યું છે. અમેરીકન

બીરાદરોને અંગ્રેજોથી જુદું નામ રાખવાનો શોખ હોય છે. તેઓ એકબીજાથી ઉપર જણાવ્યા મુજબનાં ઉલટાંસુલટાં નામો ધારણ કરે છે. અંગ્રેજો જમીન હેઠળની દોડતી રેલ્વે ત્રેનને ટ્યુબ રેલ્વે કહે છે, જ્યારે આપણા અમેરીકનો હમેશાં 'સબવેઝ રેલ્વેનાં' નામથી તેને ઓળખે છે. ઉપલા બંને મુલકના વતનીઓ એ મુજબ અકેકથી જુદાં નામોનું વર્તન ચલાવે છે. દુન્યાના બીજાં કોઇપણ મુલકનાં કરતાં યુનાઇટેડ સ્ટેટસ અમેરીકાનાં શહેરો મધે બસ, ટેક્ષી, કેબ, સ્ત્રીટકાર વીગેરેની ઉત્તમ પ્રકારની સગવડો રાખવામાં આવી છે, કે જેવી પુરતી સગવડો બીજે કોઇપણ ઠેકાણે જવલેજ માલમ પડે છે. સેન ફ્રાન્સીસકોનાં જાણીતા હોટલોમાં અમારૂં બેલ્લવ્યુ નામનું હોટલ, કે જે ગીઆરી સ્ત્રીટના કોરનરપર ટેલર સ્ત્રીટ મધે આવ્યું છે, ત્યાં અમોએ ઉતારો લીધો હતો, એ હોટલ યુરોપયન ઢબ ઉપર ચાલે છે. અમેરીકન તથા યુરોપયન પ્લાન વચે એ ફરક સમાયલો છે કે અમેરીકન પ્લાનમાં આપણી હોટલની જે ફી લેવામાં આવે છે તેમાં બોર્ડીંગ અને લોજીંગ (એટલે કે ખાવું, પીવું તથા રહેવા વીગેરેનોબી) સમાવેશ થઇ જાય છે, જયારે યુરોપીયન પ્લાનમાં તો ફકત રહેવાનુંજ મળે છે, અને એ ઉપરાંત વળી કોઇક હોટલમાં તો છોટા હાજરી કે જેનું નામ સહવારનો પાંઉનો ટોસ્ટ અને ચાહ કોફી વીગેરે કહેવાય છે, તે પોતાના વીઝીટરોને આપવામાં આવે છે. અમેરીકાનાં એક મોટાં હોટલમાં નાનું વસ્તીવાળું શહેર સહેલાઇથી સમાઇ જાય એમ છે, એટલુંજ નહીં પણ વળી હોટલની સાથે રેસ્ટોરાં, હજામની સેલુન તથા દવા દારૂની દુકાન વગેરે હોય છે. ફકત એકલા સેનફ્રાન્સીસકોમાંજ ૧૫૮ ન્યુસ પેપરો હોવા ઉપરાંત પીરીઓડીકલો અને જર્નલો વટીક ખાલી આઠ લાખની વસ્તીવાળા મુલકમાં પ્રગટ થાય છે; ૩૩ પરાયા મુલકની ભાષાના, જેવા કે ચાઇનીઝ, જાપાનીઝ, ફ્રેંચ, સ્પેનીશ અને ગ્રીક ભાષામાં છપાય છે.

## ૫૫૦ માઇલની મોટર ડ્રાઇવ.

અમો મંગળવાર તા૦ ૧૬ મી જુલાઇએ સહવારે આઠ વાગે સેનફ્રાનસીસકોથી 'કેલીફોરનીઆ પારલર કાર' કંપનીની બસમાં ત્યાંનાં જાણીતાં લોસ એનજેલીસ નામનાં શહેરમાં જવા માટે લગભગ ૫૫૦ માઇલની મોટર ડ્રાઇવે નીકલ્યા. રસ્તે ભારે ગમત મેલવી. બસ એક રેલ્વે ત્રેનના મોટા ડબા મીસાલ હતી, જેમાં ૨૫ માણસો સહેલાઇથી બેસી શકે છે.

અમારા ડ્રાઇવરે આખે રસ્તે અમોને દરેક જોવા લાયક ચીજો દેખાડવા ઉપરાંત સ્કુલનાં શીક્ષકની માફક તેનું વર્ણન પણ સમજાવ્યું. અમો પહેલાં ધી સ્ટેનફર્ડ યુનીવરસીટી કે જે સેનફ્રાન્સીસકો શહેરથી ૩૪ માઇલને છેટે હતી ત્યાં જઇ પુગ્યા. યુનીવરસીટીમાં અમોને ત્યાંના માણસે ઉત્સાહ અને તકેદારીથી સર્વે તવારીખ કહી સમજાવી. એ સ્ટેનફર્ડ યુનીવરસીટી અજબ સંજોગો વચે બંધાઇ છે. સેનેટર અને મીસીસ લેલંડ સ્ટેનફર્ડનો ૧૬ વરસની વયનો જુવાન બેટો મેલેરીયાના તાવની બીમારીથી ગુજરી જવાથી એ મરનાર બેટાની યાદગારી અમર રાખવા અર્થે તેનાં માબાપે ૩ કરોડ ડોલર એટલે કે લગભગ ૯ કરોડ રૂપીઆની બાદશાહી સખાવત એ યુનીવરસીટી માટે અર્પણ કરી હતી. ઉપલી યુનીવરસીટીનો વીસ્તાર ૮૦૦૦ એકરનો છે, તેનો કાંઇક ખ્યાલ વાંચનાર રફીકો તમને આવે છે કે?

એ યુનીવરસીટી અમેરીકા મધ્યેના હારવર્ડ, યુલ અને કોલંબીયા યુનીવરસીટીના જેવી મોટી હોવા ઉપરાંત ભારે અગત્યતા ધરાવનારી છે એટલુંજ નહી, પણ તેનું બાંધકામ પણ મીશન ઢપ છપપર તથા બફ રંગને અનુસાર કરવામાં આવ્યું છે, છાપરાંનાં નળીયાં લાલ સ્પેનીશ સ્ટાઇલનાં વાપરવામાં આવ્યાં છે.

એ યુનીવરસીટીનાં માંહેલાં ચોગાનમાં બાર ઇમારતો હોવા ઉપરાંત વળી તે સાથે ખાસ મેમોરીયલ ચર્ચ પણ આવેલું છે, જ્યારે બહારનાં ચોગાનમાં ચઉદ ઇમારતોનો સમાવેશ થાય છે. સઘળા મળીને લગભગ ૩૦૦૦ વીદ્યાર્થીઓની ઉપલી વીદ્યાલયમાં મનમાનતી સગવડ રહેવા તથા ખાવા પીવા સાથે રાખવામાં આવે છે. તેમાં ૨૫૦૦ છોકરાંઓ અને ૫૦૦ છોકરીઓની સંખ્યા મુકરર કરવામાં આવી છે, એમ અમને જણાવવામાં આવ્યું હતું. જે વીદ્યાર્થીઓની કોઇ પણ ધંધાની લાઇનમાં પડવાનો ઇરાદો હોય, તેઓને ત્યાં સતાધીકારીઓ તેઓની ખુશી પડતી લાઇન લેવાની યાને આર્ટસ, સીવીલ અને ઇલેક્ટ્રીકલ એનજીનીયરીંગ, માઇનીંગ તેમજ તબીબી, કાયદો વીગેરેનું જ્ઞાન ત્યાં કાળજીપુર્વક રીતે અપાય છે.

સેનફ્રાનસીસકો મધ્યે ઉપલી યુનીવરસીટીને લગતી તબીબી સ્કુલ પણ હારપીટાલની સાથે લગોલગ રાખવામાં આવી છે, જ્યાં વઇદીક જ્ઞાન ઘણી સારી રવેશે આપવામાં આવે છે, એટલુંજ નહી પણ મજકુર યુનીવરસીટીના પોતાનાં રોજીંદાં અને માસીક ન્યુસપેપરો તેમજ ત્રીમાસીક જરનલો પણ પ્રગટ થાય છે, કે જેમાં મજકુર દરેક હુનર તથા વેપાર રોજગારને લગતું

સઘળું લખાણ અચ્છી રીતે પ્રગટ થાય છે અને તેથી યુનીવરસીટીના વીદ્યાર્થીઓ સારૂં જ્ઞાન સંપાદન કરે છે. ઉપલી વીદ્યાલયના મંદીરમાં મુફત શીક્ષણ આપવામાં આવે છે અને ફક્ત ઇન્સીડેન્ટલ તથા ગીલ્ડ ફી તરીકે દર અર્ધા વરસના ૧૭ ડોલર એટલે કે આશરે માત્ર નામના રૂ. ૫૧) લેવામાં આવે છે.

સ્ટેન્ફર્ડ યુનીવરસીટીનાં હાતમદીલના સ્થાપક સખીવજુદ ગ્રહસ્થ મી૦ સ્ટેન્ફર્ડની ઉપલી બાદશાહી સખાવત માટે આફ્રીનનાં ઉદગારો સાથે એ યુનીવરસીટીની ઇમારતમાંથી બહાર પડી બસમાં બેઠક લઇને આગળ રસ્તો કાપવા માંડયો. અમોએ રસ્તામાં સ્ટેનફર્ડ સ્ટેડીયમ નામની રમતગમતની જગ્યા જોઇ કે જે ૩૬૦ ફીટ પહોળી તથા ૫૪૦ ફીટ લાંબી છે અને ત્યાં ફરવાહરવા આવનારાઓ માટે બેસવાની સગવડનું પ્રમાણબી ૬૦ હજાર માણસોની સગવડ મુજબનું રાખવામાં આવ્યું છે. વ્હાલા વાંચકો, તમો તેનો ખ્યાલ કરતાં અજાયબ થાવો એમ છે. અમારી બસ જેમ આગળ રસ્તો કાપતી ગઇ તેમ અમોએ પણ ૨૨૦૦ ફીટના ઉંચાઇના ચહડાણવાળા આડાઅવળા રસ્તાપરથી ચહડઉતર કર્યું અને ત્યારબાદ ૭ માઇલને છેટે અમોએ ૨૦ એકરના વીસ્તારથી પંથરાયલાં તથા ઢંકાયલાં રાક્ષસી જંગલના વનનાં વન જોયાં કે જે વનને સાયન્ટીસ્ટો સેકવોયા સેમ પેરાઇસ કરી કહે છે. મજકુર વનનું નામ ફ્રેમોંટ ગ્રોવ છે. તેનું કારણ એ કે જનરલ ફ્રેમોંટ ૧૮૪૬ નાં સાલમાં શીયાળાની રૂતુમાં ત્યાંના એક પોકળ ઝાડમાં પોતાના માણસો સાથે છાવણી રાખીને રહયો હતો.

## જુનું રાક્ષસી કદનું ઝાડ.

બીજું મોટા થડનું ઝાડ જાયંટ (રાક્ષસ) નામનું છે કે જેનાં નામ પ્રમાણે તેનું સૌથી મોટામાં મોટું કદ છે. તે ૩૦૬ ફીટ ઉંચું તથા ૬૬ ફીટના ગોળ ઘેરાવા સાથે ૨૨ ફીટનો વ્યાસ ધરાવવા ઉપરાંત એ ૪૫૦૦ વરસનું જુનામાં જુનું ગણાય છે, એમ વીદ્વાન ભુશાસ્ત્રીઓનું માનવું છે, અને તે આધારેજ હું ઉપર મુજબનો અહેવાલ જણાવું છું. બીજા વૃક્ષોનાં એવાં સુંદર નામો નીચે મુજબ આપવામાં આવ્યાં છે.—

ફ્રેમોંટ નામનું ઝાડ ૨૮૫ ફીટ ઉંચું ૬૦) ફીટનો ગોળ ઘેરાવો અને ૨૦ ફીટનો વ્યાસ ધરાવે છે કે જેમાં જનરલ ફ્રેમોંટ નામનો શખસ

પોતાનાં રસાલા સાથે, ઉપલાં વૃક્ષના પોકળ ભાગમા રહેતો હતો કે જે છાવણીવાળા ભાગનો વિસ્તાર ૧૩×૨૦ ફીટ જેટલો હતો.

જંબો કે જે ૨૫૦ ફીટ ઉંચું, ૫૭ ફીટનો ગોળ ઘેરાવો અને ૧૯ ફીટના વ્યાસવાળું છે.

'ત્રણ બેહનો' એ ૨૬૫ ફીટની ઉંચાઇનું છે, અને એનાં ઘણાં મોટાં થડમાંનું એક વૃક્ષ ઉખડી ગયું છે.

'ત્રણ પરીઓ' નામનાં વૃક્ષનો દેખાવ જાણે કે તે શ્રદ્ધા, ઉમેદ અને સખાવતના સદગુણો ધારણ કરતું હોય તેવોજ તેનો આકાર માલુમ પડે છે એટલુંજ નહી, પણ મજકુર ઝાડની આસપાસ ચોતરફ ૧૦ નાનાં કદનાં વૃક્ષોબી એક બીજાની સાથે વીંટળાયલાં હોવાથી તેનો દેખાવ મનમોહક લાગે છે.

'શેરમાન' નામનું ઝાડ કે જે ૨૮૫ ફીટ ઉંચુ, ૬૨ ફીટનો ગોળ ઘેરાવો તથા ૨૦ ફીટ ૮ ઇંચનો વ્યાસ ધરાવે છે તે ૫૦૦૦ હજાર વરસો ઉપરનું જુનામાં જુનું અને પ્રખ્યાત છે, એવું સાયનટીસ્ટોનું તેને માટે કહેવું છે.

યંગમેન્સ ક્રીશ્ચીયન એસોશીએશન નામના વૃક્ષનો સમુહ ૨૬૫ ફીટ ઉંચો ૮૪ ફીટનો ગોળ ઘેરાવો તથા ૨૮ ફીટના વ્યાસ સાથનું છે કે જે ઉપલો સમુહ ૧૨ મોટાં વૃક્ષનો બનેલો છે અને તે લોકોનું ખાસ ધ્યાન ખેંચે છે.

કેથીડ્રલ ગ્રુપ નામનું ઝાડ ૩૬૦ ફીટ ઉંચું અને ૧૧૦ ફીટનો ગોળ ઘેરાવો ધરાવે છે. ૩૭ ફીટનો તેનો વ્યાસ હોવા ઉપરાંત, એ ઉપલા સમુહમાં ૧૮ બીજા મોટાં દરખતોનો પણ સમાવેશ થાય છે કે જેમાં ૯) મોટાં અને ૯) નાની સાઇઝના વૃક્ષો છે, કે જે ૪૫૦૦ વર્ષોનાં જુનામાં જુનાં છે.

એ ઉપરાંત ઝાડોના નીચલાં રમુજી નામો જેવાં કે—યુ. એસ. પેસીફીક ફ્લીટ, રીંછનો ગુફો અને સનડે સ્કુલ એસોસીએશન આપવામાં આવ્યાં છે.

## અમેરીકાનું સાંન્ટાક્રુઝ.

ઉપલી અનેક પ્રકારની કુદરતની રચનાઓ અને તેની મહાન શકતીનો ખરેખરો ખ્યાલ કરતાં અમો અમેરીકાના સાંટાક્રુઝ મુલક મધે આવી લાગ્યા અને બપોરનાં ત્યાં લંચ લઇ આસાયશ લેવા અટકયા.

અમેરીકા મધ્યેનું એ સાંન્ટાક્રુઝ આપણાં મુંબઇનાં સાંન્ટાક્રુઝને ખરે-ખર એક બાજુએ મુકે, તેવું રળીયામણું છે. હાલમાં એ શહેરની વસ્તી માત્ર ૧૯૦૦૦ (ઓગણીસ હજારનીજ) અંકાય છે અને શહેરનાં પાછલા ભાગ તરફ ઘણા મોટા પહાડો હોવા ઉપરાંત બીજી બાજુએ સુંદર પેસીફીક મહાસાગર આવ્યો છે, કે જ્યાં મનહર હમામ કરવાનું મકાન રમત ગમતને માટે હોવા ઉપરાંત, કીનારે પીયર (જગ્યા) આવેલી છે, કે જ્યાં લોકો હજારોની સંખ્યામાં પોતાનો દીવસ ખુશાલીમાં પસાર કરવા અર્થે ઉતરી પડી ભારે મોજ મજાહ મેળવે છે. ગમત તરીકે કોઇ માછલીનો શિકાર કરવાનું, તરવાનું, તો વળી કોઇ સુર્યનાં તડકામાં પડયા રહેવાનું વીગેરે કરી આનંદ મેળવે છે. એ શહેરનો મુખ્ય વેપાર માછલી પકડવાના ઉદ્યોગનો ગણાય છે. ઉપલી આટલી ટુંક વસ્તીવાળા મુલકમાં રોજીંદા બે છાપા તથા એક અઠવાડીક છાપો પ્રગટ થાય છે.

## દેલ મોનટે શહેરમાં કદમ.

અમો અમારા લોખંડી રથમાં આગળ વધ્યા અને તે દિવસની સાંજ મોનટેરી પેનીનસુલાપર આવેલા 'દેલ મોંટે' શહેર મધે આવી ત્યાંના મજંકુર શહેરનાં નામવાળા હોટલમાં રાતને માટે ઉતારો લઇ ફરાગાત થયા.

સાન્ટાક્રુઝથી દેલ મોંટે શહેર મધે આવતાં રસ્તામાં પીચીઝ, એપ્રીકોટ તથા સપરચંદોના ઝાડોનાં વનના વન અમોએ નીહાળી તેનો સુગંધી પમરાટ અનુભવીને અમો ખુશ થયા, અમારા ગાઇડના જણાવ્યા મુજબ કેલીફોરનીઆ સ્ટેટ મધ્યેથી દર વર્ષે ૫૦ લાખ સપરચંદો લાકડાંના ડબામાં ભરાઇને દેશપરદેશ વેપાર અર્થે જાય છે. દેલ મોંટે શહેર મધે આવતા રસ્તામાં અમોએ વોટસનવીલ નામનો મુલક જોયો, જે શહેરમાં ૭૫ ફ્રુટ ભરવાની વખારો છે, કે જે શહેરને અમેરીકનો 'એપલ સીટી' કરીને કહે છે, જે નામ બંધબેસ્તુ છે. એ મુલક મધેનાં સપરચંદો ખાવામાં સ્વાદીષ્ટ અને કદમાં મોટા દડા જેવાં હોય છે.

દેલ મોંટે હોટલમાં ફરાગાત થયા બાદ મોટર બસમાં સતર માઇલનો આખો મોનટેરી પેનીનસુલાપરનો સરકલ્ (ચકરાવો) લઇને પછી તે સફર અમારાં હોટલપર પુરી થવા આગમજ તો તે ડ્રાઇવમાં અમોએ ત્યાંની ખાસ જોવાલાયક ખેંચાણકારક જગ્યાઓબી જોઇ, જેવી કે મોનટેરી, પેસીફીક ગ્રોવ અને પેબલ બીચ, વીગેરે.

અમારૂં મજકુર હોટલ આખાં કેલીફોરનીઆ મધે વધુ લોકપ્રીય છે અને તે સેહેલાણીઓનું મુખ્ય મથક ગણાવા ઉપરાંત રમતગમતનું પણ ધામ કહેવાય છે, જ્યાં ગોલ્ફ, ટેનીસ, નીશાનબાજી વીગેરેની મોજ-મજાહ મળે છે. દરેક પ્રકારની રમતગમતો થાય તે માટેની ફી પણ લેવામાં આવે છે તથા ત્યાં હોટેલમાં સીનેમાનો ખેલ દેખાડવાની પણ સગવડ રાખવામાં આવી છે. 'ડાલ મોનટે' હોટલમાં રાત પસાર કરીને, બીજે વળતે દીને યાને તા૦ ૧૭ મી જુલાઇએ સવારના ૮॥ ના સુમારે, અમારી પારલર કારમાં આગળ રસ્તો કાપવા માંડયો. અમોએ રસ્તામાં જાણીતી રેંચો Ranches (એટલે સેંકડો માઇલનાં વીસ્તારનાં ખેતરો) સેલીનાસ શહેર આગળથી પસાર કર્યાં અને ત્યાંથી વધુ આગળ ઝોન-ઝાલેસ નામનાં મોટાં ગામડાં આગળ મોટી પ્રખ્યાત ધી આલપાઇન નેસલ્સ કન્ડેન્સ્ડ મીલ્ક કેટલ ફાર્મ એન્ડ ફેકટરી આવે છે તે પસાર કરી, ત્યાંથી આગળ અતાસકાદેરો નામનાં ગામડાં મધે આવી પુગ્યા, કે જ્યાં ન્યુ 'અતાસકાદેરો' રેસ્ટોરાંમાં લંચ લીધું અને ત્યાર બાદ ફરાગાત થઇને આગળ ચાલવા માંડ્યું. મજકુર ગામ સેનફ્રાન્સીસકો અને લોસ એનજેલોસ નામના શહેરોની બરાબર અર્ધે રસ્તે યાને ૨૨૫ માઇલને છેટે કે જ્યાં ઉપલાં બે શહેરોથી તે વીસ્તાર અલગ પડે છે, ત્યાંથી અમો આગળ પસાર થતાં 'સાંટા મેરીઆ' નામનાં ગામ મધે આવી લાગ્યા, કે જ્યાં ૫૦૦ ઉપર તેલના કુવાઓ છે. એ પછી અમો સાંટા બારબેરા (Santa Barbara) શહેરમાં જઇ ત્યાંનાં અલ એન-કાન્ટો કે જેનો અર્થ જાદુઇ મોહમાં ફસેલું થાય છે તે હોટલમાં ઉતારો લીધો. ઉપલું સાનટા બારબેરા શહેર લોસ એનજેલોસ શહેરથી ૧૦૪ માઇલને છેટે છે અને ત્યાંનું હવાપાણી ઘણું સારૂં છે તથા દરિયા અને પહાડોની સીનસીનેરીની રચના પણ જોવા લાયક છે. ત્યાંની સીનસીનેરી માટે એ શહેર ઘણું પ્રખ્યાત છે, તેથી અમેરીકનો તેને નીચલાં લાડકાં વાકયમાં કહે છે કે, 'The sun kissed, ocean washed, mountain girded and island guarded, is Santa Barbara, where the mountains meet the sea.'

મજકુર શહેરની વસ્તી હાલ ૪૦ હજાર ઉપરની છે અને એનો મુખ્ય વેપાર અખરોટ, ઓરેનજ, લેમન, વટાણાં અને કેન્યણીન્સની મોટી ખેતીપરજ હકી રહેલો છે. એ મુલકમાં બે લેકહાં ન્યુસપેપરો

પ્રગટ થાય છે. મોટે ભાગે ત્યાંની ઇમારતો સ્પેનીશ સ્ટાઇલપરજ બાંધવામાં આવી છે, જે જોનારને દીલપઝીર લાગે છે. એ મુલક મધેની જોવા લાયક જગ્યાઓમાં સ્પેનીશ ટાઉન એક બાગે બહેસ્ત મીસાલ ગણાવા ઉપરાંત ત્યાં એક ઘણું મોટું રબરનું ઝાડ છે, જે ૧૮૭૦ નાં સાલમાં રોપવામાં આવ્યું હતું.

ત્યાંનું 'મીશન ચર્ચ' કે જે ગયાં સને ૧૭૮૬ ના સાલમાં બાંધવામાં આવ્યું હતું, તે જાણે આજેજ તેનું બાંધકામ થઇને તદનજ નવુ જેવું તૈયાર થયું હોય, તેવી તેની કારીગીરીની ગવાહી આપે છે.

બીજે દીવસે તા૦ ૧૮ મી જુલાઇની બપોરે ૧–૩૦ ના અમહે સાંટા બારબેરાથી બસમાં નીકળી, રસ્તામાં સાંજના સમયે વીઝીટરોનું જાણીતું હોલીવુડ સ્થળ સડસડાટ પસાર કરી થોડાક સમયમાં લોસ એનજલ્સ (Los Angeles) શહેરમાં સાંજે ૫) વાગે આવી પુગ્યા, અને ત્યાંના 'બીલ્ટ મોર' હોટલ કે જે પરસીંગ સ્કવેરપર આવ્યું છે, ત્યાં મુકામ કર્યો. તેજ દીવસે પાંચને અમહે અમારી 'કેલીફોરનીઅન પારલર કારની' મોટર ત્રીપ કે જે અમો સેન ફ્રાન્સીસકો મધેથી તા૦ ૧૬ મી જુલાઇએ સહવારનાં શરૂ કરી હતી. તે હસીખુશી સાથે પુરી કરી હતી. અમો દરેક મુસાફરી કરનાર ભાઇ બહેનોને ખાસ એલતેમાસ કરીએ છીએ કે રેલ્વે ટ્રેન કરતાં મોટરમાંજ કેલીફોરનીઆનાં મુલકમાં ફર્યાથી આપણે સહેલાણીઓને આખા મુલકનાં દેખાવનો જાણે કે આપણે તે દેશના વતની હોઇએ તેવોજ આબાદ ખ્યાલ તે વખતે આવે છે. અમોએ કેલીફોરનીઆની આખી મોટર ત્રીપ જંગલોમાંથી સહીસલામત પસાર કરી હતી.

અમો લોસ એનજલ્સ શહેર મધેના જાણીતા 'બીલ્ત મોર' હોટલમાં ફરાગાત થયા બાદ રળીયામણી રાત્રે ટેક્ષીકેબમાં હરવાફરવા અર્થે બહાર નીકળ્યા. અમો રાત્રીએ હોલીવુડ શહેર મધે 'હોલીવુડ બુલેવર્ડ' રસ્તાપરની એક પ્રખ્યાતી પામેલી ગ્રોમેન્સ ચાઇનીઝ થીએટર છે, ત્યાં ગયા, કે જેના ચાલુ અઠવાડીયામાં પહેલી લોકપ્રશંસા પામેલી ટોકી પ્રીલ્મ નામે 'હોલીવુડ રીવ્યુ' મુકવામાં આવી હતી. એ બાદશાહી થીએટરની રચનાં જોનારનાં મુખ માંહેથી આફ્રીન બોલાવે છે. દરવાજા નજીક પ્રસીદ્ધ સીનેમાં સ્ટારનાં પગલાંની છાપ જોવામાં આવે

છે, એ બાદ હોલીવુડ મધેનાં ગ્રાંડ સ્ટેટસ કાફે મોંટ મારત્રે કે જે સહેલાણીઓનું મોજીલું મથક ગણાય છે ત્યાંની મુલાકાત લઇ વળતે દીને યાને તારીખ ૧૯ મી જુલાઇની સહવારે દશને સુમારે પેઝેદીના (Pasadena) નાં મુલક મધેનો દેખાવ જોઇ રસ્તામાં લોસ એનજેલીસનો વેપારી રસ્તો જોઇ પછી સુસવાટ અને શાહમૃગનાં ખેતરોની મુલાકાતે ગયા.

એ સઘળું જોયા બાદ અમો લીનકન પાર્ક તથા 'સેલીંગ વાઇલ્ડ એનીમલ્સ ઝુ' નામના સ્થળો પસાર કર્યા પછી અમારી સ્વારી પેઝેદીનાં મધે આવી લાગી. એ શહેરનું નામ પેઝેદીના આપવામાં આવ્યું છે જે અસલ અમેરીકાના રેડ ઇંડીયનને નામે ઓળખાતા ખાસ વતનીઓની ભાષાનો બોલ કહેવાય છે, કે જેનો અર્થ 'ખીણનું તાજ' કરીને થાય છે ત્યાંની વસ્તી આશરે સીતેર હજારની અડસટવામાં આવે છે. મજકુર શહેર મધે, ઘણે ભાગે લોસ એન્જલ્સના શ્રીમંત (અબજોપતી) હમેશનું પોતીકું ઘરબાર માંડીને રહેલા છે. એ મુલક મધેના બંગલાઓબી એક એક કરતાં એવા તો શોભાયમાન અપ-ટુ-ડેટ સટાઇલનાં બાંધેલા છે કે જે જોનારને તેનાં બાંધકામની હુન્નરમંદીનો અચ્છો ખ્યાલ આપે છે. ઉપલાં શહેરનું નામ, જે રેસીડંસ સીટી કરીને આપવામાં આવ્યું છે તે ખરેજ મુનાસેબ છે. ત્યાંના ઘણાખરા રસ્તાઓબી મેગનોલીયા, પામ અને કપુરનાં ઝાડોની આકર્ષીત ખેંચાણકારક ઘટાઓથી પંથરાયલા માલુમ પડે છે. એ મુલક મધેનો જાણીતો રસ્તો, ઓરંજ ગ્રોવ એવેન્યુ કરીને છે, કે જ્યાં શ્રીમંતોના એકએક કરતાં એવા તો ફાંકડા અપ-ટુ-ડેટ સ્ટાઇલનાં બંગલાઓ બાંધેલા છે, કે જેમાં ત્યાંના જાણીતા માલેતુજાર અબજોપતી મરહુમ વીલીઅમ રીગલી (જુનીયર,) મરહુમ એડોલ્ફ્સ બેસ્ક તથા બીજા જાણીતા શ્રીમંત આસામીઓ કહેવાય છે, તેઓના પણ શોભાયમાન બંગલાઓ આવેલા છે.

## ૩૦ એકરનો બગીચો.

ત્યાંનો જાણીતો બગીચો નામે બુશ (Bush) ગારડન્સ છે, કે જેનો વીસ્તાર ૩૦ એકરનો છે. મીસીસ બુશ નામની બાઇએ મજકુર બગીચો ત્યાંની નામદાર સરકારને અર્પણ કીધો હતો. એ બગીચામાં મોટી વયનાં માણસોને દાખલ થવાની ફીના ૨૫ સેંટ યાને બાર આના લેવામાં આવે છે, કે જે ફી નામનીજ ગણાય છે. તે ધર્માદા ફંડમાં આપવામાં આવે છે. એ આખા બગીચાની જાળવણીનો

ખર્ચ મીસીસ બુશે પોતે પોતીકા અંગત બાદશાહી ખર્ચ તરીકે કરેલો છે. કેટલીક જાણીતી આગેવાન સીનેમા કંપનીઓ એ બગીચામાં ફીલ્મો ઉતારે છે. પેઝેદીનાનો સૌથી જાણીતો રસ્તો કોલોરેડો સ્ટ્રીટ અને કોલોરેડો બ્રીજ કરીને છે, કે જે ૧૪૮૬ ફીટની લંબાઇનો છે. ઉપલા રસ્તામાં દર નવાં વર્ષના સગનવંતા દિવસે યાને પહેલ્લી જાન્યુઆરીના શુભ બખ્તાવર દીને ગોલાબોની લડાઇ થાય છે, કે જે ખુશનુમા દિવસે હજારોની સંખ્યામાં લોકો મજકુર સ્થળે ઉતરી પડીને, જાત જાતના સુગંધી ગુલાબોનાં બટનનો દીલપઝીર શણગાર આખાં શરીર પર કરીને, ઉપલો મોહલ્લો હસીખુશીથી પસાર કરીને ટુરનામેંટ પાર્કમાં (બે ઘડી પોતાનું દીલ બહેલાવવાનાં ખાતર) જાય છે કે જ્યાં જીવ ખુશ થઇ જાય, એવી હરીફાઇ થાય છે કે, આખાં બદનપર શણગારેલા ગુલાબનાં પુષ્પોના શણગારથી સૌથી સરસ કોણ દીપી નીકળે છે?

પેઝેદીના શહેર મધેની સર્વે આકર્ષીત, ખેંચાણકારક, જોવા લાયક ચીજો નીહાળીને વળતી મુસાફરી વળી પાછી લોસ એનજલ્સના મુલક મધે કરવાને માટે, અમારી જીજ્ઞાસા શરૂ થઇ અને મુસાફરી દરમ્યાન રસ્તામાં બીજો નાનો કસબો નામે દક્ષીણ પેઝેદીના આવે છે, કે જ્યાંની વસ્તીનું પ્રમાણ આશરે દશ હજારનું છે, ત્યાંનીબી દરેક વસ્તુઓ જોઇને ફરી લોસ એનજલ્સ જઇ લાગ્યા અને ત્યાં બપોરનું ભોજન જમીને બેના સુમારે અમો હોલીવુડની ટુર ઉપર નીકલ્યા. અમોએ રસ્તામાં આવતો જાણીતો થયેલો વેસ્ત લેક પાર્ક પસાર કર્યો અને ત્યાર બાદ વીલશીયર બુલેવર્ડ નામનો જાહેર રસ્તો આવે છે, કે જ્યાં લોક પ્રસંશા પામેલું 'અમબેસેડર' હોટલ છે, કે જે ખરેખર એક નાનાં શહેર મીસાલ છે.

## સીનેમાની જન્મભુમીનું શહેર હોલીવુડ.

અમો મજકુર હોટલ પસાર કરી, વધુ આગળ દુન્યામાં જગજાહેર થયેલો પ્રેક્ષકોનો જાણીતો સીનેમા સ્ટાર જેકી કુગનનું ઘર જોયા બાદ વીલશીયર બુલેવર્ડ છોડી જતી વખતે દુન્યાના મશહુર રમુજી સીનેમા નટ હેરોલ્ડ લોઇડનું પણ મકાન જોઇ 'બંગલો ટાઉનમાં' ડ્રાઇવ લઇને હોલીવુડમાં દાખલ થયા કે જ્યાં આપણને ઘણા જાણીતા સ્ટુડીઓઝ જોવાની ઉમદા તક મળે છે, જેમાં વોરનર બ્રધર્સ વીગેરેના સ્ટુડીઓઝ સમાઇ જાય છે. ત્યાંના જાણીતા હોલીવુડ બુલેવર્ડના રસ્તા પર ફરતાં અમોએ પ્રેક્ષકોની પુર્ણ પસંદગી પામેલી ગ્રોમેન્સ ઇજીપશીયન એન્ડ

ચાઇનીઝ થીએટર જોયા બાદ અમો બેવરલી હીલ્સ નામના વીસ્તાર પર જઇ લાગ્યા, કે જ્યાં જાણીતા લોકમાન્ય થયેલા સીનેમા સ્ટાર્સ ટોમ-મીક્ષ, મેરી પીકફ્‌ર્ડ, ડગ્લાસ ફેરબેંકસ, ચાર્લી ચેપલીન તથા બસટર કીટન વીગેરેનાં રહેવાનાં મથકો અમે જોયાં.

રસ્તામાં બેવરલી હીલ્સ છોડી જતાં આપણે લોસ એનજલ્સનો એક ભાગ પસાર કીધા બાદ બીચ સીટીઝ (કીનારા પર આવેલાં શેહરો) નામે સેંટા મોનીકા, ઓશન પાર્ક અને વેનીસ વીગેરે જોઇ અમો ખુશી થયાં.

વોશીંગટન બુલેવર્ડથી પાછા લોસ એનજલ્સ ભણી ફરતી વખતે રસ્તામાં કલ્વર સીટી મધે અમો આવી લાગ્યા અને ત્યાંનો જાણીતો સ્ટુડયો મેત્રો ગોલ્ડવીન મેયર કે જે આબાદ મોટાં શેહેર જેવો સ્ટુડયો છે, તે પણ પસાર કરી પાછા લોસ એનજલ્સ શહેર મધે આવી લાગ્યા. અમોએ અમારી મુસાફરી દરમ્યાનમાં રસ્તામાં રેસ્ટોરાંઓના જાતજાતના વીચીત્ર આકારો સાથના રમુજી નામો વાંચ્યાં હતાં જેવાં કે—

ધી હેટ, ધી આઉલ, વીગેરે.

એ દીવસની રાત્રે અમેરીકન મીત્રો સાથે ખાણું લીધા બાદ, અમારાં હોટલપર હેરીયું લીધું અને હોલીવુડ, બીવરલી હીલ્સ તથા પેઝેદીનાના તરંગી વીચારો કરતાં નીંદ્રાવશ થયા. અમેરીકા! દુન્યાના દરેક દેશામાં તું ખરેજ સર્વોપરી જગ્યા લે છે!

તારીખ ૨૦ મી જુલાઇની સહવારે, અમો અમારા અમેરીકન ફ્રેન્ડ સાથે વોરનર બ્રધર્સનો જગજાહેર સ્ટુડયો જોવા ગયા, તેમાં આખું એક શહેર સેહેલાઇથી સમાઇ જાય તેવો તે સ્ટુડયો હતો. એ સ્ટુડીયોમાં કેટલાક એકટરો જુદી જુદી દીશાએ ડ્રીલ કરતા જોવામાં આવતા હતા. એકટરોને ત્યાં પહેલા નંબરની તાલીમ આપવા ઉપરાંત હજારો રૂપીઆની ફીલ્મ ઉતારતી વખતે કાંઇ પણ ભુલચુક થવા પામે નહી, તે બાબે ઘણું કાળજીભર્યું ધ્યાન આપવામાં આવે છે. ઘણાખરા એકટરો, મુખ્ય સ્ટુડી-યોમાં કામે લાગેલા હતા; જેઓએ અમારી વાતચીતમાં અમને જણાવ્યું કે હીંદુસ્થાન મધે તેઓની તરેહવાર આકર્ષીત ખેંચાણકારક ફીલ્મો આયાત થતી રહે છે. અમારી હીંદુસ્તાનથી છેક અમેરીકા સુધીની આમદ થઇ તે બાબે તેઓ ઘણાં ખુશી થઇને અમારી સાથે અનેક પ્રકારની વાતચીતમાં ગુંથાયા હતા. મજકુર સ્ટુડીયો એવા સુશોભીત અને દીલપ-ઝીર બાગ બગીચાઓ જોવામાં આવ્યા હતા, કે જેનું વર્ણન દર્શાવવાને



વોરનર બ્રધર્સનો સ્ટુડીઓઝ જે હોલીવુડ મધે આવ્યો છે.

માટે મારી કમીની કલમ ખરેજ પછાત પડે છે. એ મુખ્ય સ્ટુડયોના વચગાળેના ભાગમાં, હજારો કેનડલ પાવર સાથની તેજસ્વી ભભુકદાર લાઇટો અમારા જોવામાં આવી, કે જે લાઇટનો ઉપયોગ સ્ટુડીયોવાળાઓ ફીલ્મ ઉતારતી વખતે કરે છે, એમ મજકુર સ્ટુડયોની કરતીકારવતી બાનુ, કે જેણીએ અમને મોટી ખુશી સહીત સર્વે જોવાજોગ ચીજો બતાવી હતી, તેણીએ જણાવ્યું હતું.

તા૦ ૨૦ મી જુલાઇની બપોરે, હોલીવુડથી મજકુર શહેરનો વોરનર બ્રધર્સનો જગજાહેર સ્ટુડયો જોયા બાદ, અમો લોસ એનજલ્સ મધે પાછા આવી લાગ્યા અને ત્યારબાદ શહેરમાં પગે ચાલીને શોપીંગે નીકળ્યા. સાંજના સમયે ફરીને જ્યારે અમારા હોટલપર આવ્યા ત્યારે અમોએ ખુશાલી વચ્ચે એક પારસી ગ્રહસ્થ નામે મી૦ માણેક અંકલેસરીયાને જોયા. એ ગ્રહસ્થ છેલ્લાં ૯) વરસ થયાં અમેરીકામાં છે અને તેઓ ઇન્ડયન અને સ્પીરીચ્યુઅલ વીષયોના ગંભીર વીદ્વતા ભરેલાં ભાષણો કરીને ત્યાંની પ્રજાની જાબજા તારીફ મેળવે છે. વકતા તરીકે તેઓ ઘણા ઓલીદરાજ અને જાહેરમાં નૈતીક હીંમત ધરાવે છે. અમોએ તે દીવસની સાંજે મી૦ અંકલેશરીયા તથા અમારા અમેરીકન ફ્રેન્ડસોની સાથે ટેક્ષી કેબમાં ફરવા નીકળી ત્યાંના એમબેસેડર હોટેલમાં ખાણું લઇને રાત્રે લોસ એનજલ્સ શહેરમાં ખુશનુમા ડ્રાઇવ લઇ પાછા હોટલ તરફ આવ્યા. હવે આપણે

લોસ એનજલ્સ તેમજ હોલીવુડ નામના જાણીતાં શહેરોનું રસીલું બ્યાન નીચે મુજબ જણાવીશું.

## Los Angeles નો અર્થ.

હાલના લોસ એનજેલીસનું અસલ પુરાતન જમાનાનું રેડ ઇંડીયનોનું ૩૦૦ માણસોની વસ્તીવાળું નાનકડું ગામ નામે 'યાંગના' કરીને કહેવાતું હતું. ૧૭૬૯ ના આગસ્ટ માસમાં મજકુર શહેર મધે વસ્તા કેથલીક ધર્મ પાળતા ખ્રીસ્તીઓએ પોતાની ધર્મની ક્રીયા નામે 'અવર લેડી ઓફ ધી એંન્જલ્સ' ગણાય છે, તે કરાવી હતી, એ કારણસર એ ધર્મની ક્રીયાના વાકયનાં છેલ્લા બે બોલો કે જે ધી એન્જલ્સ છે તે ઉપલા બોલોની રચના યાને કાર્યક્રમ સ્પેનીશ ભાષામાં લોસ એન્જલ્સ કહેવાય છે જેથી કરીને ઉપલું નામ ગ્રહણ થયું હતું. ૧૮૬૦ નાં સાલ સુધીમાં એ નાનકડાં શહેરની વસ્તી ૫૦૦૦ ની આસપાસની ગણવામાં આવતી હતી. વખતના વહેવા સાથે એ શહેરની જાહોજલાલી આગળ વધતી ગઇ જેથી તે હાલમાં દુન્યાનું એક મોટું ધંધાદારી વેપારી બંદર ગણાય છે.

## નાટકશાળાની અને સીનેમાની ભરચક સંખ્યા.

એક વખતના એક નાનકડાં શહેરની જે જુજ વસ્તી ગણાતી હતી, તે શહેર હાલમાં ૧૫ લાખની આસપાસની વસ્તીનું અંકાય છે, જ્યાં લાડકવાયું હોલીવુડ શહેર પણ લોસ એનજેલીસની હદમાં સમાઇ જાય છે. મજકુર શહેરમાં ૩૮ પ્રખ્યાત નાટકશાળાઓ હોવા ઉપરાંત, ત્યાં ૧૩૧ 'ટોકીઝ અને સીનેમાઝ' છે. એ મુલકમાં પેત્રોલીયમની નીકાશનો ધંધો મોટા પાયાપર ચાલવા ઉપરાંત ત્યાંની પ્રજાના ૬૬ પબ્લીક પાર્કસ (જાહેર બગીચાઓ) પણ છે. એ ઉપરાંત હોટલ તથા રેસ્ટોરાંની સંખ્યા ૭૦૦ જેટલી છે. ૧૨૨ છાપાઓ અને ચોપાન્યાંઓ ત્યાં પ્રગટ થાય છે, જેમાં પરાયા મુલકની ભાષાના પંદર છપાય છે. એ શહેરની મુખ્ય નીકાશ ફ્રુટસ, પેટરોલીયમ, વેજીટેબલ, અને શુગર વીગેરે છે.

## પીવાનું પાણી છેક અઢીસો માઇલ દુરથી આવે છે!

એ મુલક મધે પીવાનું પાણી ૨૫૮ માઇલના છેક લાંબે છેટે સીએરાઝ નામના પહાડોમાંથી નળ મારફતે આવે છે. શહેરના જાહેર ધોરી રસ્તાઓ વરમોંટ એવેન્યુ, વીલ્સન એવેન્યુ, હોલીવુડ બુલેવર્ડ, વીગેરે નામોવાળા છે, જ્યાં વસ્તીનું પ્રમાણ ભરચક માલુમ પડે છે.

## હોલીવુડ નામ કેમ આશકારા થયું ?

હોલીવુડ નામ કેમ આશકારા થયું, તે બાબે જણાવું તો હોલીવુડનાં શહેરની આસપાસ 'રેંચ' યાને બેસુમાર ખેતરોની હારમાળા આવેલી છે, જેની ગણત્રી ખરૂં પુછો તો બહુ મોટા પ્રમાણમાં હોવાથી ઉપલું નામ જાહેરમાં આવવા ઉપરાંત વળી તે જમાનામાં હોલીવુડ હીલ્સ, કેલીફોરન્યાના (Holy) હોલી નામના પ્રખ્યાત સુંદર ફુલોથી એ ટેકડી ભરચક હોવાના સબબસર એ જગ્યાની 'રેંચ'ના માલેકે મજકુર જાણીતા વીસ્તારવાળી ટેકડીની જગ્યાનું નામ પણ હોલીવુડ આપ્યું હતું.

વરસો વહી ગયા બાદ 'રેંચ'વાળા સદગ્રહસ્થે શહેર વસાવવાને માટે ભારે ઉલટ તથા ઉમંગ લીધો કે જેથી કરીને પણ તેનું નામ હોલીવુડ શહેર પડયું છે. ૧૮૯૫ ના સાલ પછી એ શહેર લોસ એનજેલીસ શહેરના વીભાગમાં સમાઇ જવા ઉપરાંત મજકુર વીભાગવાળાં શહેરનું મોટામાં મોટું પરગણું ગણાયું ! હોલીવુડ શહેરની વસ્તીનું પ્રમાણ હાલમાં પોણાબે લાખની આસપાસનું આંકવામાં આવે છે. સને ૧૯૧૧ નાં સાલ પછી મોશન પીકચરના ઉદયોગના પ્રતાપથી સીનેમાની ફીલમનો ધીકતો ધંધો યાહોમ ચાલવા માંડયો અને એ ધંધાની સારી કમાણીથી હોલીવુડની જાહોજલાલી ભારે દીપી નીકળી. એજ ધંધાના રૂડા પ્રતાપે એક વખતના સાધારણ નાચતા કુદતા એકટરોને ફીલ્મોમાં ઉતારીને આજે દુન્યામાં ચોતરફ યાને દરેક જગોમાં જગઆશકારા કરવા ઉપરાંત યુનાઇટેડ સ્ટેટસમાં હંમેશ સારૂ તેઓને માટે દોલતની નદીઓ પણ વહેતી કરી છે.

## સીનેમાના ૫૦ હજાર ધંધાદારીઓ.

સીનેમાની ઇન્ડસ્ટ્રીના રૂડા પ્રતાપે એક વખતના ગરીબ સાધારણ શખસો ગણાના ચાર્લી ચેપલીન, મેરી પીકફર્ડ, ડગલાસ ફેરબેંકસ, હેરોલ્ડ લોઇડ વીગેરે જગજાહેર જાણીતા સ્ટાર્સ ધન દોલતના શીખરે ચઢી બેઠા છે. એ શેહેરની ઉંચાઇ ૨૬૭ ફીટની છે અને તે 'ફીલમ કેપીટલ ઓફ ધી વર્લ્દ' યાને દુન્યાની ફીલ્મો બનાવવાની બાબદમાં રાજધાનીનું મુખ્ય શહેર ગણાય છે તેનું કારણ એ કે દુન્યાની ૮૦ ટકા ફીલમો લોસ એનજેલીસ એક હોલીવુડ શહેર મધે બને છે અને દુન્યાના દરેક ભાગોમાં જાય છે. એ જાણીતાં શહેર મધે આશરે ૩૦ સ્ટુડીઓ હોવા ઉપરાંત ત્યાં ૨૦૦ ફીલ્મો પાડનારી પ્રખ્યાત કંપનીઓ પણ છે. એ ફીલમના ધંધાના રૂડા

પ્રતાપથી પચાસ હજાર માણસો રોજીએ લાગેલા છે અને તેમાંથી તેઓ ઘણી સારી આમદાની કરે છે. મોશન પીકચરના સ્ટુડીઓઝ હોલીવુડ કલવર સીટી વેસ્ટવુડ અને યુનીવરસલ સીટી નામના લોસ એનજેલીસ શહેર મધ્યેના પ્રગણામાં છે. હોલીવુડમાં રોજીંદા બે છાપાઓ પ્રગટ થાય છે અને રોજ રાત્રે હોલીવુડ શહેરને નામના આખા બોલો ઇલેકટ્રીક લાઇટના બોર્ડ પર મનહર રીતે સળગાવેલા ત્યાંની ટેકડી પર આકર્ષીત ખેંચાણકારક રીતે જોવામાં આવે છે.

અમો ૨૧ મી જુલાઇની સહવારે (અમારી ટુંકવારની દોસ્તી ધરાવનાર) ફ્રેંડ મી० માણેક અંકલેસરીયા સાથે નાસ્તો લઇ છુટા પડવા બાદ સાન્ટા ફેની રેલ્વે લાઇનમાં બપોરના સાડાબારના સુમારે 'ગ્રાંડ કેનીઅન લીમીટેડ'ની ટ્રેનમાં લોસ એનજેલીસથી ઉપડી બીજે વળતે દીને યાને તારીખ ૨૨ મી જુલાઇની સહવારના સાડાઆઠ વાગે ૫૭૫ માઇલની લાંબી મુસાફરી કર્યા પછી ગ્રાંન્ડ કેનીયન સ્ટેશને ઉતર્યા અને ત્યાંના 'અલ ટોવાર' હોટલમાં ઠરીઠામ થયા. હવે આપણે કેલીફોરનયા સ્ટેટ છોડીને એરીઝોના સ્ટેટમાં દાખલ થયા. છેલ્લા ફરી આવેલા કેલીફોરનયા સ્ટેટ માટે હવે આપણે બે બોલ લખીએ તો તે એ કે, કેલીફોરનયા એ યુનાઇટેડ સ્ટેટસનું બીજું સૌથી મોટું સ્ટેટ ગણાય છે, કે જેનો કીનારો ૯૦૦ માઇલ ઉપરનો લાંબો છે, એ સ્ટેટનો વીસ્તાર એક લાખ અઠાવન હજાર બસો સતાણું સકવેર માઇલનો છે, જેમાં યુનાઇટેડ સ્ટેટસની સૌથી ઉંચી તથા સૌથી નીચી જગ્યાઓ નામે ડેથવેલી (મોતની ખીણ) કે જે ૨૮૦ ફીટ દરયાની સપાટીથી નીચે છે, તે પણ સમાઇ જાય છે. કેલીફોરનીયા સ્ટેટની વસ્તી આશરે પચાસ લાખની અંકાય છે. એની મુખ્ય રાજધાની સેક્રેમેંટો કરીને છે. યોસમાઇટ નેશનલ પાર્ક તથા બીગ વુડસ એની જગજાહેર સીનરી મીસાલ છે. સૌથી પહેલવહેલ્લી સોનાની ખાણ ગયા સને ૧૮૪૨ ના સાલમાં લોસ એનજેલીસ નજદીક ઉપલાં સ્ટેટ મધ્યે નીકળી હતી, ત્યારથી થોડાં વરસમાં તે હજારો લોકોની આમદાનીનું સાધન થઇ પડયું છે કે જે જાણીતો સોનાની ખાણો હાથ કરવાનો મોટો ધસારો 'ગોલ્ડ રશ'ના નામથી ઓળખાય છે. ૧૮૪૮ ના સાલમાં મેકસીકોની ગવર્નમેંટે યુનાઇટેડ સ્ટેટસની લડાઇના કોલકરારને અનુસાર કેલીફોરનીયા યુનાઇટેડ સ્ટેટસની મુખ્ય માલેકીનું બન્યું અને ૧૮૫૦ ના સાલમાં તો તે કેલીફોરનયા સ્ટેટસ

તરીકે જાહેર થયું. સોનું, તેલ, ફ્રુટસ અને દુધાળાં ઢોરો એ કેલીફોરનયાની મોટી અશકયામત (દોલત) ગણાવા ઉપરાંત ત્યાં ૮૦ હજાર ધન્યાતા ફળદ્રુપ ખેતરો આવેલાં છે કે જેનો એકંદર વીસ્તાર ૩૭ લાખ એકરનો છેઃ ઉપલા આખાં સ્ટેટમાં મોટરીંગ કરવાની ભારે મોજ પડે છે અને ત્યાંના રસ્તાઓ્ણી બીલયર્ડ ટેબલ જેવા સરળ ડામરના છે એટલુંજ નહી પણ આશરે ૧૬ લાખ જેટલી મોટી સંખ્યામાં મોટરો ઘોરી આઇના મીસાલ જેવા મોટા યાહોમ પોહળા ચોખંડા રસ્તાઓ પરથી સડસડાટ આવજાવ કર્યા કરે છે કે જેથી કરીને રસ્તાઓનો દેખાવ જોનારના મનસે અત્યંત મનહર દીસે છે.

ગ્રાંડ કેનીયન સ્ટેશનપર રેલ્વે ત્રેનમાંથી સહવારના હસીખુશી સાથ ઉતર્યા બાદ અમો સ્ટેશનથી આશરે સોથી બસો ફીટની ઉંચાઇએ આવેલાં 'અલ ટોવાર' હોટલમાં જઇ ફરાગાત થયા. તે બાદ આસપાસનો દેખાવ નીહાળવાની ત્રીપે ગમત મેલવવા અર્થે ફરવાહરવા બસમાં નીકળી પડયા. મજકુર સ્ટેટનું 'ગ્રાંડ કેનીયન' હોટલ પણ કુદરતી ગોયા આકર્ષીત બલીહારીજ જોનારને મનસે ગણાવા ઉપરાંત એક મુખ્ય મથક કહેવાય છે, જ્યાં પણ રેડ ઇંડીયનો યાને અમેરીકા મધેના અસલ મુળ વતની અમેરીકનો જોવાની પહેલવહેલી સોનેરી તક મળે છેઃ ત્યાંની જાયુકની અને અમેરીકનોની વસ્તી ફકત બસો આદમીઓની અડસટવામાં આવે છે અને તે ગ્રાંડ કેનીયન નેશનલ પાર્કમાં આવ્યું છે કે જે પાર્ક બસો સતર માઇલ લાંબો તથા નવથી તેર માઇલ પહોળો હોવા ઉપરાંત તેની વધતામાં વધતી ઉંડાઇ ૭ હજાર ફીટની છે એમ અમોએ જાણ્યું હતું.

## National Park નો અર્થ.

નેશનલ પાર્કનો અર્થ અમેરીકામાં જુદી જાતનો થાય છે. અમારે જણાવવું પડે છે, તેનું મુળ કારણ એ જે વાંચનાર આલમ પાર્કનો અર્થ બગીચો કરી શકે નહી, પણ એવાં મોટા મોટા નેશનલ પાર્કસનાં વીસ્તારોને ચોકકસ માણસોની રખેવાળી હેઠળ આખા સ્ટેટમાં ખાસ રાખવામાં આવ્યા છે, કે જે સીઝન વેળાએજ ઉઘાડવામાં આવે છે કે જેથી ત્યાંનું પબલીક હજારોની સંખ્યામાં મોજશોખ કરી શકે. એ માટે તારીખ ઓગણીસમી જુનથી ઓગણીસમી સપ્ટેંબર સુધીનાં ફકત ત્રણ માસ માટેજ તે ખુલ્લા રહે છે. સીઝન બાહરની. જો આગળ પાર્કો મધે

જવાની જીજ્ઞાસા કરીએ તો તે બાબદ મનમાનતી પ્રાઇવેટ સગવડબી કરી શકીએ છીએ. વીઝીટરો તેમજ શોખીન પ્રજા છુટથી તેનો ઉપયોગ કરી શકે છે. મજકુર પાર્કમાં હરેક પ્રકારની મનમાનતી ગમત મળે છે, જેવી કે ખાણીપીણી, દરેક સુંદર ચીજો નીહાલવી, લોકોની સાથે એક બીજાએ ઓળખ પીછાણ કરવી, હરેક પ્રકારનાં રમતગમતના સુંદર રમણીક દેખાવો જોવાતું ત્યાં મળે છે. આખા યુનાઇટેડ સ્ટેટસમાં સઘળા મળીને આશરે એકવીસ પાર્કો જેવા કે યોસમાઇટ નેશનલ પાર્ક, ગ્રાંડ કેનીયન નેશનલ પાર્ક, યલોસ્તોન નેશનલ પાર્ક વીગેરે છે. ગયાં સને પંદરસો ચાળીસનાં સાલમાં સ્પેનીશ શોધખોળ કરવાવાળાઓએ ઉપલા ગ્રાંડ કેનીયનની શોધખોળ કરી હતી તેમાં એક મેજર જે. ડબલ્યુ. પાવેલ કે જેણે ગ્રાંડ કેનીયનની એક નાકેથી તે બીજે નાકે સુધીની શોધખોળ ચલાવવા ઉપરાંત તે ભલા ગ્રહસ્થે ગયા સને અઢારસો અગણોતેરના સાલમાં વળી બીજી શોધ બોટમાં બેસીને કોલોરેડો નદીની એક નાકેથી તે બીજે નાકે સુધીની કરી હતી તેથી એ નરની યાદ હંમેશની કાયમ રહે, એ અર્થે ત્યાં એક તખતી જડવામાં આવી છે.

## ઝોરાસ્ત્રીયન ટેમ્પલ.

અમો બસમાં બેસી ગ્રાંડ કેનીયનની આસપાસ ખુશખુશાલ દીવસ પસાર કરવા અર્થે હરવા ફરવા બહાર નીકળી પડયા, કે જ્યાં અમોએ ત્યાંની જુદી જુદી પોઇંટોપરથી ભારે અજાયબી વચ્ચે જોયું, તે એ કે એક બાજુ વચમાં અમારાથી છ હજારફીટ નીચે કોલોરેડો નદી તેના યાહોમ જોશમાં વહેતી હતી, જ્યારે તેની પાછળ તેમજ આજુબાજુના મોટા ભાગમાં એવો કુદરતી રચનાનો સુશોભીત અને આકર્ષીત ભાસ માલુમ પડતો હતો, તે એવો કે ખરેજ મનહર રંગબેરંગી ચોસલાંઓ ખીણો મધે જાતજાતના આકારમાં ગોઠવી દીધેલાં હોય અને કુદરતની બક્ષેશનો ગોયા વરસાદ વરસી રહયો હોય તેવા હજારો કુદરતી બીલ્ડીંગના સુંદર આકારના ચોસલાંઓ જાણે કે, આજેજ જંગલમાં મંગળ રંગાઇને થયો હોય અને તુરતનીજ નવીસવી બીલ્ડીંગો બંધાઇને તૈયાર રાખી મુકી હોય તેવોજ તે વખતનો દીલપઝીર દેખાવ ભુલાય નહીં એવો હતો.

ખીણોમાંના રંગબેરંગી બેંચાણકારક વિચીત્ર જાતનાં દરેક પ્રકા-રનાં ચોસલાંઓનાં નામો આપવામાં આવ્યાં છે જરથોસ્ત સાહેબનાં નામ પરથી એક રંગબેરંગી ચોસલાંને 'ઝોરોએસ્ટર ટેમ્પલ' (Zoroaster Tem-

ple) નું નામ આપવામાં આવ્યું છે. બ્રહમા ટેમ્પલ, બુધ ટેમ્પલ, કોન્ફ્યુશીઅસ ટેમ્પલ વીગેરે મંદીરોના આકારોના વીચીત્ર પ્રકારનાં નામો આપવામાં આવ્યાં છે.

## 'પેનટેડ ડેઝર્ટ વ્યુ'

અમો બસમાં રસ્તો કાપતા ત્યારે માર્ગમાં 'હરમીટસ રેસ્ટ' નામનું સ્થળ અમારા જોવામાં આવ્યું કે જ્યાં આસાયશને માટે થોભ્યા. અમારા જાણવામાં આવ્યું કે એ ઉપલી જગાએ વીઝીટરોને ફ્રી ડ્રીંક આપવામાં આવે છે અને તે મુજબ અમો મુંબઇવાસીઓએ પણ અમલ કર્યો. એ પછી અમો પેનટેડ ડેઝર્ટ વ્યુ નામની જોવાલાયક જગ્યા કહેવાય છે તેની છેક પોઇન્ટપર જઇ, ત્યાંથી અમોએ દીલપઝીર દેખાવ જોયા બાદ ત્યાંથી મ્યુઝીયમ નીહાળ્યું, તેમાં અસલી બનાવટોનાં કામોની કયુરીઓઝ અને નોવેલ્ટીઝો જોવા ઉપરાંત વીઝીટરોને ખાસ રીઝવવા અર્થે અમેરીકાના અસલ વતની ખરા રેડ ઇન્ડીયનો (સ્ત્રી તથા મરદો) પાસે ડાન્સ કરાવવામાં આવ્યો હતો, જે જોવાની તક મળી એટલુંજ નહી પણ તે દીવસની બપોરે રેડ ઇંડીયનો અને ગ્રાંડ કેનીયનની હીસ્ટરીપર વીઝીટરોની જાણ માટે, ભાષણ પણ આપવામાં આવ્યું હતું, જ્યાં પણ અમારી સામેલગીરી થઇ હતી. અમો રાતનાં જમીને ફરાગાત થયા બાદ રેલ્વે ટ્રેનમાં બેસી કોલોરેડો સ્પ્રીંગ્સ (Colorado Springs) નામના શહેર મધે જવા નીકળી ત્યાં ચોવીસમી જુલાઇની સહવારનાં આશરે સવાસાતનાં અમલે આવી ત્યાંના હોટલ 'એન્ટલર્સ' માં દરીઠામ થયાં.

એરીઝોનાનાં રાજ્યને માટે બોલીએ તો તેનો અર્થ થોડા યા નાના પ્રમાણનાં ઝરાઓ એ મીસાલ થાય છે. એ સબબસર ઉપલું નામ જે જાહેરમાં આવ્યું છે, તે વાજબી છે. એ સ્ટેટમાં અસલના મુળ વતનીઓ રેડ ઇંડીયનો વસે છે, જેઓની વસ્તીનું પ્રમાણ આશરે ચાળીસ હજારનું ગણાવા ઉપરાંત, એનો વીસ્તાર એક લાખ બાર હજાર નવસો છપ્પન સ્કવેર માઇલનો છે. સ્ટેટમાં તેની સૌથી વધુ ઉંચ્ચાઇ સૌથી તે તેર હજાર ફીટ સુધીની કહેવાય છે. મજકુર સ્ટેટમાં આખ્ખી દુન્યામાં સૌથી પહેલ્યે નંબરે ગણાતો વેપાર ત્રાંબાં, સોના અને રૂપાનો (ખાણોનો) મોટા પાયા પર ચાલે છે.



રેડ ઇંડીયનો યાને અમેરીકાના ખરા અસલ અમેરીકનો જેઓનો ડેન્સ કરતી વેળાનો દેખાવ.

## 'Petrified Forest'

સને અઢારસો ત્રેસઠના સાલમાં એ આખું રાજ્ય અમેરીકનોનાં હાથમાં આવ્યું હતું, કે જેની મુખ્ય રાજધાનીનું શેહેર ફીનીક્ષ છે. એ રાજ્યને 'અમેરીકાનો અજબ જેવો મુલક' કરીને કહે છે તે તેના નામ પ્રમાણે મગરૂરી ધરાવે છે, તેનું મુળ કારણ એ કે, ત્યાં અસલના જમાનાનાં જુનાં ખંડયરો, પુરાતન કાળની (અસલી) રેડ ઇંડીયન જાતો, પેનટેડ ડેઝર્ટ, પેત્રીફાઇડ ફોરેસ્ટ વીગેરે જોવાનું મળવા ઉપરાંત અસલ-વારેનાં ઝાડો પથ્થરનાં આકારમાં ખુદરતી રીતે ફેરવઇ ગયલાં અમે જોયાં હતાં. એ ગ્રાંડ કેનીયન દુન્યાંની ૮ મી અજાયબી ગણાય છે.

## યુનાઇટેડ સ્ટેટસના વધુ દર્શન.

તારીખ ચોવીસમી જુલાઇએ ઉપલાં હોટલમાં ઠરીઠામ થયા બાદ સહવારના નવને સુમારે સાઇટસીઇંગની મોજ મેળવવા અરથે નીકળયા. પ્રથમ અમે વાન બ્રીગલ પોટરી વર્કસ જોયા બાદ જાણીતા નર જેનરલ પામરનો બંગલો પસાર કર્યો. એ પછી અમારાં પગલાં ગારડેન ઓફ ધી

ગોડસ (દેવતાઓના બગીચામાં) જઇ લાગ્યાં કે જે હાલે પબ્લીકની માલમતા ગણાય છે. મજકુર જગ્યા મરહુમ ચારલસ ઇલીયટ પરકીનસે સને ૧૯૦૯ નાં સાલમાં વસીયત નામામાં લખીને પોતાના દીકરાઓને ખાસ ફરજ સાથે આપી હતી, કે જેથી ત્યાંની પ્રજાના લાભાર્થે (પોતાનું નામ અમર રહે) મરનારની ખાહેશ મુજબ તેમના નબીરાઓએ અમલ કર્યો હતો. શરૂઆતમાં એ દેવતાઓના બગીચામાં દાખલ થવાનો દરવાજો આવે છે કે જે ચારસે પચાસ ફીટ ઉંચા ખડકોમાં "જંગલમાં મંગળ" મીસાલ બનેલો હોય, એવો તે ખુદરતી દીસે છે. જોનાર તેથી એ ઘડી વમાસણમાં પડે છે. તેમાં દાખલ થતાં જાતજાતના ઘાટઘટમવાળા ઉંચા ખડકો જોવામાં આવે છે, જેવા કે કીસીંગ કેમલ, કેથીડ્રલ સ્પાયર્સ, થ્રીગ્રેસીસ, કેમીઓસ ઓફ લાયન્સ હેડ, સર હેરી લોડર સ્ટીમ બોટ રોક, મશરૂમ પાર્ક વીગેરે. એ સઘળું ખાસ જોવા લાયક છે, એ પછી અમો પવનનો ગુફો (Cave of the Wind) જોવા ગયા કે જે ગુફા એક હજાર આંઠસો ને હેંસીનાં સાલમાં બાર અને તેર વરસની વયનાં છોકરાઓએ અણધારેલા સંજોગો વચ્ચે શોધી કાઢયો હતો. મજકુર ગુફો પોણો માઇલ જેટલો લાંબો છે અને તે વીલીયમ કેનોનમાં આવ્યો છે. એ ગુફાનીં અંદર અનેક ઓરડાઓ છે, જેનાં જાત જાતનાં નામો છે, જેવાં કે કર્ટન હોલ, કેનોપી હોલ, ફ્રાઇંગ પેન, ક્રીસ્ટલ અથવા ડાયમન્ડ પેલેસ, ઓલટર અને ન્યુ હોલ, કે જે સને એક હજાર નવસો ને ઓગણત્રીસનાં સાલના મે માસમાં ખાસ ખુલ્લા મુકાયા હતા. એક ઓરડો, જેનું નામ બ્રાઇડલ ચેમ્બર છે, તેને માટે એમ કહેવાય છે કે એ ઓરડામાં બાવીસ પરણેતર જોડાંનાં લગ્ન થયાં હતાં. બોસ્ટન એવેન્યુ એ નામની લાંબી પસાર થઇ જવાની જગ્યા પણ અમે જોઇ હતી. એ ગુફા માંહે એવા એકંદર ઓગણીસ ઓરડાઓ છે, કે જે સાત હજાર ફીટની ઉંચાઇએ છે. એ પછી અમો મોટરમાં બેસી રસ્તો કાપતા પાઇકસ પાર્ક નામની જાણીતી જગ્યા, કે જ્યાં જવાના શરૂઆતના રસ્તામાં દાખલ થતાં સડકપરથી ઉપર સુધી ચૌદ હજાર ફીટ સુધીની અઢાર માઇલની ભારે મોટર ડ્રાઇવ શરૂ થાય છે અને જે દુન્યામાંની ઉંચામાં ઉંચી મોટર ડ્રાઇવ કહેવાય છે, કે જ્યાં પ્રથમજ મુસાફરોને અર્ધો ડોલર યાને લગભગ રૂપીઓ દોઢ આપવે, રૂવાંટીનો ગરમ કોટ (અત્યંત ઠંડક ત્યાં હોવાના સબબંસર) પહેરવા માટે મળે છે, કે જેથી મુસાફરી કરનારાઓનાં શરીરને હુંફ લાગે છે. અગીયાર માઇલ પહાડ




**અમારી મોટર ગ્લેનકોવ ઇન હોટલ આગળ ઉભેલી દેખાય છે. એ જગ્યા અગીયાર હજાર ફીટ ઉંચી છે**

પર ચહડતાં અમો ગ્લેનકોવ ઇન (Glencove Inn) નામની જગ્યાએ બપોરનું ખાણું લીધા પછી, આગળ પહાડ ઉપર જઈ છેવટે ઉપર પાઇકસ પીક (Pike's Peak) પર જઇ લાગ્યા, અને ત્યાંથી ઓબઝરવેટરી નામના મીનારા પરથી આખા કોલોરેડો સ્ટેટનો દીલપઝીર દેખાવ જોઇ અમો અજબ થયા. અમો જ્યારે પહાડની છેક મથાળેની ચૌદ હજાર એકસો ને નવ ફીટની ઉંચાઇએ હતા યાને સધર્ન રોકીઝનાં પહાડને મથાળે હતા, તે વખતે હવાની ટેમ્પરેચર બહુ ઓછી હતી. જો કે સુરજ તો બપોરના એકના સુમારે તેના પુર બહારમાં પ્રકાશી રહયો હતો. અમો અર્ધ હીમાલયની ઉંચાઇએ હતા, તે છતાં દરેક સગવડથી તે જગ્યા અમને ભરપુર દીસ્તી હતી. જેવી કે રીફ્રેશમેંટની ફરસ્ટ ક્લાસ સગવડ, જ્યાં જોઇએ ત્યાં મુસાફરોને તાપણું કરવા માટેની પહેલા નંબરની સોઇ યાને સગવડ. એ ઉપરાંત પોસ્ટ તથા ટેલીગ્રાફ ઓફીસ પણ આવેલી છે,



**Pike's Peak પાઇકસ પીકના એકદમ મથાળે. એ પહાડ ચૌદ હજાર ૧૪૦૦૦ ફીટ ઉંચો છે.**

એટલુંજ નહી પણ રોજીંદો એક છાપો પણ ત્યાં પ્રગટ થાય છે કે જેમાં મુસાફરી કરનારાઓનાં નામો છપાય છે. ચોખ્ખી હવા દમમાં લઇ અમો નીચે ઉતર્યા. એ પાઇકસ પીક પર ટ્રેન મારફતે પણ જવાય છે. પાછા ફરતી વખતે રૂંવાટીવાળા ગરમ ભાડે લીધેલા કોટો સપુરદ કર્યા પછી અમો રેનબો ફોલ્સ (વરસાદની કમાનવાળો ધોધ) પસાર કરી, કોલેરેડો સ્પ્રીંગસ શહેરમાં આવ્યા અને માનીતો સોડા સ્પ્રીંગ પર જઇ લાગ્યા, કે જે જગા પર રૂમેટીઝમ વીગેરેનું દરદ સારૂં કરવાનું આશ્રમ આવેલું છે. એ પછી અમો સાત ધોધ નામની જગ્યાએ ગયા કે જ્યાં દાખલ થવાની અર્ધા ડોલરની યાને રૂપીઆ દોઢની ફી લેવામાં આવે છે. એ ધોધની



**Seven Falls યાને સાત ધોધનો આબાદ દેખાવ આપતો ફોટો. ડાબી સાઇડપર ધોધ ઉપર જવાનો દાદરો દેખાય છે.**

બાજુપર ત્રણસો ફીટની ઉંચાઇનો દાદર બનાવેલો છે, કે જેપર ચહડીને પ્રજાને સામટો પાણીનો ધોધ જોવાની અચ્છી તક મળે છે. એ ધોધ સાત કટકામાં થઇને નીચે પડે છે, તેથીજ તેને ઉપલું નામ આપવામાં આવ્યું છે, એ શહેરની વસ્તી પાંત્રીસ હજારની છે અને તે એક જાણીતું ઉનાળાની મોસમ માટેનું હવા ખાવાનું મથક ગણાય છે. એ શહેરની ઉંચાઇ ૬ હજાર ફીટની છે, જ્યારે પાઇકસ પીકની ઉંચ્ચાઇ ચઉદ હજાર ફીટ ઉપરની છે અને શહેરથી ત્યાં ઉપર જવાનો છેટો ફકત ત્રીસ માઇલનો છે. એ ઉપરથી ઢોળાવ (gradient) આટલા થોડા માઇલમાં કેટલો બધો હશે તેનો ખ્યાલ વાંચક વર્ગે કરવો ઘટે છે. આટલી નાની વસ્તીવાળાં શહેરમાં ચઉદથી પંદર હોટલો છે અને વળી ચાર થીએટરો છે. અમો બીજે દીને યાને પચીસમી જુલાઇએ સહવારે કાંઇક ખરીદીઓ કર્યા બાદ બપોરના ત્રણ વાગે ઉપડી પાંચ વાગે ડેનવર શહેર મધે જઇ લાગ્યા, કે જે મજકુર કોલોરેડો સ્ટેટની મુખ્ય રાજધાનીનું શહેર ગણાય છે. ઉપલાં શહેરથી ડેનવરનો છેટો ચુમ્મોતેર માઇલનો છે. અમો મોટરમાં શરૂઆતમાં લોખં-ડનું આવકાર માટેનું આરકું પસાર કરી રસ્તામાં ગવર્નમેંટ ઓરીસો,

ઓપનએર થીએટર, મારબલ પોસ્ટ ઓફીસ અને અઢાર માળની જંગી ટેલીફોન બીલ્ડીંગ, કે જે ડેનવર મધ્યેની સઉથી મોટી ઇમારત ગણાય છે, તે વટાવી ગયા. સાંજે ૬ વાગે ડેનવરથી ટ્રેનમાં નીકળી વળતે દીને યાને તારીખ છવીસમી જુલાઇની રાત્રે સાત વાગે કોડી સ્ટેશને ઉતર્યા અને ત્યાંજ આવેલા કોડી ઇન (Cody Inn) નામના હોટલમાં રાતને માટે આસાયશ લેવા ઠરીઠામ થયા. અમે બે ઘોડાની ગાડીમાં સ્ટેટ કોચમાં અસ્વાર થઇને બીજા અમેરીકન ફ્રેન્ડો સાથે કોડીમાં મોજ ખાતર ફર્યા. ગામમાં અમો બફેલો બીલ મ્યુઝીયમ નામનું સંગ્રહસ્થાન જોયું. એ ગામની વસ્તી પચીસ માણસની છે અને તે પાંચ હજાર ફીટની ઉંચાઇએ આવ્યું છે.

યુનાઇટેડ સ્ટેટસનાં પાંચથી દશ હજારની વસ્તીવાળાં નાનાં ગામડાંમાં પણ એક બે સીનેમા તો હોયને હોયજ. સંખ્યાબંધ રેસ્ટોરાં તેમજ વળી કાફેઝ, સોડા ફાઉનટન્સ, ત્રણથી ચાર હોટલો, ટેલીફોન બીલ્ડીંગ અને સંખ્યાબંધ મોટરની ત્રાીક પણ જોવામાં આવે છે. ગામડાંમાં પણ મોટી પાકી સડકો છે. જેથી મોટર સડસડાટ પસાર થાય છે. અમેરીકામાં પાંચ માણસે એક મોટરની રાસ આવે છે, જે પરથી ખરેખર આપણને અમેરીકાની મોટાઇનો ભાસ આવે છે.

હવે આપણે છેલ્લા છોડી આવેલા કોલોરેડો સ્ટેટ માટે બે બોલ લખીએ તે એ કે, કેપટન પાઇક સને એક હજાર આંઠસો છનાં સાલમાં આપણે ઉપર લખી ગયેલા પાઇકસ પીક નામની ટોંચ પર ચહડયો હતો, તેથી કરીનેજ જે ઉપલું પાઇકસ પીકનું નામ આપવામાં આવ્યું છે, તે બરહક દીસે છે. એ સ્ટેટમાં સોનું, રૂપુ, ત્રાંબુ, ઝીન્ક તથા સીસાંની ખાણો છે. એ સ્ટેટનો મુખ્ય વેપાર ઘઉંનો છે. એ સ્ટેટનાં મુખ્ય શહેરો નીચલાં છે, જેવાં કે ડેનવર, કોલોરેડો, સ્પ્રીંગ્સ, પ્યુબલો અને ત્રીનીદાદ. એ સ્ટેટની વસ્તી દશ લાખની છે અને એનો વિસ્તાર ૭ કરોડ એકર ઉપરનો છે. જાણીતો 'રોકી માઉન્ટન' એ સ્ટેટમાંથી પાસ થાય છે. એ સ્ટેટમાં ઉંચા ઉંચા પહાડો આવેલા છે, કે જે આખા યુનાઇટેડ સ્ટેટસ કરતાં વધારે કહેવાય છે. સુડતાળીસ પહાડો ૧૪ હજાર ફીટ કરતાં પણ વધુ ઉંચા છે અને કહેવાય છે કે એક હજાર પહાડો દશ હજાર ફીટ

કરતાં પણ વધુ ઉંચા છે. મજકુર સ્ટેટની રાજધાનીનું મુખ્ય શહેર જે ડેનવર છે, તેનું નામ જનરલ ડેનવર ઉપરથી આપવામાં આવ્યું છે.

અમો સતાવીસમી જુલાઇએ બસમાં બેસી સહવારે પોણાદશ વાગે કોડીથી 'યલો સ્ટોન નેશનલ પાર્ક'માં ફરવા નીકલ્યા. મજકુર પાર્ક સ્ટેટની માલેકીનો છે, કે જે બાસેઠ માઇલ લાંબો અને ચોપન માઇલ પહોળો છે. એનો વીસ્તાર એકવીસ લાખ બેંતાળીસ હજાર સાતસો વીસ એકર જેટલો છે. એ બાદ અમારાં પગલાં વાંયોમીંગ સ્ટેટમાં લંબાયાં. બસમાં અમો રસ્તામાં સલફર માઇન્સ અને સલફર સ્ત્રીમ્સ પસાર કર્યા બાદ સોસન ડેમપર જઇ થોભ્યા. એ ડેમ ત્રણસો અઠાવીસ ફીટ ઉંચો છે, જે બંધાતાં તેર લાખ ડોલરનો જંગી ખર્ચ થયો હતો. વધુ આગળ રસ્તો કાપતાં, અમે હેનરી ફોર્ડની મોટરનાં આકારનો પહાડ પસાર કર્યો અને બપોરે એક વાગે સીલવન પાસ લોડજમાં જમ્યા. એ ઠેકાણે ઘણા વીઝીટરોની બસો ઉભી રહી હતી અને સામટાં પાંચસો માણસો 'જંગલમાં મંગળ' કરીને જમવા બેઠા હતા.

## વિચિત્ર ધોધની મુલાકાત.

જમ્યા બાદ બપોરના બે વાગ્યા પછી બસમાં નીકળી સીલવન પાસ પસાર કરી દુરથી ટીટોન કરી પહાડ કે જે ચઉદ હજાર ફીટ ઉંચો અને બરફથી ઢંકાયલો છે, તે જોયો. એ પછી અમો મડ વોલકેનો (કીચડ ઉરાડતો જવાળામુખી) આગળ આવી પુગ્યા કે જેમાંથી ગરમ કાદવ ઉછળીને બહાર પડતો હતો તે તથા તેની પાસે આવેલી ડ્રેગન્સ માઉથ નામની મશહુર જગ્યા જોઇ, કે જે ખરેખર એનાં નામ પ્રમાણે એક છેડાયલા રાક્ષસનાં મહોડાંમાથી ગરમ પાણીનો ધોધ (દરેક થોડી થોડી ઘડીએ) જાણે કે, વોમીટ (ઉલટી) કરતો હોય; તેવો આબાદ ખ્યાલ આપતો હતો. પછી અમો ગ્રાંડ કેનીયન ધોધ નજદીક આવી લાગ્યા, કે જે ધોધ બ્યાસી ફીટ પહોળો છે અને તે ત્રણસો આઠ ફીટની ઉંચાઇથી અવાજ કરતો નીચે ખીણમાં પડે છે. અમો 'યલો સ્ટોન રીવર' નજદીક એ બાદ આવ્યા કે જે નદીના પાણી તેનાં પુર જોશમાં વહીને 'યલો સ્ટોન લેક' (સરોવર)મા ખાલી થાય છે. ઉપલો ધોધ અને તે તરફની બીજી અનેક જોવાલાયક ચીજો જોયા બાદ મજકુર દીવસની સાંજે અમો ગ્રાંડ કેનયન હોટલમાં રાત્રે વીસામો લેવા થોભયા, કે જે જગ્યા દરીયાની સપાટીથી સાત હજાર આઠસો ફીટની ઉંચાઇએ હતી.



રીંછાનું ટોળું જેઓને જંગલમાં આપણે બસ (મોટર)માંથી
ખુશાલ ફરતા જોઇએ છીએ.



અમારા એક સાથીએ જંગલમાંના
રીંછ સાથે પડાવેલો સ્નેપ ફોટો.



અમારા બીજા સાથી અને આ અદના
લેખકનો જંગલમાંના રીંછ સાથે
પડાવેલો બીજો ફોટો.

## પાળેલાં રીંછો.

અમો અઠ્ઠાવીસમી જુલાઇની સહવારે રસ્તો કાપતા હોટલની આજુ-બાજુ પગે લટાર મારવા નીકલ્યા, કે જ્યાં કાળાં રીંછોનાં ટોળેટોળાં અમે જોયાં. જ્યાં રીંછો એવાં પાળેલાં હતાં કે માણસથી જરાપણ બીએ નહી, પણ તેથી ઉલટું તો એ કે પાળેલા કુતરાની મુવાફેક હાથમાંથી લઇને ઉકમાઇથી ખાય છે. તેઓ માણસથી મુદ્દલ ડરતાં નથી તેમજ કોઇને જરાપણ ડરાવતાં નથી. અમેરીકનો રીંછોને લાડકવાયા નામથી બોલાવે છે, જેવાં કે (the powerful, gentle, unafraid) શુરવીર, મળતાવડું અને બીનદહેશત. આ લખ-નારે રીંછની સાથે મારા સાથીને ઉભા રાખીને સબી લેવડાવી છે, કે જે ફોટો છપાયલો જોવાથી વાંચનાર આલમની ખાત્રી થશે. બપોરનું ખાણું લીધા બાદ દોઢના સુમારે અમો બસમાં બેસી આગળ ચાલ્યા અને રસ્તામાં ટાવર ફોલ્સ, પેત્રીફાઇડ ત્રીઝ (કે જે જમાના થયાં ખુદ-રતી રીતે ઝાડના આકારો પથરના ટુકડાઓમાં ફેરવાઇ ગયેલા છે) તે વીગેરે જોઇ અમો. આગળ વધ્યા. સાંજે અમોએ હોટલમાં ઉતારો લીધો કે જેની અતરાફમાં એક મ્યુઝીયમ આવ્યું છે, તેમજ ગરમ ઝરા પણ છે, જ્યાં લોકો પોતાની તન્દુરસ્તીના ફાયદા અર્થે નાહવાનો લાભ લે છે.



ગરમ પાણીના ઉડતા ફુવારાઓ (Geysers)

અમો ઓગણત્રીસમી જુલાઇની સહવારે સાડાઆંઠના સુમારે બસમાં નીકળી રસ્તામાં ગરમ પાણીના ઝરાઓ, કુદરતી ઉડતા ગરમ પાણીનાં ફુવારાઓ (Geysers) તથા ફુવારાઓનાં પાણી જમા થવાથી બનેલાં તળાવોથી આવેલી ભરપુર જગ્યાઓ જોઇ. ઘણીગમ ગરમ પાણીનાં તળાવો તથા સરોવરમાંથી વરાળનાં ધુમાડાના ગોટેગોટા નીકળતા જોયા, કે જે દેખાવ એવું દેખાડતો હતો કે જાણે જંગલમાં આગ લાગી હોય, તેમ સફેદ વરાળના ગોટેગોટા નીકળતા માઇલો સુધી દેખાયા કરે, એ જોઇને અમો ખરેજ વીશમય થઇ ગયા હતા. વધુ રસ્તો કાપતાં અમોએ નીચેની જગ્યાએ જોઇ હતી, જેવી કે જુપીટર ટેરેસ, ગોલ્ડન ગેટ,



જુપીટર ટેરેસ ફ્રોલ્સ.

સીલવર ગેટ, રસટીક ફ્રોલ્સ નામના ધોધ, ગરજના કરતા પહાડ, જોડ સરોવરો, ફ્રાઇંગ પેન, નોરીસ ગેસર એઝીન, માઇંન્યુટ મેન ગેસર, ગેબન ફ્રોલ્સ, ટેરેસ હોપ સ્પ્રીંગ, ફાયર હોલ રીવર, લોઅર ગેસર, એઝીન, ફાઉન્ટન પેઇન્ટ પોટ, અક્ષેલસીઓર. ગેસર, ટરકવોઇઝ સ્પ્રીંગ, પ્રાઝમેટીક લેક, બીસકીટ એઝીન, બીસકીટ પુલ, મીરર પુલ, Jems સ્પ્રીંગ, સેન્ટીનલ ગેસર, મોરનીંગ ગલોરી, રીવરસાઇડ ગેસર, રોકેટ ગ્રોટો, કેસલ ગ્લેસર્સ વીગરે બીજા ગરમ સંખ્યાબંધ પાણીના ધોધો જોયા હતા, કે જે જોતાં અમો ચીતભ્રમ થવે,. અમારાં મન કુદરતની કરામતના વીચારોથી ગોયા લીન થઇ ગયા હતાં. આખી દુનીયામાં એટલે કે

ન્યુઝીલેંડ તથા આઇસલેંડ સીવાય બીજે કેથે પણ ઉપલી જાતના ઉડતા ગરમ પાણીના ફુવારાઓ (Geysers) જોવાની ઉમદા સોનેરી તક હાથ આવતી નથી. એ પાર્કમાં સઘળાં મળીને ત્રણ હજાર ઉડતા ફુવારા છે, કે જેપરથી વાંચનારાઓને એની મહત્વતાનો કાંઇક ખ્યાલ આવશે. અમોએ ત્રણ દીવસની મોટર બસની ડ્રાઇવમાં એકસો પંચીયાસી માઇલ કાપ્યા હતા.

## ગરમ પાણીનો દર પાંસેઠ મીનીટે ઉડતો વિચિત્ર ધોધ.

અમો 'યલો સ્ટોન પાર્કની ટુર'માં ત્રીજે દીવસે બપોરે સાડા-બાર વાગે ઓલ્ડ ફેથફુલ ઇન હોટલમાં ઠરીઠામ થયા અને પછી બપોરના સવાબે વાગે ઓલ્ડ ફેથફુલ ગેસર Old Faithful Geyser (ગરમ પાણીના ફુંવારા માફક ઉડતો ધોધ) જોવા ગયા, કે જે ઉપલાં હોટલની અંદરથી પણ બેઠાં બેઠાં દેખાય છે. શું કુદરતની કરામત હશે કે જાણે ચાવી આપેલાં ઘડીઆળની માફક દર પાંસેઠ મીનીટે એ ગરમ પાણીનો ધોધ જમીનમાંથી એકસો વીસ ફીટથી તે એકસો સીતેર ફીટ ઉંચે ઉડયા કરતો હતો.



**Old Faithful Geyser.**

**ગરમ પાણી ઉડવાની શરૂઆત દેખાડે છે.**



**Old Faithful Geyser.**

**ગરમ પાણી પૂર જોસમાં ઉડે છે તે દેખાવ**

જે લગભગ મુંબઇનાં અરધા રાજાબાઇ ટાવર કરતાં પણ વધુ ઉંચાઇએ ઉડે તેનો ખરેજ ખ્યાલ કરવો ઘટે છે. દર વખતે પંદર લાખ ગેલન પાણી બહાર ફેંકે છે, એટલે આખા દીવસમાં અમને જણાવ્યા પ્રમાણે ત્રણ કરોડ બત્રીસ લાખ પચીસ હજાર ગેલન ગરમ પાણી બહાર ફેંકે છે તથા એ ધોધ ચાર મીનીટ સુધી ઉડયા કરે છે અને પછી પાછો શાંત બની જાય છે. રાતને વખતે એ ધોધ ઉડતો હોય તે વખતે ભભુકદાર તેજસ્વી સર્ચ લાઈટ ફેંકવામાં આવે છે, જેથી કાંઇ ઓર મજાહ આવે છે. ઓલ્ડ ફેથફુલ ઇનમાં વીઝીટરોની જાણ માટે કાગળનું કાંટા સાથનું ઘડીયાળ મુકયું છે, જે પર એક વખત એ ધોધ ઉડયા બાદ બીજા ધોધને માટે ટાઇમ (જાણે ટ્રેન ઉપડવાનો ટાઇમ થયો હોય તે મુવાફક) આગળથી ઘડીયાળ માંડી રાખવામાં આવે કે જેથી કરીને વીઝીટરો જોવાને ચુકે નહીં. જેમકે જો બાર વાગે પાણીનો ધોધ ઉડયો હોય તો વળી પાછો બીજો ધોધ છેક એકને પાંચ મીનીટે ઉડવાનો શરૂ થાય, જ્યારે ત્રીજો ધોધ છેક બેને દશ મીનીટે ઉડે. એ પ્રમાણે પુતળાંને જેમ ચાવી આપીને દોડાવ્યા કરે તેજ મીસાલ એ ધોધ પણ ઉપર જણાવ્યા મુજબના મુકરર વખતે પોતાનું કામ કુદરતી રીતે કર્યો જ જાય છે, જેથી તેનો દેખાવ ઓર વધુ એના નામ પ્રમાણે

નીમકહલાલ ગમતીપુર્વક દીસે છે. જે દીવસે અમો ઉપર મુજબની મોજ મેળવી તેજ દીવસની સાંજે અમો બસમાં બેસી જાયંટ ગેસર, એમરલ્ડ પુલ, હેંડકરચીફ પુલ, ડેઝી પુલ, થ્રી સીસટર્સ, ગેસર્સ વીગેરે જોઇ અમારૂં દીલ રાજી કર્યું. હવે આપણે થોડા જાણીતા કુદરતી ફુવારાઓની ઉંચાઇ તથા કેટલી વખતે ઉડયા કરે છે, તે બાબે જણાવીએ તો તે એ કે–(૧) જાયંટ ગેસર જે બસોથી બસો પચાસ ફીટ ઉંચે ઉડે છે અને તે ઉડવાનું પોતાનું કામ એક કલાક સુધી જારી રાખી ઉડયાજ કરે છે અને તેબી વળી છથી ચઉદ દહાડાના ગાળે ઉડે છે. (૨) જાયંટેસ દોઢસોથી બસો ફીટની ઉંચાઇએ ઉડે છે કે જે બારથી છત્રીસ કલાક સુધીના ટાઇમ સુધી ઉડયા કરે છે પણ તે કોઇ કદાચજ ઉડતો થાય છે. (૩) ગ્રાંડ ગેસર કે જે બસો ફીટ ઉંચે ઉડે છે અને તે પા કલાકથી તે અર્ધો કલાક સુધી ઉડે છે અને તે આઠથી અગીયાર કલાકને ગાળેજ ઉડયા કરે છે. (૪) રીવર સાઇડ ગેસર કે જે હેંસીથી સો ફીટ ઉંચે પંદર મીનીટ સુધી ઉડયા કરે છે અને તે સાતથી આઠ કલાકનાં ગાળા પછી પાણી ઉડારવાનું પોતાનું કામ જારી રાખે છે. મજકુર 'yellow stone' પાર્કની મોટી ખુબી એ છે કે, એકસામટી રીતે ગરમ પાણીના ધોધ બીજા ઠંડાં પાણીના ધોધ, પાળેલાં રીંછો, જંગલી ગોધા, (બીઝન) હરણો, જાતજાતના પક્ષીઓ, વોલકેનીક જગ્યાઓ, ઉંચા ઉંચા પહાડો, પેત્રીફાઇડ ત્રીઝ વીગેરે જોવાને મળે છે. અમેરીકાનાં સઘળા પારકો સરકારી કાબુ હેઠળ હોય છે. એ પાર્કના સઘળાં હોટલો 'યલોસ્ટોન પાર્ક હોટલ' કંપનીના અમલ હેઠળ અને ત્રાફીકનો કારભાર 'યલો સ્ટોન ત્રાનસફર કંપની'ની હકુમત હેઠળ હોય છે. એ પાર્કમાં ત્રણ બાજુથી દાખલ થવાય છે. ઉપલા પાર્કને ત્રણ સ્ટેટસ લાગેલા છે, જેવા કે વાયોમીંગ, મોનટાના અને આઇડાહો. એ પાર્ક ફકત ત્રણ મહીનાજ ખુલ્લા રહે છે. તે વીસમી જુનથી તે ઓગણીસમી સપટેમ્બર સુધી અને તેટલા વખતમાં અઢી લાખ માણસો કેથે કેથેથી એ પાર્કની મુલાકાત લઇ પોતાનું મન બેવડી ખેહેલાવે છે.

ત્રીસમી જુલાઇએ બપોરનાં બે વાગે ઓલ્ડ ફેથફુલ હોટલમાંથી નીકળી રસ્તામાં કેપલર ફોલ ઇઝા સરોવર કે જે આઠ હજાર બસો

બાજુ પરથી એક નદી એટલાન્ટીક મહાસાગરમાં જાય છે અને બીજી નદી પેસીફીક મહાસાગરમાં જાય છે. એવી રીતનાં બે ઢળાણો આવેલાં છે, કે જેથી ઉપલું દરોબસ્ત નામ આપવામાં આવ્યું છે. ત્યાંથી અમો થંબ પેંટ પોટ નામ આગળ સાડાત્રણને સુમારે આવી લાગ્યા અને પોણાચાર વાગે મોટર બોટ 'એડીલેડ'માં બેસી ચાલીસ માઇલની ઝડપે



'યલો સ્ટોન લેક' અને 'એડીલેડ' મોટર બોટનો દેખાવ

'યલો સ્ટોન લેક' પસાર કર્યો અને એક કલાક બાદ અમો સરોવરની બીજી બાજુ આવી લેક હોટલમાં ઠરીઠામ થયા. બીજે દીવસે યાને એકત્રીસમી જુલાઇની સહવારે દશ વાગ્યા આગમજ માછલી પકડવાનો ઉદયોગ જોયા બાદ બસમાં બેઠા અને બપોરે વળી પાછા બાર વાગે સીલવન પાસ લોજમાં ફરાગાત થઇ દોઢ વાગે ત્યાંથી નીકળી સાંજના પાંચના ટકોરે કોડી ટાઉનમાં આવી લાગ્યા. લેક હોટલથી કોડીનો છેટો પંચ્યાસી માઇલનો હતો.

## ચાલો હવે ચીકાગો.

જમ્યા બાદ રાત્રે સવાસાત વાગે 'ધી યલો સ્ટોન કોમેટ' નામની ટ્રેનમાં સ્વાર થઇ નોરધર્ન પેસીફીક રેલ્વેમાં બરલીંગટનને રસ્તે ચીકાગો જવા માટે ઉપડયા. અમો પહેલ્લી ઓગસ્ટનો આખો દિવસ ટ્રેનમાં કાઢી બીજી ઓગસ્ટે સહવારે આઠ વાગે મીયાનીપોલીસ નામનું શહેર કે જે

નીમકહલોલ ગમતીપુર્વક દીસે છે. જે દીવસે અમો ઉપર મુજબની મોજ મેળવી તેજ દીવસની સાંજે અમો બસમાં બેસી જાયંટ ગેસર, એમરલ્ડ પુલ, હેંડકરચીફ પુલ, ડેઝી પુલ, થ્રી સીસટર્સ, ગેસર્સ વીગેરે જોઇ અમારૂં દીલ રાજી કર્યુ. હવે આપણે થોડા જાણીતા કુદરતી ફુવારાઓની ઉંચાઇ તથા કેટલી વખતે ઉડયા કરે છે, તે બાબે જણાવીએ તો તે એ કે-(૧) જાયંટ ગેસર જે બસોથી બસો પચાસ ફીટ ઉંચે ઉડે છે અને તે ઉડવાનું પોતાનું કામ એક કલાક સુધી જારી રાખી ઉડયાજ કરે છે અને તેબી વળી છથી ચઉદ દહાડાના ગાળે ઉડે છે. (૨) જાયંટેસ દોઢસોથી બસો ફીટની ઉંચાઇએ ઉડે છે કે જે બારથી છત્રીસ કલાક સુધીના ટાઇમ સુધી ઉડયા કરે છે પણ તે કોઇ કદાચજ ઉડતો થાય છે. (૩) ગ્રાંડ ગેસર કે જે બસો ફીટ ઉંચે ઉડે છે અને તે પા કલાકથી તે અર્ધો કલાક સુધી ઉડે છે અને તે આઠથી અગીયાર કલાકને ગાળેજ ઉડયા કરે છે. (૪) રીવર સાઇડ ગેસર કે જે હેંસીથી સો ફીટ ઉંચે પંદર મીનીટ સુધી ઉડયા કરે છે અને તે સાતથી આઠ કલાકનાં ગાળા પછી પાણી ઉડારવાનું પોતાનું કામ જારી રાખે છે. મજકુર 'yellow stone' પાર્કની મોટી ખુબી એ છે કે, એકસામટી રીતે ગરમ પાણીના ધોધ બીજા ઠંડાં પાણીના ધોધ, પાળેલાં રીંછો, જંગલી ગોધા, (બીઝન) હરણો, જાતજાતના પક્ષીઓ, વોલકેનીક જગ્યાઓ, ઉંચા ઉંચા પહાડો, પેત્રીફાઇડ ત્રીઝ વીગેરે જોવાને મળે છે. અમેરીકાનાં સઘળા પારકો સરકારી કાબુ હેઠળ હોય છે. એ પાર્કના સઘળાં હોટલો 'યલોસ્ટોન પાર્ક હોટલ' કંપનીના અમલ હેઠળ અને ત્રાફીકનો કારભાર 'યલો સ્ટોન ત્રાનસફર કંપની'ની હકુમત હેઠળ હોય છે. એ પાર્કમાં ત્રણ બાજુથી દાખલ થવાય છે. ઉપલા પાર્કને ત્રણ સ્ટેટસ લાગેલા છે, જેવા કે વાયોમીંગ, મોનટાના અને આઇડાહો. એ પાર્ક ફકત ત્રણ મહીનાજ ખુલ્લા રહે છે. તે વીસમી જુનથી તે ઓગણીસમી સપટેમ્બર સુધી અને તેટલા વખતમાં અઢી લાખ માણસો કેથે કેથેથી એ પાર્કની મુલાકાત લઇ પોતાનું મન ખેધડી બેહેલાવે છે.

ત્રીસમી જુલાઇએ બપોરનાં બે વાગે ઓલ્ડ ફેથફુલ હોટલમાંથી નીકળી રસ્તામાં કેપલર ફોલ ઇઝા સરોવર કે જે આઠ હજાર બસો બાંસેઠ ફીટની ઉંચાઇએ છે તે પસાર કર્યા બાદ સોસન પોઇન્ટ, કોનટીનેન્ટલ ડીવાઇડ કે જે આઠ હજાર ત્રણસો ચોસેઠ ફીટ પર આવી છે. તેની

બાજુ પરથી એક નદી એટલાન્ટીક મહાસાગરમાં જાય છે અને બીજી નદી પેસીફીક મહાસાગરમાં જાય છે. એવી રીતનાં બે ઢળાણો આવેલાં છે, કે જેથી ઉપલું દરોબસ્ત નામ આપવામાં આવ્યું છે. ત્યાંથી અમો થંબ પેંટ પોટ નામ આગળ સાડાત્રણને સુમારે આવી લાગ્યા અને પોણાચાર વાગે મોટર બોટ 'એડીલેડ'માં બેસી ચાલીસ માઇલની ઝડપે



'યલો સ્ટોન લેક' અને 'એડીલેડ' મોટર બોટનો દેખાવ

'યલો સ્ટોન લેક' પસાર કર્યો અને એક કલાક બાદ અમો સરોવરની બીજી બાજુ આવી લેક હોટલમાં ઠરીઠામ થયા. બીજે દીવસે યાને એકત્રીસમી જુલાઇની સહવારે દશ વાગ્યા આગમજ માછલી પકડવાનો ઉદ્યોગ જોયા બાદ બસમાં બેઠા અને બપોરે વળી પાછા બાર વાગે સીલવન પાસ લોજમાં ફરાગાત થઇ દોઢ વાગે ત્યાંથી નીકળી સાંજના પાંચના ટકોરે કોડી ઇનમાં આવી લાગ્યા. લેક હોટલથી કોડીનો છેટો પંચયાસી માઇલનો હતો.

## ચાલો હવે ચીકાગો.

જમ્યા બાદ રાત્રે સવાસાત વાગે 'ધી યલો સ્ટોન કોમેટ' નામની ત્રેનમાં સ્વાર થઇ નોરધર્ન પેસીફીક રેલ્વેમાં બરલીંગટનને રસ્તે ચીકાગો જવા માટે ઉપડયા. અમો પહેલ્લી ઓગસ્ટનો આખો દિવસ ત્રેનમાં કાઢી બીજી ઓગસ્ટે સહવારે આઠ વાગે મીયાનીપોલીસ નામનું શહેર કે જે

મ્યુનીસોટા સ્ટેટ મધ્યે છે, ત્યાં ઉતરી ગ્રે લાઇનની પારલર કારમાં મજાહ અર્થે નીકળ્યા. એ શહેરની વસ્તી સાડાચાર લાખની છે અને એ ઘઉંની મીલોને માટે જાણીતું છે. ત્યાં એક મોટી યુનીવરસીટી પણ છે.

## ત્રેવીસમે મજલે મુકામ.

ત્યાંથી આગળ મુસાફરી કરવા અમો સેન્ટ પોલ્સ શહેર મધ્યે આવી લાગ્યા અને ત્યાંનું યુનયન રેલ્વે સ્ટેશન કે જે ચાર કરોડ રૂપીઆ ઉપરનું કહેવાય છે તે જોવા ઉપરાંત સંગેમરમરની બાંધેલી પારલામેંટની ઇમારત અને સેંટ પોલનું દેવળ વીગેરે દુરથી જોઇ અમોએ અમારી જીજ્ઞાસા તૃપ્ત કરી. મજકુર મ્યુનીસોટા સ્ટેટની મુખ્ય રાજધાની સેંટ પોલ શહેર કહેવાય છે. સમીટ એવનયુ નામનો રસ્તો ઘણો જાણીતો છે અને ત્યાં કરોડપતીઓના બંગલાઓ આવેલા છે. એ શહેરની વસ્તી ત્રણ લાખની છે. અમો સહવારના નવ વાગ્યા પછી અમારી ત્રેન સેન્ટ પોલપર પાછી પકડી. ત્રેનની મુસાફરી દરમ્યાન આખો વખત રસ્તામાં દુન્યામાંની સઉથી લાંબી નદી નામે મીસીસીપી પસાર કર્યાં બાદ રાત્રે આઠ વાગે અમો ચીકાગો આવ્યા અને સ્ટીવન્સ હોટલમાં ત્રેવીસમે મજલે મુકામ કર્યો.

રાતનું ખાણું લીધા બાદ ચીકાગો થીએટરમાં અમારા અમેરીકન મીત્ર મી૦ જ્યોર્જની સાથે ખેલ જોવાની ગમત મેળવી હતી.

## જંગી સ્ટોર.

ત્રીજી ઓગસ્ટે અમો "મારશેલ ફીલ્ડનો" જંગી સ્ટોર જોવા ગયા, કે જેનો મેનેજર અમારો ફ્રેન્ડ મી૦ એડવર્ડ જ્યોર્જ પોતેજ હોવાથી ત્યાંની સર્વે સામગ્રીઓ જોવાની અમોને ઉમદા તક મળી ગઇ હતી. એ સ્ટોર જંગી અને જોવાલાયક હતો જેનું જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે. એ સ્ટોર આખા યુનાઇટેડ સ્ટેટ્સમાં બીજા કે ત્રીજા નંબરે આવે છે. એ સ્ટોરમાં ચાર લાખ ઘરાકોનાં ખાતાં છે, એટલુંજ નહી પણ તેર હજાર નોકરો અને કારકુનો કામ કરે છે. એ સ્ટોરની ઇમારતનો સંબંધ રેલ્વે સ્ટેશનની સાથે રાખવામાં આવ્યો છે, તેથી ઘરાકો તેમજ વીઝીટરો સ્ટેશન પરથી લીફ્ટમાં બેસીને સ્ટોરમાં હમા ચીજો વસાવવાને અર્થે જાય છે. ત્યાં સબ-વેઝ (જમીન હેઠળની દોડતી ત્રેનની પણ) મનમાનતી સગવડ રાખવામાં આવે છે. એ સ્ટોરમાં હમાચીજો મળી શકે છે, એટ-

તુંજ નહી પણ અધુરામાં પુરૂં આંખના ચસ્માનું ખાતું પણ ખાસ ત્યાં રાખવામાં આવ્યું છે, જ્યાં પાંચથી તે ૭ આંખના ડાકટરો દરદીઓને સલાહ આપવા માટે રોકાયલા રહે છે.

એ સ્ટોર તેર માળ ઉંચો છે, કે જેના દરેક માળો પરચુરણ ચીજો વેચવાને માટે વપરાય છે. એ સ્ટોરના બસો જુદી જુદી જાતનાં માલ વેચવાના ડીપાર્ટમેન્ટના વીભાગો ખાસ રાખવામાં આવ્યા છે કે જે વીભાગો એક મોટા મોહલ્લા જેટલો વીસ્તાર રોકે છે. જરઝવેરાત બનાવવાનો પણ ખાસ એલાહેદો ઓરડો દશમે મજલે રાખ્યો છે કે જેમાં કારીગરો આસાનીથી કામકાજ કરે છે. ત્રીજે માળે આવતાં માલ ખરીદનારાઓને લખવા વાંચવા માટેનો હોલ મળે છે કે જેમાં ચાલુ સંખ્યાબંધ ચોપાન્યાંઓ તથા ન્યુસ પેપરો પણ પોતીકા ઘરાકોને વાંચવાને માટે મુફ્ત મળે છે. એ ઉપરાંત વળી એક જુદો ફરસટ એડ રૂમ નર્સ સાથે તૈયાર રાખ્યો છે, કે જેમાં કોઇ માંદાંની સારવાર કરવામાં આવે છે. મજકુર ઓરડાની અંદર થીએટર ટીકીટ ઓફીસ પણ છે. કાંઇ સરસામાન ગુમાઇ ગયો હોય, તો તેને માટેની પુછપરછ માટે ખાસ જુદો ઓરડો રાખવામાં આવ્યો છે. સંખ્યાબંધ ટેલીફોન તથા ટેલીગ્રાફ ઓફીસ ઉપરાંત કેબલ ઓફીસ પણ ખાસ રાખી છે, કે જેથી કરીને પબ્લીકને કોઇ પણ જાતની હાડમારી પડે નહીં, એવો તે સગવડ ભર્યો ભવ્ય સ્ટોર છે. એ સ્ટોરને બારમે મજલે મોટો ડીનર હોલ આવ્યો છે, જ્યાં સામટાં આઠસો માણસો જમવાને માટે બેસે છે. સાતમે મજલે ટી અને ગ્રીલ રૂમ્સ છે, કે જ્યાં પબ્લીકને પણ જમવાનું મળી શકે છે. એક સામટા પચીસો માણસો જમવા બેસે છે. રોજની સરેરાશ હાજરી છ હજારથી નવ હજાર સુધીની કહેવાય છે. ત્રણુસે પચાસ વેત્રેસોનો એક નાનો કાફલો વીઝીટરોની ખીદમતમાં ઉભો રહે છે. ત્રીજે મજલે પુર્વ દેશોનાં, જેવા કે ઇરાન, કેશમીર વીગેરે મુલકોનાં કીંમતી જરજરીયાનવાળા ગાલીચાઓ જોવામાં આવે છે. બીજે મજલે જાણે કે મુંબઇમાંના ટાઉન હોલમાં પીકચર આર્ટ ગેલેરીના એકઝીબીશનમાં આવ્યા હોઇએ તેમ એ બીજો મજલો લગભગ એ પીકચર ગેલેરી પાછળ વાપરી નાખ્યો છે. સઘળો મળીને ફ્લોર એરીઆ (જમીનનો વીસ્તાર) પોણી ચોસેઠ એકર વપરાયલો છે. આખી બીલ્ડીંગની ઉંચાઇ બસે ઓગણીસ ફીટ છે અને ભોંયતળયાંની ઉંડાઇ તેતાળીસ

ફીટની છે. એકંદર અડસેઠ લીફ્ટો રાખવામાં આવી છે, કે જેનો રોજીંદો લાભ ૬૫ હજાર ઘરાકો લે છે. ખાસ પાંચસો કામદારો કામ કરી શકે તેવું એક ભુંબાખાનું પણ રાખ્યું છે. એક ખાસ કપડાં ધોવાનું ખાતું (સ્ટોરના માણસોના કપડાં ધોવાને માટે) રાખવામાં આવ્યું છે, કે જ્યાં કપડાં ધોવાનું કામકાજ કાળજીપુર્વક થાય છે. ટુંકમાં, એ સ્ટોર એક કલબ, હોટલ, લોબી યા રેલ્વે સ્ટેશનનાં જેવો મોટો ધમચકરી ભરેલો માલુમ પડે છે.

લોકપ્રીય નર મારશલ ફીલ્ડ ગયા સને અઢારસે ચોત્રીસની સાલના ઓગસ્ટ મહીનામાં બર્કશીયર હીલ્સમાં મેસેચ્યુસેટસમાં જન્મ્યો હતો. સને એક હજાર આઠસોને છપનની સાલમાં જાણીતા ચીકાગો શહેર મધે એ આવ્યો હતો અને એક જાણીતી પેઢીમાં કલાર્કની નોકરીમાં રહ્યો હતો. પાછળથી સને ૧૮૬૬ ની સાલમાં તે ત્યાં મેનેજર બન્યો અને ૧૮૬૪ ની સાલમાં તે એક ભાગીદાર બન્યો હતો. ૧૮૮૦ ની સાલમાં બીજા ભાગીદારો નીકળી જવે એણે પોતે મજકુર સ્ટોરનું નામ 'મારશલ ફીલ્ડ એન્ડ કંપની' તરીકેનું જાહેર કર્યું. ૧૯૦૬ ની સાલમાં એ પરગજુ નર કરોડો રૂપીઆનો જંગી ખજાનો મુકીને આ જહાનમાંથી પેલી જહાનમાં સદાને માટે ઉઠાંગરી કરી ગયો છે.

એ બાદ અમારા મજકુર અમેરીકન ફ્રેંડ સાથે મોટરકારમાં બેસીને રેસીન શહેર સુધીની ૭૫ માઇલ સુધીની ડ્રાઇવ કરી, રસ્તામાં અમો બીચ હોટલ સડસડાટ પસાર કરી ગયા, કે જે હોટલમાં હાલ ૨૫૦૦ ઓરડાઓ છે અને બીજા વધુ ૧૫૦૦ ઓરડાનો ઉમેરો થનાર છે, એટલે કે એકંદર ૪૦૦૦ હજાર ઓરડાઓનો સમાવેશ હવે પછી થનાર છે.

ઉપલું હોટલ જોયા બાદ અમો વધુ આગળ જાણીતા રબર જેવી ચાલવાની મીઠાઇવાળાની (chewing-gum) રીગલી બીલ્ડીંગ, તરફ હેરીયું લીધું. એટલુંજ નહી પણ ત્યાંથી અમારા પગલાં બેલ બીલ્ડીંગ, ૩૩૩ બીલ્ડીંગ, ત્રીબ્યુન ટાવર, ફીલ્ડ મ્યુઝીયમ, એકવેરીયમ, ચીકાગો ટેમ્પલ, ગ્રાંડ પાર્ક એવા જોવા લાયક સ્થળો તરફ લંબાયા હતા, કે જેની મોટર ડ્રાઇવ આશરે એકંદર ૧૩૦ માઇલ સુધીની થઇ હતી કે જેમાં જાણીતા મીચીગન બુલવાર્ડ પરની મોજમજાહ બહુ રસ પમાડ-

અમો ૪ થી ઓગસ્ટે સહવારના ૧૦ ના અમલે પ્રાઇવેટ મોટર-કારમાં બેસીને સાઉથ અને વેસ્ટ ચીકાગોની મોજ મેળવવા જઇ લાગ્યા. અમેરીકન પ્રજા ચીકાગો શહેરનો ઉચાર 'શીકાગો' કરીને કરે છે.

જર્મન રેસટોરાંમાં લંચ લઇ અઢીના સુમારે રીગલી હોમ ઓફ કબ્સના સ્ટેડીયમમાં બેઝ બોલની અમેરીકન રમત જોઇ. ક્રીકેટની રમત આખા યુનાઇટેડ સ્ટેટસમાં ભાગ્યેજ જોવામાં આવે છે. જેવી રીતે હિંદુસ્તાન મધે કવોડરેંગયુલર ક્રીકેટ મેચ રમાય છે તે પ્રમાણે યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં બેઝ બોલનું ટુર્નામેંટ રમાય છે. એ સ્ટેડીયમમાં પીસતાળીસ હજાર માણસો બેઠેલા અમારા જોવામાં આવ્યા હતા.

અમો પાંચમી ઓગસ્ટે રસ્તાનો મેહમાર નીહાળવાની ત્રીપે નીકળ્યા હતા કે જ્યાં રસ્તામાં દક્ષીણ વીભાગમાં વોશીંગ્ટન પાર્ક આવે છે, તે સહીસલામત પસાર કર્યું હતું. અમારી ઉપલી મુસાફરીમાં અમોએ



સ્ટેચ્યુ ઓફ ટાઇમ.

સ્ટેચ્યુ ઓફ ટાઇમ નામનું બાવલું પણ જોયું, કે જેની અતરાફમાં સઘળા મળીને એકંદર એકસો છપન નાનાં મોટાં પુતળાંઓ આવેલાં છે, કે જેમાં માણુસ જાતના સુધારા વધારાના (સુખદુખના ભાવીનું) ચક્ર જોવાય છે યાને તેમાં માણસજાતમાં સુધારા કેમ આગળ વધતા રહયા તે જોવામાં આવે છે. એ બાવલાંની સામે ફાધર ટાઇમ નામના એક બુઢા શખસનું બાવલું બાંધવામાં આવેલું છે, તે ખરેજ જોવાલાયક



સ્ટેચ્યુ ઓફ ટાઇમની સામેના એકસો છપન નાનાં મોટાં પુતળાંઓનો દેખાવ.

ગણાય છે. અમોએ ચીકાગો યુનીવરસીટી તેના મોટા કમ્પાઉન્ડના અંદરના ભાગમાંથીજ મોટરમાં બેસીને પસાર કરી હતી. લોકપ્રીય મહાન નર મી૦ રોકફેલરે એ યુનીવરસીટીને કરોડો ડોલર્સ બક્ષેસ કરેલા છે કે જેમાં ચૌદ હજાર છોકરાઓ શીખે છે. ચીકાગો મધ્યેનું મોટું શેર બજાર લાસાલ સ્ટ્રીટમાં આવેલું છે. શહેરના મધ્ય ભાગમાં લુપ ડીસ્ટ્રીકટ આવ્યું છે, તે રસ્તો ઘણો ઘોરી અને લોકોનો આવણજાવણનો મુખ્ય રસ્તો કહેવાય છે. તે મોટી વસ્તીવાળો ગણાય છે, કે જેનો એકંદર વીસ્તાર સવાથી તે દોઢ માઇલનો છે. અમારી બસની મુસાફરી દરમ્યાનમાં અમો રસ્તામાં 'સોલજર્સ ફીલ્ડ સ્ટેડીયમ' પણ જોવા ગયા, કે જેમાં એક લાખ ચાલીશ હજાર શખશો ઘણીજ આસાનીથી ફરાગત બેસી શકે છે. એ સ્ટેડીયમમાં જગ જાણીતી બોક્ષીંગની ફાઇટ થતી રહે છે.

આગલ વધતાં અમારી સ્વારી 'નીગ્રો કવારટર્સ' સુધી જઇ લાગી કે જે ચીકાગો શહેરનું મુખ્ય 'નીગ્રો ટાઉન' કરીને કહેવાય છે. એ શહેરમાં અઢી લાખ સીધીઓ છે કે જેઓ મજકુર લતામાં વસવાટ કરે છે. એ ઉપરાંત ત્યાં ચીનાઓનું વટીક અલાહેદું સંસ્થાન ચાઇના ટાઉન છે, ત્યાંના જાણીતા સીસેરો (Sicero) ડીસ્ટ્રીકટમાં પણ અમો જઇ લાગ્યા, કે જે ડીસ્ટ્રીકટ લુચા અને ખુનીઓનું મોટું મુખ્ય મથક

ગણાય છે અને રાતની વખતે દરેક માણુસ પોતીકી ડોક અને ગરદન હાથ પર રાખી ને અત્યંત બીક સહીત ફરે છે, કે રખેને નાહકની જીંદગી જોખમમાં આવી પડે. એ શહેરને માટે હસવામાં 'મરડર એ ડે' (રોજનું એક ખુનવાળું) કરીને સાધારણ કહેવાય છે. એ શહેરમાં સંખ્યાબંધ પાર્કસો આવેલા છે કે જેમાં લીનકન પાર્ક સૌથી મોટો છસો એકરનો છે કે જેમાં ઝુ (જાનવરો માટેનો બગીચો) પણ સમાઇ જાય છે. બીજા જાણીતાં પાર્કમાં ગ્રાંડ પાર્ક, જેકસન પાર્ક, વોશીંગ્ટન પાર્ક, ગારફીલ્ડ પાર્ક વીગેરે આવેલા છે. મ્યુનીસીપાલ ડકો લેકપર આવ્યો છે અને ચીકાગો નદી સાથે તેનો ધાડો સંબંધ છે. એ શહેરમાં રમતગમતનાં ચાળીસ સ્ટેડીયમો છે. જાણીતા શેરીડન એવેન્યુ મીચીગન લેક આગળથી છેક માઇલો સુધી લાંબો છે અને મીચીગન બુલેવાર્ડ પર એક મોટર ડ્રાઇવ લેવી તેબી એક પહેલાં નંબરની મજાહ કહેવાય છે. એ બુલેવાર્ડપરના ત્યાંના ગ્રાંટ પાર્કમાં બકીંગહેમ મેમોરીયલ ફુવારો આવ્યો છે, કે જે પેરીસના વરસેઇ ફાઉન્ટનની ખાસ નકલ મીસાલ છે, તે બહુ જોવા લાયક છે અને રાતની વખતે તેની ઉપર રંગબેરંગી તેજસવી ભભુકાદાર લાઇટો પથરાયલી રહેવે ફુવારાનાં વહેતા પાણીનો દેખાવબી ઓર પહેલા નંબરનો શોભાયમાન દીસે છે. બપોરે હોટલ પાસે આવેલો ફીલ્ડ મ્યુઝીયમ જોવા માટેનો મને મૌકો મલ્યો હતો જેને લગતા મારા અનુભવ મુજબ જણાવું તો તે ઘણો મોટો અને જોવાલાયક છે અને તેમાં આખી દુન્યાની સરવે દીલ બેહેલાવનારી ચીજો મુકવામાં આવી છે, તે ખરેજ પ્રસંગોપાત અને દીલપઝીર છે. જગજાણીતા તાજમહાલની આકૃતીનો નમુનો પણ ત્યાં ખાસ મુકવામાં આવ્યો છે કે જે જોનારનું મન હરી લે છે.

## જંગી કતલખાનું—૬૦ હજાર કામદારો.

અમો છઠી ઓગસ્ટે સહવારે દશના સુમારે ચીકાગો શહેરનું જગ જાણીતું સ્ટોકયાર્ડ અને જનાવરોને કાપવાની જગ્યા કહેવાય છે કે જે આરમર એંડ કંપનીની માલેકીની છે ત્યાં જઇ લાગ્યા. અમારા હોટલ આગળથી બસમાં બેસી અમો ત્યાં અરધા કલાકમાં જઇ પુગ્યા હતા. મજકુર કંપનીનો માણુસ ગાઇડ તરીકે અમારી સાથે આવ્યો અને અમને દરેક માહીતીથી વાકેફ કર્યા. એ સ્ટોક યાર્ડમાં ડુકકરો, ગાય, બકરા તથા મેંઢાં વીગેરે જનાવરોની કતલેઆમ થાય છે. એ યાર્ડમાં

સાઠ હજાર માણસો કામ કરે છે. એ કતલખાનામાં રોજીંદા છત્રીસસો મોટા જનાવરો, દશ હજાર આઠસો ડુકકરો, અને દશ હજાર મેંઢાં બકરાંઓ કપાય છે, એટલુંજ નહી પણ અધુરાંમાં પુરા લગભગ આઠ હજાર પાંચસો વાછરડાં પણ કપાય છે તેનો ખ્યાલ વાંચનાર રસીક તને આવે છે કે? મજકુર કંપની દર વરસે પીસતાળીસ કરોડ ડૉલર્સના યાને લગભગ સવા અબજ રૂપીઆના જનાવરો ખરીદે છે. દર વર્ષ મજકુર કતલખાનામાં એકંદર દોઢ કરોડ જનાવરો કપાય છે. કારખાનાનો વીસ્તાર ૫૧૪ એકરનો છે, જે ગોયા એક નાનું શહેર વસેલું હોય તેવો આબાદ દેખાવ આપે છે. જુદે જુદે ઠેકાણે મળી ૧૮ ઠેકાણે જનાવરો કપાય છે. કતલેઆમ મશીન વડેજ થાય છે. ખોરાક તરીકે ઉપયોગમાં આવતાં જાનવરોનું માંસ કામે લેવા પછી બાકી રહેલા ભાગમાંથી નીચે મુજબની જણાવેલી ચીજો બનાવવામાં આવે છે. જેવી કે–ચરબી, સાબુ, સરસ, વાયોલીનની સ્ટ્રીંગ, પેપસીન, જીલેટીન, બ્રશના બાલ, હાડકાંમાંથી સરસ, બટન, વીગેરે જેવી પેદાશો વીગેરે વીગેરે. બપોર પછી અમો ક્રેસંટ મેનયુફેકચરીંગ કંપનીમાં ગયા, કે જ્યાં અમારી પધરામણી એક ઓગણચાળીસ માળવાળી ભવ્ય ઇમારતમાં જઇ પુગી, કે જે ઇમારતમાં પંદર લીફ્ટસ હતી. તેની ગોઠવણ એવી રીતે કરવામાં આવી હતી કે પહેલી પાંચ લીફ્ટસોમાં એક માળથી તે તેર માળ સુધી જવાય, બીજી પાંચમાં ચઉદથી તે છવીસ સુધીના માળપર જવાય, જ્યારે ત્રીજી ગોઠવણમાં સતાવીસથી ઓગણચાળીસ સુધીનાં છેક ઉપલે મજલે સુધી જઇ શકાય અને વખત બરબાદ થાય નહીં. રાત્રે જમ્યા બાદ મોટરમાં ડ્રાઇવ લઇ અમો રાત્રે સવાઅગીયારને સુમારે ચીકાગો શહેર મધેથી ડેત્રાઇટ શહેર જે મોટરકાર ઇંડસ્ત્રીનું મોટું રાજધાની શહેર ગણાય છે ત્યાં અમારા પગલાં લંબાવ્યાં.

## ચીકાગોનું આઠ કરોડનું જંગી હોટલ.

હવે આપણે છોડી આવેલા ચીકાગો શહેર મધેનાં દુન્યાનાં સૌથી મોટાં હોટલ (Stevens) સ્તીવન્સ માટે બે બોલ લખીએ, તે એ કે એ હોટલ મીચીગન બુલવાર્ડ પર આવ્યું છે અને તેની બરોબર સામે લેક આવ્યું છે. મજકુર હોટલમાં ત્રણ હજાર ઓરડાઓ એક તથા બે બીછાનાવાળા આવેલા છે, કે જેમાં પાંચ હજાર માણસોને રહેવાની મનમાનતી સગવડ રાખવામાં આવી છે. એ હોટલની પાછળ ત્રણ કરોડ ડૉલર્સ યાને લગભગ ૮ કરોડ રૂપીઆનો બાદશાહી ખર્ચ થયેલો અડસટ-



**Stevens Hotel**

**દુન્યાનું સર્વથી મોટું બાદશાહી હોટલ.**

વામાં આવે છે. તે એક પચીસ માળનું મોટું જંગી હોટલ છે, કે જેમાં આ લખનારે છેક ત્રેવીસમે મજલે મુકામ કર્યો હતો. છેક ત્રેવીસમે મજલે રહેવાથી અમને એવો આબાદ ભાસ આવતો હતો કે જાણે અમો દુન્યાને મથાળે વસવાટ કરવાને માટે આવ્યા છીએ. ઉપરથી તે છેક નીચે સુધીનો દેખાવ એવો વધુ ખ્યાલ આપતો હતો કે, જાણે એરોપ્લેનમાં ચોખી ફરમાસુ હવા ઘોરવા નીકળી પડયા હોઇએ. એ ભવ્ય હોટલમાં દરેક જાતની મનમાનતી સગવડ રાખવામાં આવી હતી, જેવી કે રેજીસ્ટ્રેશન ઓફીસ, કેશીયર્સ, ઇન્ફર-મેશન બ્યુરો, બેલ કેપટનની ઓફીસ, મેલ ડેસ્ક, પોરટસ ડેસ્ક, પોસ્ટ એન્ડ ટેલીગ્રાફ ઓફીસ, ન્યુસ એન્ડ બુકસ સ્ટેનડસ, થીએટર ટીકીટ ઓફીસ, સંખ્યાબંધ ટેલીફોનસ, સેફ ડીપોઝીટ વોલ્ટસ (ઘરેણાં ગાંઠા તથા અસકયામત રાખવાનો ઓરડો), પારસલ રૂમ, ચેક ઓર બેગેજ રૂમ વીગેરે હોટલમાં દાખલ થતાં વચમાં મોટો ગ્રાન્ડ ફરતો સીટીંગ હોલ કે જે ઉપલો હોલ જોવાથી આબાદ એવો ખ્યાલ આવતો હતો કે કોઇ મોટા મહેલનાં ઓરડામાં દાખલ થતા હોઇએ. એ હોટલને લગતા જુદી

જુદી ગમ જમવાના ઓરડાઓ આવ્યા હતા જેવા કે ગ્રીલરૂમ, બેન્કવેટ રૂમ, ટેરેસ, ડીનર રૂમ એ પ્રમાણેના હતા. વળી આઠમે મજલે અલાહેદો જમવાનો ઓરડો ખાસ રાખવામાં આવ્યો છે. એ ઉપરાંત વળી અમોએ નાનો ફાઉનટન સ્ટોલ પણ જોયો હતો કે જેમાં થોડું ઘણું ઉપરટપકેનું ડ્રીંક તથા કોફી વીગેરે મળવાની પણ સારી સગવડ રાખવામાં આવી હતી. પછી જુદો રાઇટીંગ રૂમ, લાઇબ્રેરી, બોલ રૂમ (ડેન્સ કરવા માટે) રાખવામાં આવ્યો છે તે જોઇને અમો ઘણાં ખુશ થયા હતા. એ હોટલને લગતી સંખ્યાબંધ દુકાનો પણ ખાસ રાખવામાં આવી છે, જેવી કે કેમીસ્ત શોપ, બારબર શોપ, ફ્લાવર શોપ, તેમજ બચાંઓને માટે ચીલડ્રન ફેરી લેંડ, કાર્ડ રૂમ, બ્યુટી પારલર રૂમ, ઓડીટોરીઅમ રૂમ અને વળી બે ઘડી દીલ બેહેલાવવા માટે થીએટર પણ છે. એટલુંજ નહી પણ ઘણું સુખ સગવડ ભર્યું મોટું ખાસ કોમફર્ટ સ્ટેશનનો બંદોબસ્ત રાખવામાં આવ્યો છે. તે જંગી તેમજ નામાંકીત હોટલ છે. એ હોટલમાંની ચૌદ લીફટસ બાબે આપણે ઉપર જણાવી ગયા છીએ, તેની મુળ મકસદ એ છે કે ચોક્કસ લીફટસ અમુક માળો સુધીજ પોતાનું કાર્ય કરી શકે છે કે જેથી વખતનો બચાવ થાય છે. સઘળી લીફટસોની ઉપર દેખરેખ રાખવાને માટે ખાસ એક વડો અધીકારી નેમવામાં આવ્યો છે.

## ચીકાગોનું બ્યાન.

સને એક હજાર આઠસો ને ઇકોતેરનાં સાલમાં જ્યારે ચીકાગો શહેર મધ્યે ભારે મોટી આગ લાગી હતી તે વખતે એ શહેરની વસ્તી માત્ર ત્રણ લાખની ગણાતી હતી. ઉપલી ભયભીત આગથી રૂપીઆ અઢી કરોડનું જંગી નુકશાન થયલું અડસટવામાં આવ્યું હતું. એક લાખ માણસો ઘરબાર વીનાના થઇ જવા ઉપરાંત ત્રણસો માણસો આગમાં બળી ભસ્મ થયાં હતાં. એ ઉપરાંત બીજું વધુ ભારે નુકશાન થયું હતું, કે જેનો કાંઇ પાર નહોતો. ત્રણ વરસના ગાળા બાદ યાને એક હજાર આઠસો ને ચુમોતેરનાં સાલમાં એ શહેર પાછું તેના 'નવા રૂપ-રંગમાં' અપ-ટુ-ડેટ આકારમાં બંધાયું કે જે હાલ દુનીયાનું સૌથી પહેલ્લી પંક્તીનું શહેર ગણાય છે. એ શહેરની લંબાઇ ચોવીસ માઇલ અને પહોળાઇ ચૌદ માઇલ છે. એનો એકંદર વીસ્તાર બસો આઠ સ્કવેર માઇલનો છે. એ શહેરને છેક બાવીસ માઇલ સુધીનો લેક મીચીગન

લાગ્યો છે. વસ્તીની બાબદમાં એ દુનીઆમાં ઠીક નંબરે આવે છે. શહેરની વસ્તી લગભગ તેત્રીસ લાખ ઉપરની ગણાય છે. જે શહેર ત્રણ ભાગમાં વહેંચાઇ ગયેલું છે. ઉતર સાઇડમાં લોકોનું વસવાટનું રહેઠાણ આવેલું છે, જ્યાં ચીકાગો નદી એ શહેર મધ્યેથી પસાર થાય છે. દક્ષીણ વીભાગમાં, યુનીયન સ્ટોકયાર્ડ, રેલ્વેની વર્કશોપો અને આયર્ન એન્ડ સ્ટીલ મીલ્સ પણ છે. છેલ્લા પશ્ચીમના વીભાગમાં મેન્યુફેકચરીંગ એરીયા છે એટલુંજ નહી પણ છુટક માલ વેચવાની નાની મોટી દુકાનો પણ આવેલી છે. તે વેપારનું મુખ્ય ધામ છે. દક્ષીણ વીભાગ વેપારનું મુખ્ય મધ્યબીંદુ ગણાય છે કે જેમાં મોટી થીએટરો, બેંકો, હોટલો અને મ્યુનીસીપાલીટી વીગેરે આવ્યાં છે. મજકુર જણાવેલા વીભાગોમાં એલીવેટેડ ડીસ્ત્રીકટ આવ્યો છે કે જેને 'લુપ ડીસ્ત્રીકટ' કહે છે. એમ કહેવામાં આવે છે કે મજકુર ડીસ્ત્રીકટમાં ચોવીસ કલાકના અરસામાં દોઢ લાખ મોટર કાર્સ અને સ્ત્રીટ કાર્સ વીગેરે પસાર થાય છે એવો તે લોકોનો આવણજાવણનો મુખ્ય ધોરી રસ્તો ગણાય છે. મુખ્ય રસ્તાંઓ મીચીગન બુલેવાર્ડ, સીસેરો એવેન્યુ અને ચીકાગો એવેન્યુ વીગેરે છે. મીચીગન બુલેવાર્ડ પરથી રોજીંદી હજારોની સંખ્યામાં મોટરકારો દોડધામ કરે છે કે જેની બરાબર સામે મીચીગન સરોવર હરોળમાં લાગેલો છે. એ શોભા-યમાન શહેર મધ્યે પંચોતેર ઉપર જણાવેલા 'મારશેલ ફીલ્ડ'ના જેવા મોટા સ્ટોરસો આવેલા છે અને તે ઉપરાંત ત્યાં એકંદર બસો અગીઆર પબ્લીક પાર્કસ છે, એટલુંજ નહી પણ એકસોવીસ રમતગમતની જગાઓ છે, બાર બેધીંગ બીચીસ તરવાને માટે છે. ત્યાં બહોળો ફેલાવો પામેલું જાણીતું પત્ર, 'ચીકાગો ત્રીબ્યુન' પ્રગટ થાય છે કે જેની રોજની લગભગ સાત લાખ આવૃતીઓ છપાય છે. મજકુર દીલ બેહેલાવનારૂં શહેર ઇલી-નોઇસ સ્ટેટ મધ્યે આવ્યું છે કે જેમાં એકસો પંચોતેર બેંકો હોવા ઉપરાંત ત્યાં ત્રણ યુનીવરસીટીઓ પણ છે. હોટલ્સ, થીએટર્સ અને લાયબ્રેરી વીગેરેનો તો ત્યાં કાંઇ પાર નથી. એ શહેર મધ્યે જાણીતું કતલખાનું હોવાના સબબે ત્યાં અઢી લાખ નીગ્રોસ વસે છે કે જેઓ ત્યાંનાં કસાઇખાનામાં કામ કરે છે.

## રેલ્વે ચમત્કાર.

ચીકાગો શહેર રેલ્વેની બાબદમાં દુન્યામાં મુખ્ય જગા રોકે છે તે એ છે કે મજકુર શહેર મધ્યે સ્ટેશનના બસોછ રેલ્વે યારડસ છે, બસેં

પંચાવન ફ્રેટ રીસીવીંગ સ્ટેશનો છે અને બ્યાસી રેલ્વે ટરમીનલ્સ છે અને રોજની એક હજાર છસો ઉપર ટ્રેનો દોડે છે કે જે ટ્રેનોમાં રોજીંદા ત્રણ લાખ માણસોની શહેરમાં આવજાવ થાય છે. એવું તે વેપારવણજ તેમજ હરેક ધંધાના બાબમાં અમેરીકામાં બીજે નંબરે આવે છે તેની વધુ તારીફ કરવી ફોકટ છે. ચીકાગોનું 'મીટ પેકીંગ



ફોર્ડના જંગી કારખાનામાં દાખલ થવાનો મુખ્ય રસ્તો.

બીઝનેસ' (માંસ બહારગામ મોકલવાનું) દર વરસે ચાલીસ કરોડ ડોલર્સ યાને સવા અબજ રૂપીઆનું થવા જાય છે. ચીકાગો શહેર કે જે 'ઇલીનોઇસ સ્ટેટ'માં આવ્યું છે તે મજકુર સ્ટેટની રાજધાનીનું શહેર સ્પ્રીંગફીલ્ડ છે અને એ સ્ટેટના પ્રખ્યાત માણસોમાં 'લા-સાલ' કે જે મોટો શોધખોળ કરવાવાળો હતો એબ્રાહેમ લીનકન, મારકવેટ અને જોલીયેટ નામના પાદરીઓ હતા અને જગજાણીતો પુલમેન કાર બનાવનારો મી૦ જયોર્જ પુલમેન હતો. ઇલોઇનીસ સ્ટેટની વસ્તી ૬૫ લાખની ગણાય છે.

## હેનરી ફોર્ડનું જંગી કારખાનું.

અમો સાતમી ઓગસ્ટે સહવારે સાતને અમલે ડીટરોઇટ શહેર મધ્યે આવી ત્યાંનાં હોટલ નામે સ્ટેટલરમાં હરીહામ થયા બાદ ફરાગાત થયા પછી જગજાણીતા થયલા લોકપ્રીય નર મી૦ હેનરી ફોર્ડનું મોટરનું જંગી કારખાનું જોવા ગયા. એ જગજાહેર મોટરનાં કારખાનામાં દરેક

આદમીને દાખલ કરવા ઉપરાંત દરેક જોવા જનારને ગાઇડ પણ મળે છે કે જે હરેક બાબદોથી જોનારને વાકેફ કરે છે. એ જંગી કારખાનામાં એક લાખ પાંચ હજાર માણસો નોકરીએ લાગેલા છે અને કામદાર માણસોનો રોજીંદો પગાર પાંચથી તે પંદર ડોલર્સ સુધીનો છે એટલે કે ઓછામાં ઓછો રોજનો રૂપીઆ પંદર જેટલો પગાર એક નજીવા કામદારને મળે છે. એ કારખાનામાં એકસો સતાવન માઇલની રેલ રોડસ નાંખી છે અને તે કારખાનું આખો દીવસ ચોવીસ કલાક યાને ત્રણ ભાગમાં માણસોની આઠ કલાકની ફેરબદલીમાં ચાલે છે. અઠવાડીયામાં બે દીવસ રજા પાળવામાં આવે છે અને પાંચ દીવસ કામ ચાલે છે. એક આખી મોટર શરૂઆતથી તે છેવટના ભાગો સુધીની કેવી રીતે ઉભી થાય છે તે અમોએ ભારે હોંશ તેમજ ઉલટ સાથે જોયું હતું. એક મોટરકારના સઘળા ભાગો જોડીને તઇયાર બનાવતાં ફકત પીસતાળીસ મીનીટનો વખત લાગે છે અને દર પીસતાળીસ સેકનડે તૈયાર બનેલી મોટર ચાલુ થયલી હાલતમાં એકએકની પુઠે બહાર નીકળે છે. પઇડાં ગીયરસ વીગેરે હાડપીંજર જેવી ઉભી કરવામાં આવેલી મોટરકાર પઇડાંથી તે છેક તેના છેવટનાં આખા ભાગ સુધીમાં રફતે રફતે કેમ અપ-ટુ-ડેટ આકારમાં તૈયાર બને છે તે ખરેખર જોવાલાયક ચીજ છે. કારખાનાની જમીનનો વીસતાર અગીઆરસે એકર જેટલો છે. રોજીંદા આઠ હજાર મોટરકારના છુટા ભાગો બનાવવામાં આવે છે. સાતસો નેવું મોટરના ભાગો જોડી આખી સાતસો નેવું મોટરકારો દરરોજ બને છે એવું તે આખી દુનીઆમાં ભવ્ય કારખાનું ગણય છે. મોટરકારના બાકીના ભાગો બત્રીસ એસમબલીંગ પ્લાનટસ કે જે કેનેડા ઇંગ્લંડ વીગેરેની ફેકટરી છે ત્યાં મોકલવામાં આવે છે અને પછી તે શહેરોમાં છુટા પાર્ટસો સાથે જોડીને મોટરકાર આખી ઉભી કરવામાં આવે છે.

## એરોપ્લેનનું કારખાનું.

એ બાદ અમો 'ફોર્ડ એર પોર્ટ' જોવા ગયા, કે જ્યાં હેનરી ફોર્ડનું એરોપ્લેન બનાવવાનું કારખાનું આવેલું છે કે જેમાં અઠવાડયાનાં ચાર એરોપ્લેનો તૈયાર બને છે. ત્યારબાદ અમારા પગલાંઓ ઓટો-વુપી-રોલ કે જે સ્વીચ બેક જેવો પોખાળ રસ્તો બનાવેલો છે તે તરફ ફરી અમો ડીયરબોર્ન નામનાં ગામમાં જઇ લાગ્યા, કે જે ગામમાં દુન્યાનો મહાન અને શ્રીમંત પુરૂષ મી૰ હેનરી ફોર્ડનો જન્મ થયો હતો. હેનરી

પંચાવન ફ્રેટ રીસીવીંગ સ્ટેશનો છે અને બ્યાસી રેલ્વે ટરમીનલ્સ છે અને રોજની એક હજાર છસો ઉપર ટ્રેનો દોડે છે કે જે ટ્રેનોમાં રોજીંદા ત્રણ લાખ માણસોની શહેરમાં આવજાવ થાય છે. એવું તે વેપારવણજ તેમજ હરેક ધંધાના બાબમાં અમેરીકામાં બીજે નંબરે આવે છે તેની વધુ તારીફ કરવી ફોકટ છે. ચીકાગોનું 'મીટ પેકીંગ



ફોર્ડના જંગી કારખાનામાં દાખલ થવાનો મુખ્ય રસ્તો.

બીઝનેસ' (માંસ બહારગામ મોકલવાનું) દર વરસે ચાલીસ કરોડ ડોલર્સ યાને સવા અબજ રૂપીઆનું થવા જાય છે. ચીકાગો શહેર કે જે 'ઇલીનોઇસ સ્ટેટ'માં આવ્યું છે તે મજકુર સ્ટેટની રાજધાનીનું શહેર સ્પ્રીંગફીલ્ડ છે અને એ સ્ટેટના પ્રખ્યાત માણસોમાં 'લા-સાલ' કે જે મોટો શોધખોળ કરવાવાળો હતો અબ્રાહેમ લીનકન, મારકવેટ અને જોલીયેટ નામના પાદરીઓ હતા અને જગજાણીતો પુલમેન કાર બનાવનારો મી૦ જયોર્જ પુલમેન હતો. ઇલીઇનીસ સ્ટેટની વસ્તી ૬૫ લાખની ગણાય છે.

## હેનરી ફોર્ડનું જંગી કારખાનું.

અમો સાતમી ઓગસ્ટે સહવારે સાતને અમલે ડીટરોઇટ શહેર મધ્યે આવી ત્યાંનાં હોટલ નામે સ્ટેટલરમાં ઠરીઠામ થયા બાદ ફરાગાત થયા પછી જગજાણીતા થયલા લોકપ્રીય નર મી૦ હેનરી ફોર્ડનું મોટરનું જંગી કારખાનું જોવા ગયા. એ જગજાહેર મોટરનાં કારખાનામાં દરેક

## મોટરકાર ઇનડસ્ટ્રીનું રાજ્યધાનીનું શહેર.

ડીટ્રોઈટ શહેર કે જે મોટરકાર ઇન્ડસ્ટ્રીનું એક મોટું રાજ્યધાનીનું શહેર ગણાય છે ત્યાં મોટરનાં દશથી વધુ મોટાં કારખાનાઓ આવેલા છે જેવા કે—

(૧) કેડીલૅક, (૨) પૅકાર્ડ, (૩) ગ્રાહમપેજ, (૪) ક્રાઈસલર, (૫) ડોજ, (૬) હપમોબાઇલ, (૭) સ્ટુડબેકર, (૮) હડસન, (૯) આરસાઈન, (૧૦) ફીશર્સ મોટર બોડી પ્લાંટ અને (૧૧) ફોર્ડ ફેક્ટરી. ત્યાંનાં જાણીતાં બિલ્ડીંગોમાં સ્ટેટલર અને ન્યુ બુક કેડીલૅક છે. એ શહેર મધ્યે જાણીતા ઔષધીય નર પાર્ક ડેવીસનું કારખાનું આવેલું છે કે જેમધ્યે ચાર હજાર જાતની જુદી જુદી પેટન્ટ મેડીસીન્સ બનાવવામાં આવે છે એટલુંજ નહી પણ બરોઝ કેલક્યુલેટીંગ અને બીલીંગ મશીન્સ વગેરે પણ બનાવવામાં આવે છે. એ ઉપરાંત ત્યાં મોરગન અને રાઈટ કંપનીની મોટરકારનાં ટાયરો બનાવવાની કંપની પણ છે. જે દીવસે અમે ઉપર મુજબની મોજ પુરતા પ્રમાણમાં માણી, તેજ દીને બપોરે અમો બેલ-આઈલ પાર્ક જોવા ગયા કે જે ડીટ્રોઈટ નદીપર આવ્યું છે તેમાં કાસીનોનો પણ સમાવેશ થઇ જાય છે. પાર્કની અંદર બેસવાના બાંકડો ટેબલો તથા બાળકનાં રમવાના ઝુલાઓ રાખવામાં આવ્યા છે કે જેમાં મીજબાની કરવા આવનારી પાર્ટીઓને ગવર્નમેન્ટ તરફનાં ઉત્તેજન અર્થે કાઉસો મફત આપવામાં આવે છે. તેનું મુળ કારણ એ કે સહેલાણીઓ



**હેનરી ફોર્ડના કારખાના માંહેનો એક દેખાવ.**

ફોર્ડનો બાપીકો વીલા કે જે એનાં કારખાના આગળથી ચાર માઇલ દુર છે, તે પણ અમોએ સેહજ નીહાળ્યો કે જે બંગલો જોનારની નજરમાં ઘણો સાદો અને ભપકા વીનાનો દીસતો હતો. એ ગામ મધ્યે મી૦ હેનરી ફોર્ડે મોટી રકમે જમીન ખરીદી છે, કે જ્યાં એક મોટું મ્યુઝીયમ પબ્લીકને માટે તેઓ બ‚ધનાર છે, એમ અમે જાણ્યું હતું.

## મોટરકાર ઇનડસ્ત્રીનું રાજ્યધાનીનું શહેર.

ડીટરોઇટ શહેર કે જે મોટરકાર ઇન્ડસ્ત્રીનું એક મોટું રાજધાનીનું શહેર ગણાય છે ત્યાં મોટરનાં દશથી વધુ મોટાં કારખાનાઓ આવેલા છે જેવા કે—

(૧) કેડીએક, (૨) પેકાર્ડ, (૩) ગ્રાહમપેજ, (૪) ક્રાઇસલર, (૫) ડોજ, (૬) હપમોબાઇલ, (૭) સ્ટુડબેકર, (૮) હડસન, (૯) અરસકીન, (૧૦) ફીશર્સ મોટર બોડી પ્લાંટ અને (૧૧) ફોર્ડ ફેકટરી. ત્યાંનાં જાણીતાં હોટલોમાં સ્ટેટલર અને ન્યુ બુક કેડીએક છે. એ શહેર મધ્યે જાણીતા લોકપ્રીય નર પાર્ક ડેવીસનું કારખાનું આવેલું છે કે જેમધ્યે ચાર હજાર જાતની જુદી જુદી પેટન્ટ મેડીસીન્સ બનાવવામાં આવે છે એટલુંજ નહી પણ બરોઝ કેલકયુલેટીંગ અને બીલીંગ મશીન્સ વગેરે પણ બનાવવામાં આવે છે. એ ઉપરાંત ત્યાં મોરગન અને રાઇટ કંપનીની મોટરકારનાં ટાયરો બનાવવાની કંપની પણ છે. જે દીવસે અમે ઉપર મુજબની મોજ પુરતા પ્રમાણમાં ચાખી, તેજ દીને બપોરે અમો બેલ-આઇલ પાર્ક જોવા ગયા કે જે ડીટરોઇટ નદીપર આવ્યું છે તેમાં કાસીનોનો પણ સમાવેશ થઇ જાય છે. પાર્કની અંદર બેસવાના બાજઠો ટેબલો તથા જાથુકનાં સ્ટવના ચુલાઓ રાખવામાં આવ્યા છે કે જેમાં મીજબાની કરવા આવનારી પાર્ટીઓને ગવર્નમેન્ટ તરફનાં ઉત્તેજન અર્થે કોલસો મુફત આપવામાં આવે છે. તેનું મુળ કારણ એ કે સેહેલાણીઓ પોતાની સાથે જે ખાવાનું લાવ્યા હોય તેને ગરમ કરીને ખાય છે અને તેથી કરીને ગરમ ખાવાની લહેજત કાંઇ ઓર પ્રકારની લાગે છે. નદીની સામે પાર કેનેડાનો કીનારો છે, જ્યાં મી૦ હેનરી ફોર્ડે કેનેડાની 'એસેમબલીંગ પ્લાન્ટ'નું કારખાનું બંધાવ્યું છે.

## અજાયબીભરેલો બુગડો.

આઠમી ઓગસ્ટે તમારો સેવક સહવારે આશરે સાડા દશના સુમારે પગે ચાલતો જનરલ મોટર્સ અને ફીશર્સ બીલ્ડીંગ જોવા જઇ લાગ્યો. મજકુર બીલ્ડીંગની નીચેથી એક ટનલ પસાર થાય છે, કે જે રસ્તાની નીચેથી થઇને ફીશર બીલ્ડીંગ કે જે રસ્તાની પેલી યાને બીજી બાજુ છે, તેમાં એ ટનલનો સમાવેશ છે. એ ટનલ અર્ધો માઇલ લાંબી



## જનરલ મોટર્સ બીલ્ડીંગ.

છે. જનરલ મોટર્સ બીલ્ડીંગમાંથી બુગડાને રસ્તેથી છેક ફીશર્સ બીલ્ડીંગના છેડા સુધી આ લખનાર જઇ પુગ્યો હતો. ટનલમાં ધમધોકાર તેજસ્વી ભભુકાદાર ઇલેકટ્રીક લાઇટસ હોવા ઉપરાંત વળી ત્યાંથી હજારો માણસોની જાવઆવ એટલી મોટી સંખ્યામાં જોવામાં આવતી હતી, કે તે જોઇને ખરેજ આંખે ચીતરી આવે. કહે છે કે એ બુગડામાં થોડાક સમયમાં ત્રામ કાર્સ પણ દોડનાર છે. બુગડા વિષેનો ખ્યાલ એમ કરવો ઘટે છે કે જાણે આપણી અલબેલી મુંબઇ નગરીનાં કોટમાંનાં ચર્ચગેટ સ્ટેશનથી જો આપણે જમીનના માંહેલા બુગડામાં દાખલ થતાં રસ્તો કાપતા જઇએ તો પછી બીજી બાજુ છેક અર્ધા માઇલને છેટે ટાઉન હોલ સુધી આપણે આવી લાગીએ. મજકુર બુગડાનો ખ્યાલ વાંચક વર્ગ હવે તારા ધ્યાનમાં આવી શકશે. એ બાદ સાત ભાઇઓની માલેકીની ફીશર બીલ્ડીંગની મુલાકાત લીધી હતી. તે અઠાવીસ માળની ઉંચી ભવ્ય ઇમારત છે અને જમીનથી ચારસો ચાલીસ ફીટ ઉંચાઇમાં છે કે જે ગ્રેનાઇટ તથા કીમતી મારબલની બાંધેલી છે. દીવાલોપર જાત જાતના રંગબેરંગી અને દીલપઝીર આકૃતીનાં ચીત્રામણો પાડેલાં છે કે જે ખરેજ જોવાલાયક છે. એ ઇમારત મધ્યે દાખલ થવાના પાંચ દરવાજાઓ આવે છે. એ ઇમારતના નીચલા યાને ભોંયતળીયાંના ભાગમાં તેમજ વળી પહેલા બે મજલે જાત જાતના માલ વેચનારાઓની સંખ્યા-

બંધ દુકાનો જોવામાં આવે છે જ્યારે બીજા બાકીના મજલાઓ પર ઓફીસો આવેલી છે. મુલાકાતે આવનારાઓ માટે ફર્સ્ટ ક્લાસ ટી વીગેરેનો બંદોબસ્ત હોવા ઉપરાંત વળી લંચ ઇત્યાદીની પણ સારી સગવડ રાખવામાં આવેલી છે. આટલું છતાં અધુરામાં પુરૂં બેંકીંગ વગેરેનો પણ સારો બંદોબસ્ત રાખવામાં આવ્યો છે. સઘળા મજલાઓ રબર ટાઇલસની ફ્લોરીંગથી જડી દેવામાં આવ્યા છે કે જેથી આસપાસની ઓફીસવાળાઓને જરાએ ઘોંઘાટ લાગે નહી. એ ઇમારતમાં વળી એક જંગી થીએટરનો પણ સમાવેશ થયલો છે કે જેમાં લગભગ ત્રણ હજાર માણસો બેસી શકે છે. સૌથી વધુ અગત્યનું એ બીલડીંગ માટે લખવાનું કે એ ભવ્ય ઇમારતમાં એકથી તે તેર માળ સુધીમાં વળી ફીસર ગેરેજ (મોટર રાખવાની જગ્યાની) સેપરેટ વીંગ યાને જુદો વીભાગ ખાસ રાખવામાં આવ્યો.

## અગીયાર મજલાઓ 'ગેરાજ' માટે.

એ ઇમારતના અગીઆર મજલાઓ 'ગેરેજ' તરીકે વપરાય છે કે જે (ઢળાણ) મધ્યે અજબ ગ્રેડીઅંટે (Lothrop) 'લોથ્રોપ એવેન્યુ' (યાને ગેરેજના રસ્તાનું નામ આપવામાં આવ્યું છે) કે જે રસ્તો એક ઉપર જતી મોટરને માટે બનાવ્યો છે, જ્યારે બીજો બીજી તદનજ જુદી એવેન્યુ નીચે તરફ જવાને માટે બાંધેલો છે કે જેથી કરીને અથડાઅથડી થવાનો મુદલ સંભવ રહે નહી. એ ઉપરાંત વળી સાઇડમાં નાનો ફુટપાથ પણ બાંધયો છે. એ ભવ્ય ઇમારતના ગેરેજોમાં લગભગ અગીઆરસો મોટરો રાખવાનો અચ્છો બંદોબસ્ત રાખવામાં આવ્યો છે. દરેક માળેમાળ ગેસોલીન (પેટ્રોલ) ઓઇલ, પાણી, હવા મારવાનો પંપ વગેરેની ખાસ સગવડ રાખવામાં આવી છે. એ ઉપરાંત વળી સરવીસમેનો તેમજ મીકેનીકો ઘરાકોની સગવડ સાચવવા અર્થે ખાસ રોકવામાં આવેલા છે. ઓટોમેટીક લીફ્ટસો કે જે દરેક લીફ્ટમાં તેર માણસો એકકી વેળાએ ઉપર જઇ શકે છે, એવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે. તેમ થવે વખતનો પણ બચાવ થાય છે. એ ગેરેજોનો ફ્લોર સ્પેસ બે લાખ પાંસેઠ હજાર સ્કવેર ફીટનો છે. મોટા રસ્તા પરથી મોટરો પસાર થતી હોય તેમ એ ઇમારતમાંથી મોટરો ઉપર નીચે ચાલુ જાવ આવ કરે છે, કે જેથી હીંદુસ્તાનના પરાયા મુલકના રહેવાશીઓને તો તે અજબ જેવું લાગે છે. મોટર દીઠ ગેરેજ સ્પેસનું દીવસનું ભાડું માહીનાના વીસ ડોલર યાને આશરે રૂપીઆ

સાઠનું લેવામાં આવે છે, જ્યારે આખા વખતના યાને ચોવીસ કલાકનું મહીનાનું ભાડું ત્રીસ ડોલર યાને લગભગ રૂપીઆ નેવું લેવામાં આવે છે. છેવટે છેક ઉપરના અઠાવીસમે મજલે પુગતાં મેં ત્યાંથી આખા ડીટરોઇટ શહેરનો તેમજ ઇન્ડસ્ત્રીયલ કારખાના વીગેરેનો સામટો મનમોહક દેખાવ જોયો હતો કે જે હજી સુધી આંખો સામે ખરેજ રમયા કરે છે.

એ પછી હું બીજી 'જનરલ મોટર્સ બીલ્ડીંગ' કે જે પંદર માળની ઉંચી છે તે જોવા ગયો હતો. એ ઇમારતનો પ્લાન એવો ઘડવામાં આવ્યો છે કે જે બે ભાગની બનેલી છે. એક પંદર માળની ઉંચી અને એની સાથની જોડાયલી બીજી ઇમારત પાંચ માળની છે. પંદર માળવાળી ઇમારતમાં 'કાફે ટેરીયા' છે. જેમાં એક હજાર માણસો બેસી શકે છે, એટલુંજ નહી પણ સેપરેટ બેન્કવેટ હોલમાં પણ એક



૨૮ મજલાની ફીશર બીલ્ડીંગ.

જાર માણસો આસાનીથી બેસી શકે તેવી સગવડ રાખવામાં આવી છે.
ઇમારતમાં વળી એક મોટો આડીટોરીયમ હોલ છે, જેમાં એક હજાર
પસો સાઠ માણસો બેસી શકે તેવી સગવડ રાખવામાં આવી છે. મજ-
કુર હોલમાં ભાષણો, નાટકો તેમજ સીનેમાના 'શો' પણ થાય
છે. એ ઉપરાંત વળી ત્યાં નેશનલ બેંક પણ તેના 'સેફ ડીપોઝીટ
વૉલ્ટસ' સાથે રાખેલી છે, કે જેમાં પાંચસો કામદારો તો ફક્ત આખી
ઇમારતપર દેખરેખ રાખવા માટે ખાસ રોકેલા છે. વળી એમાં એક
હજાર આઠસો સીતેર આફીસો આવેલી છે, જેમાં છ હજાર માણસો



ડીટરોઇટ શહેરનો દેખાવ.

કામ કરે છે. સઘળો મળી 'ફ્લોર એરીયા' ત્રીસ એકરનો છે. એ ઇમા-
રતમાં સતાલીસ લીફ્ટો છે. એની ઉંચાઇ બસોવીસ ફીટની છે. ભોંય

તળીયે મોટરનો 'શોરૂમ' ફરતો રાખ્યો છે. પછી છેવટે જનરલ મોટર્સ બીલ્ડીંગના પંદરમા મજલાને મથાળે જઇ ત્યાંની સામે આવેલી ફીશર્સ બીલ્ડીંગ નીહાળી કે જે એ બીલ્ડીંગ તેમજ ઉપર જણાવવામાં આવેલી ઇમારત વચેનું એક સરખાપણું એવો ખ્યાલ આપતો હતો કે બંને બીલ્ડીંગોને જાણે કે બાપ બેટાના જેવો ઘાડો સંબંધ હોય તેવો દીસ્તો હતો. વળી વધુમાં પુરાવો એ હતો કે આપણે ઉપર જણાવી ગયા તે બુગડાની વિશેષ સાબીતી હતી.

અમો એ દીને ઉપર મુજબનો અનુભવ મેળવી તે દીને સાંજે પાંચને અમલે 'ન્યુ યોર્ક રેલ્વે'માં બેસી ટલીડો જવા નીકળ્યા, જ્યાં રાત્રે સાત વાગતે પુગતાં હોટલ વાલડ્રોફમાં ઠરીઠામ થયા. હવે આપણે છોડી આવેલા ડીટરોઇટ શહેર માટે બે બોલ લખીએ, તે એ કે એ શહેર ડીટરોઇટ નદીપર આવ્યું છે. તેનો હંસી સ્કવેર માઇલનો વીસ્તાર છે. ડીટરોઇટ શબ્દ ફ્રેંચ ભાષાને લગતો છે, જેનો અર્થ 'સ્ટ્રેઇટ' યાને સાંકડો 'વૉટર વે' એવો થાય છે, કે જે નામ ફ્રેંચ પ્રજાએ ડીટરોઇટ અને કેનેડાની બાઉન્ડરીથી છુટો પાડે છે, તે ઉપરથીજ ઉપલું નામ મશહુર થયું છે. એ શહેર એક હજાર સાતસોને એકનાં સાલમાં 'એન્ટોયની કેડીલેક' નામનાં મહાન ગ્રહસ્થે સ્થાપ્યું હતું, કે જે વેળાએ ત્યાં ફક્ત સો માણસનીજ વસ્તી હતી. એક હજાર સાતસો સાઠનાં સાલમાં ફ્રેન્ચોનાં હાથમાંથી એ શહેર ઇંગ્રેજોના હાથમાં આવ્યુ અને ત્યાર બાદ વરસો વહી ગયા બાદ વળી પાછું તે એક હજાર સાતસો છન્નુંનાં સાલમાં યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાની માલેકીનું થઇ ગયું. વરસોના વહેવા બાદ નવો દાવ શરૂ થયો અને એક હજાર આઠસો બારનાં વર્ષમાં તે એક વખત પાછું અંગ્રેજોનાં હાથમાં આવ્યું અને ત્યારપછી બીજે વરસે યાને સને એક હજાર આઠસો તેરનાં સાલમાં પાછું યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાના હાથમાં ગયું કે જે મીચીગન સ્ટેટમાં હાલ આવેલું છે. તેની હાલની વસ્તીનું પ્રમાણ અગીઆર લાખ ઉપરનું છે. એક હજાર નવસો દશનાં સાલમાં ડીટરોઇટ શહેર મધ્યેનાં ઇન્ડસ્ત્રીયલ વર્કસમાં એક લાખ તેર હજાર માણસો કામકાજે રોકાયલા હતા, જ્યારે હાલ સાડાત્રણ લાખ માણસો કામકાજ કરે છે, એમ અમારી જાણમાં આવ્યું હતું. સને એક હજાર નવસો ચઉદનાં સાલમાં મોટર કારની ફેકટરીઓમાં એકસઠ હજાર શખસો કામે લાગ્યા હતા કે જે વર્ષમાં



ડીટરોઇટ શહેરનો બર્ડઝ આઇ વ્યુ

લગભગ ત્રણ લાખ મોટરકારો બનાવવામાં આવી હતી. મજકુર શહેર મધ્યે ગયા સને એક હજાર નવસો ઓગણીસનાં વર્ષમાં મોટરકારનાં કારખાનામાં દોઢ લાખ માણસો કામે વળગ્યા હતાં, જેઓએ લગભગ અગીઆર લાખ મોટરકારો ઉભી કરી હતી, જેમાં આઠ લાખ મોટરો જાણીતી ફોર્ડ મેકરની હતી. પ્રખ્યાત પેકાર્ડ અને ડોજ કંપનીઓએ (દરેકે) સોળથી સતર હજાર કામદારોને રોકયા છે, જ્યારે લોકપ્રીય ફીશર બોડી કંપનીએ સાત હજાર આંઠસો કામદારોને કામે લગાડેલા છે. દુન્યામાં જગમશહુર થયલી ફોર્ડ મોટર્સ કંપનીવાળાએ તો પોતાના કામદારોની તથા તેઓનાં કુટુંબીઓની હરેક પ્રકારની સુખ સગવડો સચવાય એ અર્થે ખાસ સ્કુલ, હોસ્પીટલ, સીનેમા થીયેટર્સ, ઓડીટોરીયમ, સસ્તા અનાજના સ્ટોરો, મીટ મારકેટ, કપડાંલતાં વીગેરેની દુકાનો, વોશીંગ કંપની, લેબોરેટોરી વીગેરેનો બંદોબસ્ત કરવા ઉપરાંત ત્યાં છાપો પણ પ્રગટ થાય છે, કે જેથી કામદાર વર્ગને દુન્યાની સર્વે હકીકતો જાણવાને મળે અને તેથી તેઓ સારી રવેશે વાકેફગાર થાય. કામદારોની તનદુરસ્તીની જાળવણી અર્થે દારૂ વીગેરેનો ઉપયોગ કરવાની સખત મનાઇ કરી છે. મી૦ હેનરી ફોર્ડ દારૂ પીવાનો ઉપયોગ નહી કરવો તે બાબદમાં માનનારો છે તેનો દાખલો અમો વાંચનાર આલમની જાણ અર્થે અત્રે ટાંકી બતાવીએ તો તે એ કે થોડાં વર્ષની વાત ઉપર એ લોકપ્રીય નર ઇંગ્લાંડ ગયો હતો, જ્યાં

ટેબલપર એમનાં બાકાં ફુંકાયાં ત્યારે એ લોકપ્રીય નરે ઠંડે કલેજે ઉઠીને ફકત સોળ અક્ષરોનાં વાકયમાં નીચલો જવાબ વાળ્યો હતો કે:—

'Ladies and Gentlemen, Mrs. Henry Ford and myself thank you all for your very kind words.'

## નામાંકીત હેનરી ફોર્ડ બાબેની નોંધ.

હવે આપણે પ્રસીદ્ધ હેનરી ફોર્ડ બાબે થોડુંક લખી વાંચક વર્ગને જણાવશે તો તે એ કે એ મહાન નર આખી દુન્યામાં વેપારી લાઇનમાં સંગીન તેમજ સાદો માણસ ગણાય છે. તેમણે ૧૮૯૨ માં પોતાની જાતી ખંત મુજબ પહેલી ફોર્ડ કાર તૈયાર કરી હતી, જે બાદ અઠાવીસથી તે ચાલીસ વરસની વય એઓએ મોટરકારની શોધખોળ તેમજ સુધારાવધારા કરવા પાછળ ગાળી હતી અને જયારે તે કામમાં તેઓ કણકણ હીરા મીસાલ બન્યા ત્યારે મોટરકાર બનાવવાનું શુભ મંડાણ કર્યું હતું અને તે વેળાથીજ ફોર્ડ મોટર કંપનીનું નામ આખી દુનીયામાં ખરેજ આશકારા થયું છે.

## અઠાવીસ હજાર ડોલર્સ સાથે સ્થાપેલું કારખાનું.

હેનરી ફોર્ડે ૧૯૦૩ માં ૧૬ મી જુને પોતાની કું. ૨૮ હજાર ડોલરની થાપણ સાથે શરૂ કરી હતી. જો કે એ મહાન વીદ્વાન ધંધાદારી પુરૂષ પહેલ્લેથીજ અગમચેતી વાપરીને એક લાખ ડોલરની સબસક્રાઇબડ કેપીટલ એલાહેદી રાખી મુકી હતી તે ધંધો પહેલ્લેથી કોહીનુરના હીરાની મુવાફેક ધંધાની બાબદમાં ખરેજ એવો ઉત્તમ સોના મીસાલ પુરવાર થયો હતો કે આજ દીન સુધી તે દુન્યામાં ધંધાની હરોળમાં સૌથી પહેલી પંકતીએ વગર શકે મુકાય છે. ધંધાની શરૂઆતથી તે છેક સને એક હજાર નવસો ચોવીસ (૧૯૨૪)ના સાલની ચોથી જુન સુધીમાં એ મહાન શખસે લગભગ એક કરોડ જેટલી કારો દુન્યાને પુરી પાડેલી કહેવાય છે. ગયા એક હજાર નવસો પચીસ (૧૯૨૫) ના સાલની વીસમી જુન સુધીનાં એક વર્ષનાં ગાળા દરમીયાનમાં તો વળી બીજી લગભગ વીસ લાખ જેટલી 'ફોર્ડ મોટરકારો' પુરી પાડી છે, એટલુંજ નહીં પણ વળી એક હજાર નવસો સતાવીસ (૧૯૨૭)ના સાલની પચીશમી મે સુધીના વખતમાં કે જે વખતે કારખાનાનું મંડાણ

થયું ત્યારથી તે ઉપલાં સાલ સુધીના વખતમાં તો આખી દુન્યાને લગભગ દોઢ કરોડ જેટલી કારો પુરી પાડી છે. એવી રીતે તેણે સાહસીક વેપારી બચ્ચો પુરવાર થઇને દુન્યાને ખરેજ છક કરી નાંખી છે. ૧૯૨૭ ના સાલથી 'ફોર્ડ મોડલ ટી' '(T)' એ મેકરનું નામ બદલીને આજ સુધીમાં તેને 'મોડલ 'એ' મેકરની' કાર બનાવી છે, કે જે મેકર આજે આખી દુન્યામાં ઘણોજ મશહુર છે. મજકુર 'એ મેકરના મોડલ'ની કાર પર સૌથી પહેલવહેલી મી૦ હેનરી ફોર્ડે હાથમાં હથોડી તથા છીણી ખીલો લઇને અક્ષરો કોતરવાની શરૂઆત કરી હતી, કે જે ખરેખર એઓને માટે મગરૂર થવા સમાન છે. ફોર્ડ ગાડીઓનો વપરાસ આખી દુન્યામાં ઘણોજ છે, એ છતાં તે બીજી કારો કરતાં ઘણીજ સસ્તી કીંમતે મળે છે.

## હેનરી ફોર્ડ પાસે આઠ અબજ રૂપીયા.

આટલું ઉપર મુજબનું જણાવ્યા બાદ અમો અમારી મુળ બાબદ પર આવીશું, તે એ કે આખા યુનાઇટેડ સ્ટેટસમાં ફોર્ડ કંપનીના ઓથોરાઇઝડ ડીલર્સ નવ હજાર જેટલા છે, કે જેઓએ લગભગ ત્રીસ હજાર જેટલા 'ફોર્ડ સેલ્સમેનો' બીઝનેસને અર્થે રાખેલા છે. તેઓ મોટી સંખ્યામાં મોટરનું વેંચાણ દુન્યાના કોઇ પણ ભાગમાં કરે છે. મજકુર મહાન નરની ઉમ્મર હાલમાં ૬૯ વરસની છે અને તેમની પોતીકી અંગત પુંજી એકંદર રૂપીઆ આઠ અબજ જેટલી કહેવાય છે.

## દુન્યામાં વંપરાતી મોટરકારો.

૧૯૨૯ માં દુન્યામાં એકંદર વપરાતી ત્રણ કરોડ મોટરકારોમાંથી લગભગ રાા કરોડ મોટરકારો ફક્ત યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા મધે ચાલુ વપરાસમાં હતી તે વીષેનો ખ્યાલ વાંચક વર્ગને કાંઇ આવે છે કે? આ મોટરકારોની સેન્સસ યાને ગણત્રી અમેરીકા મધે પ્રગટ થતા ઓટોમોબાઇલ નામના ચોપાન્યામાં જણાવવામાં આવી છે કે જે નીચે મુજબ છે.

તા૦ ૧ લી જાન્યુઆરી ૧૯૩૧ ના દીને સઘળી મળીને ૩ કરોડ અઠાવન લાખ દશ હજાર સાતસો અડસેટ મોટર ગાડીઓ દુન્યાના જુદા જુદા ભાગોમાં વપરાઇ હતી: હાલમાં જો કે દુન્યાના જુદા જુદા ભાગોમાં ધંધાની મંદી એકદમ વ્યાપી રહી છે, તે છતાં વર્ષ દરમ્યાન ૭ લાખ એકતાળીસ હજાર ગાડીનો ઉમેરો થયો હતો.

હવે જુદા જુદા દેશોમાં ગયા સને ૧૯૨૯–૩૦ ના વર્ષ દરમ્યાન નીચે મુજબ મોટરકારોનો રજીસ્ટર્ડ ઓર્ડર થયો હતો.

| દેશ | ૧૯૩૦ | ૧૯૨૯ |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ | ૨૬૬૯૦૯૪૯ | ૨૬૫૬૪૮૫૫ |
| ગ્રેટ બ્રીટન | ૧૫૫૮૦૩ | ૧૪૭૪૩૦૯ |
| ફ્રાંસ | ૧૧૦૦૩૮૭ | ૧૩૨૨૭૮૭ |
| કેનેડા | ૧૨૧૫૦૭૧ | ૧૧૬૯૪૪૫ |
| જરમની | ૬૫૮૬૮૬ | ૬૦૯૦૩૦ |
| ઇટલી | ૨૬૯૫૦૦ | ૨૪૧૪૬૩ |
| હીંદુસ્તાન | ૧૭૧૦૦૦ | ૧૬૪૨૭૫ |
| રશીયા | ૩૦૯૧૦ | ૨૪,૦૦૦ |

ડીટરોઇટ શહેર મધેના મુખ્ય ધોરી રસ્તાઓમાં ગ્રાન્ડ બુલેવાર્ડ નામનો રસ્તો છે, કે જે સતર માઇલ લાંબો તથા બસો ફીટ પહોળો છે, કે જે જાણીતા રસ્તા બાબે આપણે ઉપર લંબાણથી બોલી ચુકયા છીએ, તે ઉપર ભવ્ય બે ઇમારતો આવેલી છે. એઉપરાંત ત્યાં બીજો 'વોશીંગ્ટન એવેન્યુ' અને 'ગ્રાન્ટ સરકસ પાર્ક' નામનો રસ્તો પણ છે કે જે ત્યાંની પબ્લીક હોટલ ડીસ્ત્રીકટને નામે ઓળખાય છે. મુખ્ય ઉંચી ઇમારતોમાં ન્યુ બુક કેડીએક છે, કે જે ત્યાં હાલમાં સર્વેથી વધુ ઉંચી ઇમારત કહેવાય છે. ત્યાંની બીજી ઇમારતોમાં ઇટન ટાવર તથા હોટલ સ્ટેટલર વીગેરેનો પણ સમાવેશ થાય છે.

## ટોલીડોથી કલીવલેંડની કુચ.

નવમી ઓગસ્ટને દીને રેનસમ એન્ડ રેન્ડોલ્ફનું વહાડકાપના હથીઆરો બનાવે છે, તે કારખાનું જોયા પછી તેજ દીવસની રાત્રે સાત વાગે ટોલીડોથી નીકલી ન્યુ યોર્ક સેન્ત્રલ રેલ્વેમાં અમે કલીવલેન્ડ તરફ જવાને માટે કુચ કરી. અમારી રેલ્વે ત્રેનનું નામ 'વીસમી સેનચરી લીમીટેડ' કરીને હતું, કે જે કલાકના હીંસીથી તે પંચયાસી માઇલની વીજળીક ઝડપથી રસ્તો કાપતી હતી. એ મુસાફરી દરમ્યાનમાં ત્રેનમાં અમને મુદ્દલે આંચકા લાગતા નહોતા, એવી તે સરલ ફાસ્ટ ત્રેન હતી. એ ત્રેન દોડવાની બાબદમાં આખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં પહેલાં નંબરની

જાણીતી ત્રેન ગણાય છે. ટોલીડો ઓહીઓ સ્ટેટમાં આવ્યું છે કે જેની વસ્તી ત્રણ લાખ ઉપરની ગણાય છે. એ શહેર મધે, જાણીતી 'વીલીસ ઓવરલેન્ડ મોટર્સ કંપનીની', કારસો બને છે. એ શહેર મોમી નદીપર આવ્યું છે. ટોલીડોથી અમો રાત્રે સાત વાગે નીકળેલા તે કલીવલેન્ડ મધે રાતના નવ વીસે આવી પુગ્યા.

ત્યાંનું હોલેનડન હોટેલ કે જે 'સુપીરીયર એવેન્યુ' નામના રસ્તા પર આવ્યું છે ત્યાં ઉતારો લીધો. એ હોટલમાં કલીવલેન્ડ અને ડીટરોઇટ મેન્યુફેકચરીંગ કંપનીનું કારખાનું જોઇ એ કંપનીના પ્રેસીડન્ટ મી૦ મનની સાથે અમો કલીવલેન્ડ એથલેટીક કલબમાં જઇ લાગ્યા અને તેમની સાથે બપોરનું ખાણું લીધું. એ કલબના ત્રણ હજાર સભાસદો છે. કલબને છેક તેરમે મજલે સ્વીમીંગ બાથ છે કે જેનો વીસ્તાર ૩૦ ફીટX૧૦૦ ફીટ હોવા ઉપરાંત તે ચઉદ ફીટ ઉંડો છે. સ્વીમીંગ બાથની બાજુએ ટેનીસ કોર્ટસ તથા જીમનેસીયમ પણ છે. બીજા સભાસદો માટે પણ ખાસ એલાહેદી ગોઠવણ રાખવામાં આવી છે. ઉપલી મોજ મેળવ્યા બાદ ત્યાંથી અમો અમારા અમેરીકન મીત્ર મી૦ મનની સાથે કલીવલેન્ડમાં હેરીયું લેવા નીકળ્યા. એ શહેર યુનાઇટેડ સ્ટેટસમાં પાંચમે નંબરે આવે છે અને તે ઓહીઓ સ્ટેટમાં આવ્યું છે. એની વસ્તી દશ લાખની છે. તે સરોવર ઇરીના મુખડાપર આવ્યું છે, કે જે લેક (સરોવર) બસો પચાસ માઇલ લાંબુ અને સાઠ માઇલ પહોળું છે. એ શહેરમાં વેસ્ટર્ન રીઝર્વ યુનીવરસીટી છે કે જેનાં કમપાઉન્ડમાં બીજી ત્રીસ મોટી ઇમારતો છે, કે જે ઇમારતો લગભગ દશ એકર જેટલી જગા રોકે છે એ શહેરમાં એક ડાકટરી વીદ્યાની કોલેજ પણ છે કે જે કોલેજ આખા અમેરીકામાં મોટી ગણાય છે. ત્યાં એક પબલીક ઓડીટોરીયમ ભાષણ, સ્કીટ તથા ડેન્સ વીગેરે કરવાને માટે છે, જેમાં બાર હજાર માણસોનો સમાવેશ આસાનીથી થઇ શકે છે.

## બફેલો શહેરમાંથી નાયગરા ફોલ્સની સહેલ.

એ દીવસે અમો અમારા મીત્ર મી૦ મનને ત્યાં જઇ તેની ફેમીલી સહીત ચાની મેજબાનાની પરોણાગત ચાખી હતી. જે પછી હોટેલે જઇ ખાણું લીધા બાદ રાત્રે નવ વાગે અમો કલીવલેંડ અને બફેલો, સી. એન. બી. લાઇનની લેક સ્ટીમર 'સી એન. બીમાં' સ્વાર થઇને લેક ઇરીને રસ્તે બફેલો શહેર મધે જવા નીકળ્યા. અમો

રસ્તામાં અમારી બસની મુસાફરી દરમ્યાન નવું ખોલાયલું રેલ્વે સ્ટેશન જોવા ગયા, જે લગભગ ૪ કરોડ રૂપીઆની જંગી કીંમતે બંધાયલું છે. એ શહેર ન્યુ યોર્ક સ્ટેટમાં આવ્યું છે. અમો રેલ્વે સ્ટેશન આગળથી નીકળી પીસ બ્રીજ યાને સુલેહ શાંતીનો પુલ જે જોવા લાયક ગણાય છે તે જોવા ગયા તે પુલ એક માઇલ લાંબો છે, જેના પર ૪૫ લાખ ડોલર યાને લગભગ રૂપીઆ ૧| કરોડ ખર્ચાયા છે. બ્રીટીશ અને અમેરીકન સરકારો વચ્ચે સને એક હજાર આઠસે બારના સાલમાં સુલેહશાંતી પથરાઇ તેની ખુશાલીની અમર યાદ જળવાઇ રહે, એ અર્થે એ પુલ એક હજાર નવસે સત્તાવીસના સાલમાં બંધાઇને તૈયાર થયો હતો.

બફેલો શહેરપરથી જગજાણીતા 'નાયગરા ફોલ્સપર' જવાનો રસ્તો આવે છે, જ્યાંથી એ ધોધનું પાણી પડે છે, કે જે જોવામાં ભારે મોજ મળે છે. અમારી સ્ટીમરમાં પાંચસો કેબીનસો હોવા ઉપરાંત એક હજાર બર્થ્સ અને વળી અધુરામાં પુરી વધારાની બેસવાની જગ્યા હતી. સ્ટીમર અમેરીકન ઉતારૂઓથી તદનજ ચીકાર હતી. લોકો મોજ કરવા અર્થે બે દિવસ માટે 'નાયગરાનો' પાણીનો પડતો ધોધવાળો ઝરો જોવાને ઉપડયા હતા. અમારી સ્ટીમરપર છેક મોડી રાત સુધી મ્યુઝીકની પણ ભારે ગમત પડી હતી.

બીજે દીને યાને અગીયારમી ઓગસ્ટે સહવારે સાત વાગે બફેલો શહેર મધે આવી લાગ્યા અને ત્યાંના સ્ટેટલેર હોટલમાં દશમે મજલે ઠરીઠામ થયા.

## બફેલો શહેર.

એ શહેરની વસ્તી ૬॥ લાખની છે. ૧૧ મી ઓગસ્ટે હોટલ સ્ટેટલરમાં અમો ઠરીઠામ થયા બાદ ૧૧ વાગે બસમાં નીકળી બફેલો શહેર જોવા માટે અમારાં કદમ લંબાયા. એ શહેરમાં પોલીશ (Polish) લોકોની વસ્તી લગભગ બે થી ત્રણ લાખની અંકાય છે, જ્યારે શહેરની એકંદર વસ્તી ૬॥ લાખની અડસટવામાં આવે છે.

બફેલો શહેર મધે જાણીતા બીજા જોવાલાયક પાર્કોમાં 'સાઉથ પાર્ક,' 'હમબોલ્ટ પાર્ક' 'મેકેનલી મોન્યુમેંટ' અને 'ડીલાવર પાર્ક' વીગેરે બીજા ઘણાએ આવેલા છે.




નાયગરા ફોલ્સના સેનટરનો હોર્સ શુ ફોલ્સ—પાણીનો ધોધ.

## નાયગરા ફોલ્સ જોવાની અમારી ખુશનશીબી.

બપોરે લંચ લીધા બાદ એક વાગે હોટલમાંથી નીકળી 'વેન-ડાઇક કંપનીની ટુરમાં' 'નાયગરા ફોલ્સ' જોવા માટે જઇ લાગ્યા. બફેલો શહેરથી 'નાયગરા ફોલ્સના' શહેરનું છેટું છેક સતાવીસ માઇલના અંતરે છે. પીસ બ્રીજ, કે જે છેલ્લા લગભગ બે વર્ષપર બંધાઇને તૈયાર થયો હતો, તેપરથી અમારી મોટરકાર સડસડાટ આગળ રસ્તો કાપી ચુકવે બીજી બાજુ બ્રીટીશ હદમાં યાને કેનેડામાં અમારી પધરામણી આવી લાગી. કેનેડા અને યુનાઇટેડ સ્ટેટસની વચ્ચે તળાવો અને નદીની બાઉન્ડરી છે. મજકુર પુલપર અમોએ અમારી પાસ પોર્ટ દેખાડી હતી. થોડે દુર આગળ ગયા પછી 'નાયગરા ફોલ્સનો' 'હોર્સ શુ ફોલ્સ' અને 'રેપીડસના' ધમધોકાર ધોધારી અને મોટા જંગી અવાજો સંભળાવા ઉપરાંત તે ધોધ સહેલાઇથી દેખાવા લાગ્યા. એ પછી અમો થોડીવારે 'એર પોર્ટ' આગળ આવી પહોંચ્યા.

'નાયગરા' નામના એરોપ્લેનમાં બેસી 'ફોલ્સની' ઉપર પંદર મીનીટ સુધી પંખેરાંની મુવાફેક ઉડી મોજ મેળવી એ એરોપ્લેનમાં બારથી ૧૫ માણસની બેસવાની સગવડ હતી. એકથી તે બીજી બાજુ સુધી જાણે કે આપણા પોતીકાજ ઘરનો એક બંધયાર ઓરડો હોય તે મુવાફેક તેમાં ચાલહાલ પણ કરી શકતા હતા. એરોપ્લેનની ફી પેસેન-જર દીઠ પાંચ ડોલર યાને લગભગ રૂપીઆ પંદર લેવામાં આવે છે.

હવામાં ઉડતાં એક બાજુ નીચે બ્રીટીશ ફોલ્સ, કે જે (હોર્સ શુ ફોલ્સ) કરીને કહેવાય છે, તે અને બીજી બાજુ 'અમેરીકન ફોલ્સ' દેખાવા ઉપરાંત મોજ કરવા આવેલા લોકો મધમાખના પુડાઓની માફક ભમતા દેખાતા હતા.

દુરથી 'નાયગરા નદી' તેના પુર બહારમાં વહેતી જણાતી હતી, કે જે દેખાવ પણ અત્યંત મનમોહક દીસ્તો હતો, એટલુંજ નહી પણ, પાણીના ધોધને મથાળે આવેલું રાક્ષસી કદનું ઇલેકટ્રીક પાવર હાઉસ કે જે આખા ન્યુયોર્કને ઇલેકટ્રીક બળ પુરૂં પાડે છે, તે પણ સારી રત્નેશે દેખાતું હતું. નાના નાના પાણીના ધોધોની આજુબાજુએ આવેલાં હોટલો એરોપ્લેનની ઉંચાઇથી રમકડાંવાળાઓની દુકાનોની જાણે કે હારમાળા લાગેલી હોય તે મુવાફેક દેખાતાં હતાં.

એરોપ્લેનમાંથી ઉતર્યા બાદ અમો બસમાં બેસી ત્યાંથી 'હોર્સ શુ ફોલ્સ' પર જઇ લાગ્યા, જ્યાંથી અમો વોટરપ્રુફ ટોપી, ડગલો અને બુટ પહેરી લીફ્ટમાં બેસી નીચે પાણીના ધોધને તળીએ ટનલ્સમાં ગયા, કે જ્યાં નીચે બેથી ત્રણ મોટા બુગડા હતા. એક બુગડાનું નામ 'ટેબલ રોક પારલર' બીજાનું નામ 'રેન બો પારલર' તથા છેલ્લા ત્રીજાનું નામ 'ગ્રેટ ફોલ્સ પારલર' હતું. એ ઉપરાંત વળી બીજી એક ટનલ હતી. ઉપલા પારલરના છેક મથાળેથી પાણીના ધોધો પડતાં આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ. એ ટનલમાં નીચે જવા અર્થે લીફ્ટ પણ છે, એટલુંજ નહી પણ તે જમીનની નીચે એકસો ચઉદ ફીટ છે.

## હોર્સ શુ ફોલ્સ અને અમેરીકન ફોલ્સ જેનું સામટું નામ નાયગરા ફોલ્સ.

'હોર્સ શુ ફોલ્સ' બ્રીટીશ હદમાં કેનેડાની બાજુમાં છે, કે જે નાયગરાનાં પાણીથી ત્રણ પાવર હાઉસો ચલાવે છે, કે જે કેનેડા તેમજ યુનાઇટેડ સ્ટેટસના પુર્વ બાજુનાં સ્ટેટસને વીજળીનું બળ પુરૂં પાડે છે.



હોર્સ શુ ફોલ્સ અને અમેરીકન ફોલ્સનો ભેગો દેખાવ.

એ બાદ અમોએ 'અમેરીકન ફોલ્સ' તરફ રસ્તો લીધો, કે જે યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાની માલેકીનો છે. હિંદુસ્તાનમાં જેમ જાણીતો 'ગરસોપા ફોલ્સ' ચાર મોટા ફોલ્સનો બનેલો છે અને તે માઇસોર

સ્ટેટની સરહદપર આવેલો છે અને એ ધોધના બે રાક્ષસી ફોલ્સ છે, કે જેમાં એક નામે 'રાજા' અને બીજો 'રોરર' નામના ફોલ્સથી જાણીતો છે, કે જે બ્રીટીશને લગતા છે તથા ધી 'રોકેટસ' અને 'ડામ બલાન્સ,' કે જે માઇનોર સ્ટેટની માલેકીનો છે, એજ મુવાફેક ઉપરનો 'નાયગરા ફોલ્સનો' 'હોર્સ શુ ફોલ્સ' બ્રીટીશની માલેકીનો ગણાય છે અને પાસે આવેલો 'અમેરીકન ફોલ્સ,' યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાને લગતો છે. અમો 'અમેરીકન ફોલ્સ' જોવા ગયા હતા, કે જે 'બ્રાઇડલ વેલ' અને બીજો એક મોટો ફોલ છે. નાના અને મોટા 'અમેરીકન ફોલ્સની' વચ્ચે સુકકી જમીન છે. જેને અમેરીકનો 'સુ સાઇડ પોઇંટ' યાને આપઘાત કરવાની પોઇંટ કરીને કહે છે. એને માટે લોકોનું રમુજમાં કહેવું એ છે કે 'પરણતું જોડું'



અમેરીકાના સુ સાઇડ પોઇંટ પરનો દેખાવ.

ત્યાં હનીમુન કરવા જાય છે. બે વર્ષના ગાળા પછી પરણેલાં જોડાંનો એકમેકનો સ્વભાવ અને આચારવીચાર જો મળતાં નહી આવે તો કમનશીબે તે જોડું ઉપર જણાવેલી પોઇન્ટ આગળ આવીને આપઘાત કરે છે. એવા તેઓ 'અકકલના સમુદ' કહેવાય છે. વધુ રસ્તો આગળ કાપતાં 'બરનીંગ સ્પ્રીંગપર' અમો આવી લાગ્યા કે જે ઇમારતને મથાળે 'ફોલ્સ વ્યુ ઓબઝરવેશન ટાવર' આવેલો છે, કે જ્યાંથી પાણીના ઝરાઓ નીચે પડતા સુંદર રીતે દેખાય

છે. એ સ્પ્રીંગ, સલફર, મેગ્નેશીઆ સોલ્ટ અને આયર્ન ધરાવે છે. એ પછી અમો વધુ રસ્તો કાપતા ફ્યુનીકયુલર રેલ્વે ટ્રેનમાં બેસી નીચે ઉતર્યા અને પાણીના ધોધના રેપીડસ અને વંટોળયા આગળ જઇ પુગ્યા જ્યાંથી રેપીડસો જોવાની ભારે ગમ્મત પડી હતી. ઉપર આવ્યા પછી



નાયગરાના ધોધના રેપીડસનો દેખાવ.

આગળ ચાલતા બસમાં અમો એક જગ્યા આગળ આવી 'સ્પેનીશ એરો-કારમાં' બેઠા અને રેપીડસ અને પાણીના વંટોળ્યાની ઉપરથી એકસો હેંસી ફીટ ઉંચે એમ એક હજાર આઠસે ફીટ લાંબી એક બાજુથી બીજી બાજુ લટકતી 'એરીયલ ફ્લાઇટ' લીધી, કે જે વખતે અમોને ખરેજ ખોદાયજી યાદ આવતા હતા. તે વખતનો દેખાવ એવો ભયભીત હતો કે અમો 'પાણી અને આકાશ' વચ્ચે અધ્ધર લટકતા હતા. ઉપલો અનૂભવ મેળવી અમો બ્રોક પાર્કમાં ગયા, કે જ્યાં જનરલ બ્રોકનું બાવળું ઘણી ઉંચી કોલમપર મુકવામાં આવ્યું છે. રાત્રે અમો મજકુર પાર્ક આગળ ખાણું લીધા બાદ એરીયલ ફ્લાઇટ અને એરીયલ કેબલ વે ઓવર વર્લપુલ આગળની જગ્યા આગળ 'ઇન્ટરનેશનલ બ્રીજ નામના પુલ ઉપરથી પસાર થઇ છેક રાત્રે નવને સુમારે 'ઇલ્યુમીનેશન ઓફ્ ધી ફોલ્સ' યાને પાણીના ધોધની ઉપર ભભુકદાર તેજસ્વી રંગબેરંગી રંગોમાં ફેંકવામાં આવતી સર્ચ લાઇટસ જોવા ગયા હતા. દર રાત્રે પાણીના ધોધની ઉપર ચોવીસ 'આર્ક લેમ્પસ લાઇટસ' પથરાવામાં યાને



નાયગરા ધોધની એરીયલ ફ્લાઇટ.

સળગાવામાં આવે છે, કે જે એકસો બત્રીસ કરોડ કેનડલ પાવરની લાઇટ, જેવી કે સફેદ, લીલી, બ્લુ, લાલ, પીળા રંગોમાં થોડે થોડે વખતે રંગો બદલાયા કરી છેવટે રેનબો કલરોમાં ફેરવી નાખી પાણીના ધોધને બહેસ્તખાનાનાં 'નવા રંગ રૂપમાં'' દેખાડે છે; કે જેનું વર્ણન કરવાને મારી કમીની કલમ ખરેજ પછાત પડે છે. બપોરે અમોએ મજકુર ફોલ્સોની ઉપર અર્ધું આસમાન ફરી વળે એટલી કમાનો જોઇ હતી, કે જેવી મોટી રંગ બેરંગી કમાનો મેં મારી આખી જીંદગી દરમ્યાન જોઇ નહતી.

'નાયગરા ફોલ્સ' તે નાયગરા નદીપરથી બાવીસ માઇલ દુર છે. એ નાયગરા ફોલ્સ લેક ઇરીની બાજુએ અને લેક ઓનટેરીયો ( જ્યાં



જનરલ બ્રોકનું બાવલું.

નદીનો સમુહ ખાલી થાય છે) ત્યાંથી ચઉદ માઇલને છેટે આવેલો છે. 'હોર્સ શુ ફોલ્સ' અને 'અમેરીકન ફોલ્સ' એ બંનેની વચે ગોટ આયલેન્ડ નામનો ટાપુ છે. 'હોર્સ શુ ફોલ્સ'ની ઉંચાઇ એકસો અઠાવન ફીટની છે અને પહોળાઇ ત્રણ હજાર દશ ફીટની છે, કે જેને માટે વાંચનારે સમજવું ઘટે છે કે લગભગ આપણી અલબેલી મુંબઇ નગરીનાં મરીન લાઇન્સ સ્ટેશનેથી તે અર્ધા ચર્ચગેટ સ્ટેશન સુધીની પહોળાઇ તેમાં છે તથા અમેરીકન ફોલ્સ એકસો સહડસેઠ ફીટ ઉંચો અને પહોળાઇમાં એક હજાર સાઠ ફીટ છે. એ બંને ફોલ્સો દર મીનીટે દોઢ કરોડ ક્યુબીટ ફીટ પાણી ફેંકે છે, કે જે પાણી લેક ઇરીમાંથી નીકળી આગળ વળી વધી છેવટે ધોધમાં થઇ પાછું આગળ જઇ લેક ઓનટેરીઓમાં સામટું મળી જાય છે.

## નાયગરાના ધોધ.

'નાયગરા' શબ્દ અસલના વતની રેડ ઇન્ડીયનોની ભાષાનો છે, કે જેનો અર્થ પાણીની ગર્જના કરીને થાય છે. પ્રોસ્પેકટ પાર્ક જે અમેરીકન ફોલ્સની ઉપર આવ્યો છે તે દશ એકરનો વીસ્તાર ધરાવે છે. એ પાર્કની પ્રોસપેકટ પોઇન્ટ ઉપરથી અમેરીકન ફોલ, લ્યુના ફોલ, કેનેડીયન, 'હોર્સ શુ ફોલ' તથા બીજા નાના નાના ટાપુઓ ધોધને લાગેલા છે, એટલુંજ નહીં પણ ઉંચી કલીફ્સ (ટેકડીઓ) પણ નીકટનો સંબંધ ધરાવે છે. એ ઉપરાંત ગોળને ગોળ ફરતી ગોર્જ તેમજ લાઇનબંધ લાગેલા ઇન્ટરનેશનલ પુલો, કે જે બે દેશો વચેની બાઉન્ડરીઓ દેખાડે છે, તે તેમજ ઘણે છેટે બ્રેકર્સ (પાણીના પરપોટા) વીગેરે માલમ પડે છે, તે આંખને ઘણાજ દીલપઝીર લાગે છે, જાણે કે તે આપણે કલાકો સુધી ત્યાં ઉભા રહીને જોયા કરીએ. લેક ઇરીથી વહેતું બેસુમાર પાણી, કે જે ઓન્ટેરીયોમાં મળે છે, તેનો એકંદર છેટો સાડત્રીસ માઇલનો અંકાય છે, જ્યારે 'નાયગરા નદી'ની ઉંડાઇ તેટલાજ વખતમાં એક બાજુથી નીકળી તે બીજી બાજુએ આવતાં લગભગ ત્રણસો છવીસ ફીટની થાય છે, એમ અનુભવી સાયન્ટીસ્ટોનું માનવું છે. ૧૬૬૯ નાં સાલમાં એ ધોધ ફ્રેંચ લોકોના કબ્જામાં હતો, જે પછી સને ૧૭૫૯ નાં વર્ષમાં તે બ્રીટીશોના હાથમાં આવ્યો અને ત્યારબાદ ૧૭૯૬ નાં સાલમાં તે અર્ધો ધોધનો વીસ્તાર યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાની માલેકીનો થયો અને વળી પછી 'સાડાસાત વર્ષની પનોતી' બેઠી હોય તેમ સને ૧૮૧૩ ના સાલમાં સઘળો વીસ્તાર બ્રીટીશોના હાથમાં સમુળગો આવી લાગ્યો. અને ત્યારપછી સને ૧૮૧૬ માં 'ટ્રીટી ઓફ ગેંટ'ના કોલકરાર અનુસાર 'નાયગરા નદી'માં આવેલા ટાપુઓ અને પાણીના ધોધનો અરધો વીસ્તાર અમેરીકન માલેકીનો હમેશને માટેનો મુકરર થઇ ચુકયો કે જે આજ દીન સુધી જારી રહયો છે.

## વળી પાછા અમો બફેલો શહેરમાં.

આખો દિવસ 'નાયગરા ફોલ્સ'ને લગતું સઘળું નીહાળ્યા બાદ અમો પાછા બસમાં બેસીને પુલ પર પાસપોર્ટ દેખાડી અમેરીકન હદમાં આવી લાગ્યા અને રાત્રે પોણાબારને સુમારે બફેલો મધ્યે આવી સ્ટેટલર હોટલમાં ઠરીઠામ થયા. બારમી ઓગસ્ટને દીને સહવારે દશ વાગે બફેલો ડેનટલ મેન્યુફેકચરીંગ કંપનીનું કારખાનું જોઇ ત્યાંથી તેના પ્રેસીડેન-

સાથે પાર્ક કલબ કે જે ગોલ્ફની હતી ત્યાં બપોરનું ખાણું લીધું. એ કલબમાં એકંદર આઠસો મેમ્બરો છે. એ બાદ અમો શહેરમાં લટાર મારી હોટલપર આવ્યા અને સાંજે પાંચને અમલે વળી પાછો સેવક એકલો પોતે બસમાં બેસી કેનેડીયન સાઇડના 'નાયગરા ફોલ્સ' પર જઇ પહોંચ્યો અને ત્યાંના મશહુર કલીફ્ટન હોટલમાં ઉતારો લીધો, જ્યાંથી હોટલમાં બેઠા બેઠા પણ ઘણી આસાનીથી પાણીનો પડતો ધોધ તેના સુંદર આકારમાં ઘણી અચ્છી રવેશે નીહાળી શકાતો હતો. એ દેખાવ આંખને ઘણોજ રમણીય લાગતો હતો. એ અરસામાં નવથી અગીયાર સુધી 'ફોલ્સ'ની લાઇટો જોવાની ઉમદા તક એકવાર ફરીને મને મળી ગઇ હતી. અમારાં હોટલની નજદીકમાંજ બહાર ફોલ્સ ધોધમાર આખી રાત પડયા કરતો હતો, તેથી જાણે એક ગંજાવર મીલ યાને કારખાનું ચાલતું હોય તેવો કાનના બહેર ફાડી નાંખે એવો સુસવાટાભર્યો ભયાનક અવાજ આવ્યા કરતો હતો. તા૦ ૧૩ મી ઓગસ્ટના દીને આ લખનાર પોતે ગોર્જ ત્રામ્વેમાં બેસીને 'ફોલ્સ'ની આજુબાંજુ એક નાંકેથી બીજે નાંકે સુધીનો ગોળ ચક્રાવો મારી આવ્યો હતો. ચક્રાવો લેતાં એકદમ વાહરૂં આવવે ગોર્જની ત્રીપમાં 'નાયગરા પાવર હાઉસ' જોવાને માટે હેરીયું લીધું, કે જે દુનીયાનું સૌથી મોટામાં મોટું અને જાણીતું 'હાઇડ્રો ઇલેક્ટ્રીક પાવર હાઉસ' કહેવાય છે. મજકુર જાણીતાં પાવર હાઉસને લીધે 'નાયગરા' શહેરની વસ્તી અગાઉ બે હજાર માણસની ગણાતી હતી તે વધીને હાલે પંચોતેર હજાર માણસની થઇ ચુકી છે.

## કેનેડાનાં ટોરનટો શહેરમાં અમારા દીવ્ય દર્શન.

બપોરે બસમાં બેસીને બફેલો આવ્યો અને સાંજે ૩।। વાગે અમો સરસામાન લઇ બસમાં અસવાર થઇને પાંચ વાગામાં તો પાછા 'નાયગરા ફોલ્સ' નજદીક આવ્યા અને ત્યાંથી એક વખત પાછી 'નાયગરા ફોલ્સ' પર મીઠી નજર નાંખી. 'ફોલ્સ'ની મોજમજાહ ફરીને ચાખવાની આશા, ઉલટ અને ધધુખરમાં ગ્રેટ ગોર્જ કંપનીની રેલ્વે ત્રેનમાં બેસી લ્યુસટન મધે જઇ લાગ્યા અને ત્યાં પાસ પોર્ટ તથા સરસામાન તપાસાવ્યા પછી કેનેડીયન સ્ટીમશીપ કંપનીની સ્ટીમર 'ચીપવામાં' બેસી લેક ઓનટેરીયો સડસડાટ પસાર કરી તેજ રાત્રે સાડાનવના અમલે અમો કેનેડાનાં શહેર ટોરનટો મધે જઇ ત્યાંના હોટલ કીંગ એડવર્ડમાં ઠરીઠામ થયા. અમો ચઉદમી ઓગસ્ટે સહવારે અગીયારના સુમારે ગ્રે લાઇનની બસમાં બેસી મજકુર

શહેરની સાઇટ સીઇંગની ત્રીપે નીકળ્યા. એ ટોરેનટો શબ્દ 'રેડ ઇન્ડયન' ભાષાનો છે, કે જેનો અર્થ 'મળવાની જગ્યા' થાય છે. એ શહેરની વસ્તી સાત લાખ માણસની અડસટવામાં આવે છે અને તે ઓનટેરીયો પ્રોવીન્સ મધ્યે આવ્યું છે. એ શહેરમાં ઉપર જણાવ્યા મુજબની વસ્તીનું પ્રમાણ છે તે છતાં ત્યાં ૩૬૫ દેવળો છે તેનો વાંચક વર્ગને કાંઇ ખ્યાલ આવે છે? એ ઉપરથી એમ જણાય છે કે ત્યાંની પ્રજા ખરેજ ધર્મચુસ્ત હોવી જોઇએ. ત્યાંનો મુખ્ય ધોરી રસ્તો 'યોંગ સ્ત્રીટ' છે, કે જે ૧૬ માઇલ લાંબો છે. ૧૮૩૪ નાં સાલમાં એ શહેરની વસ્તી માત્ર ૯૦૦૦ ની ગણાતી હતી. કવીન્સ પાર્કના નાકાપર પાર્લામેંટ બીલ્ડીંગ આવી છે કે જે ૪ એકર જેટલી જગ્યા રોકે છે. એ પાર્કની આજુબાજુ ન્યુ ત્રીનીટી વીકટોરીયા અને મેકમાસ્તર કોલેજીસ આવેલી છે. આખા ઓનટેરીયો પ્રાંતની વસ્તી ૩૦ લાખની અંકાય છે. ત્યાંનો હાઇ પાર્ક ટોરોનટોની નેચરલ બ્યુટી ગણાય છે, કે જે ત્રણસો પાંત્રીસ એકર જેટલી જગ્યા રોકે છે. એ પાર્કમાં ઝુઓલોજીકલ ગાર્ડન્સ, પ્લે ગ્રાઉન્ડસ, ફ્લાવર ગારડન્સ તથા સ્કેટીંગ રીંકસ વગેરેનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

## મોનત્રીઅલની રમુજી મોજ.

બપોરનું ખાણું લીધા બાદ ત્રણને સુમારે કેનેડીયન સ્ટીમશીપ લાઇનની સ્ટીમર 'કીંગસ્ટન'માં ઉપડી અમો લેક ઓનટેરીયોમાં બહાર પડયા. નામ ત્યારે લેક પણ ખરેખર તો મોટો માહાસાગર જોઇ લેવો. અમો થાઉઝન્ડ આયલાન્ડસના રસ્તે મોનત્રીઅલ જવા નીકળ્યા. અમો પંદરમી ઓગસ્ટે સહવારે સાડાપાંચ વાગે ટોરનટોથી ઉપડેલા કીંગસ્ટન આવી પુગ્યા અને આઠ વાગે એલેકઝાન્ડ્રીયા બે (Bay) માં અમારાં પગલાં ફરી વળ્યાં, કે જ્યાંથી "થાઉઝન્ડ આયલંડ"ની ત્રીપ શરૂ થાય છે. સઘળા મળીને કુલ્લે સોળસો ટાપુઓ છે, કે જેની ઉપર છુટા છવાયા બંગલાઓ પણ આવેલા હોવાથી તેનો દેખાવ અતી સુંદર દીસે છે. ટાપુ ઉપરથી બીજા ટાપુ ઉપર બોટમાં ઘણીજ આસાનીથી જાવ-આવ થઇ શકે છે. બોટ હાઉસીસ તો દરેક જણાઓના બંગલા આગળ "તોપના ગોળાઓની મુવાફેક" પડી રહેલી જોવામાં આવે છે. મજકુર ટાપુઓની સાઇડપર ફીલ્મ કંપનીની જગબત્રીસીએ ચહડેલી સીનેમાની અણમોલ મોતી મીસાલ ગણાતી જવાહીર એકત્રેસ મેરી પીકફર્ડનો બંગલો આવેલો છે, તેમજ રેલ્વે કંપનીના પુલમેન કારવાળા જયોર્જ પુલમેનનો બંગલો

ત્યાં હોવા ઉપરાંત આખી દુન્યામાં જગમશહુર થયલા સીંગર સોઈંગ મશીનવાળા મી૦ સીંગરનો બંગલો પણ નજરે પડે છે, એટલુંજ નહીં પણ બીજા ઘણાક નામાંકીત નરોના પણ એકેક કરતાં એવા તો સરસ બંગલાઓ આવે છે, કે જેનો દેખાવ આપણી નજર આગળથી સમુળગો ખસેજ નહીં. સહવારના દશ વાગે અમારી આમદ પ્રેસકોટ મધે થઈ અને ત્યાંથી વળી અમો બીજી સ્ટીમરમાં બેઠા કે જેનું નામ 'Rapids Prince' 'રેપીડસ પ્રીન્સ' હતું. એ બાદ સેન્ટ લોરેન્સ નદીમાં પગ પેસારો કર્યો, કે જ્યાં સઘળા મળીને એકંદર ૮ રેપીડસ આવેલા છે. (૧) ગેલેપ રેપીડસ, (૨) રાપીડ ડયુપલા, (૩) લોંગ સોન્ટ રેપીડ (કે જે ઘણો જોવા લાયક છે,) કે જ્યાંથી પસાર થતાં લગભગ પીસતાલીસ ફીટની ઉંડાઈએ પાણી એકદમ નખાવી દેતું દેખાય છે. તે દોઢ માઇલ જેટલો લાંબો છે. જે વખતે પાણીનો મોટો ધોધ પડવો શરૂ થાય છે તે વખતે સ્ટીમરનાં એન્જીનો સમુળગાં બંધ કરી દેવામાં આવે છે. ત્યાં આગળ પાણીનું જોર એકદમ તોડવાને માટે છેક નવ માઇલ લાંબી 'કોનવોલ કનાલ' બાંધી છે, કે જેમાં ૭ લોકસ આવ્યા છે. સ્ટીમર પુર ઝડપે પાણીમાં ઘસડાઈ જઈ સડસડાટ તળાવ કાપવા પછી અમો નીચે રેપીડસમાં આવી પુગ્યા અને ત્યારબાદ લેક સેન્ટ ફ્રાનસેસમાં આવી પુગ્યા અને પછી બીજા પાંચ રેપીડસ, કે જેની કુલ્લે ઉંડાઈ ચાળીસ ફીટ ગણાય છે, ત્યાં બીજી આવેલી સોલેન્ગો કનાલ બાંધી છે, તેપર પણ અમારાં કદમો લંબાયા. એ પછી ચોથો રેપીડ કે જેનું નામ કેટીયુ રેપીડ છે તે આવવા ઉપરાંત બીજા સીડાર સ્પલીટ રોક, કાસકેડ અને પછી આંઠમો યાને છેલ્લો લેસીન રેપીડસ પસાર થાય છે.

## મોન્ટ્રીઅલની નજરનોંધ.

અમો શુક્રવાર તારીખ સોળમી ઓગસ્ટે મોન્ટ્રીઅલ, કે જે આખા કેનેડાનું જગ જાણીતું અવ્વલ શહેર ગણાય છે, ત્યાંની અમેરીકન એક્ષપ્રેસ કંપનીમાં જઈને અમારી 'પનામા કનાલ' માટે જવાની ગોઠવણ કરી આવ્યા પછી, જોવા જોગ ચીજોની મુલાકાત માટે અમો પહેલવહેલ્લા સેન્ટ જોસફનાં દેવળપર જઈ લાગ્યા, કે જ્યાં અમેરીકાના સઘળા ભાગ પરથી જાત્રાળુઓ આવે છે. ત્યાંના 'બ્રધર એન્ડરે' કે જે પરમાર્થી અને મહાન નર બીચારા ગરીબ આંધળાં અને લુલાં લંગડાઓનાં

ત્યાં હોવા ઉપરાંત આખી દુન્યામાં જગમશહુર થયલા સીંગર સોઇંગ મશીનવાળા મી૦ સીંગરનો બંગલો પણ નજરે પડે છે, એટલુંજ નહીં પણ બીજા ઘણાક નામાંકીત નરોના પણ એકેક કરતાં એવા તો સરસ બંગલાઓ આવે છે, કે જેનો દેખાવ આપણી નજર આગળથી સમુળગો ખસેજ નહીં. સહવારના દશ વાગે અમારી આમદ પ્રેસકોટ મધે થઇ અને ત્યાંથી વળી અમો બીજી સ્ટીમરમાં બેઠા કે જેનું નામ 'Rapids Prince' 'રેપીડસ પ્રીન્સ' હતું. એ બાદ સેન્ટ લોરેન્સ નદીમાં પગ પેસારો કર્યો, કે જ્યાં સઘળા મળીને એકંદર ૮ રેપીડસ આવેલા છે. (૧) ગેલેપ રેપીડસ, (૨) રાપીડ ડયુપલા, (૩) લોંગ સોન્ટ રેપીડ (કે જે ઘણો જોવા લાયક છે,) કે જ્યાંથી પસાર થતાં લગભગ પીસતાલીસ ફીટની ઉંડાઇએ પાણી એકદમ નખાવી દેતું દેખાય છે. તે દોઢ માઇલ જેટલો લાંબો છે. જે વખતે પાણીનો મોટો ધોધ પડવો શરૂ થાય છે તે વખતે સ્ટીમરનાં એન્જીનો સમુળગાં બંધ કરી દેવામાં આવે છે. ત્યાં આગળ પાણીનું જોર એકદમ તોડવાને માટે છેક નવ માઇલ લાંબી 'કોનવોલ કનાલ' બાંધી છે, કે જેમાં ૭ લોકસ આવ્યા છે. સ્ટીમર પુર ઝડપે પાણીમાં ઘસડાઇ જઇ સડસડાટ તળાવ કાપવા પછી અમો નીચે રેપીડસમાં આવી પુગ્યા અને ત્યારબાદ લેક સેન્ટ ફ્રાનસેસમાં આવી પુગ્યા અને પછી બીજા પાંચ રેપીડસ, કે જેની કુલ્લે ઉંડાઇ ચાળીસ ફીટ ગણાય છે, ત્યાં બીજી આવેલી સોલેન્ગો કનાલ બાંધી છે, તેપર પણ અમારાં કદમો લંબાયા. એ પછી ચોથો રેપીડ કે જેનું નામ કેટીયુ રેપીડ છે તે આવવા ઉપરાંત બીજા સીડાર સ્પલીટ રોક, કાસકેડ અને પછી આંઠમો યાને છેલ્લો લેસીન રેપીડસ પસાર થાય છે.

## મોન્ત્રીઅલની નજરનોંધ.

અમો શુક્રવાર તારીખ સોળમી ઓગસ્ટે મોન્ત્રીઅલ, કે જે આખા કેનેડાનું જગ જાણીતું અવ્વલ શહેર ગણાય છે, ત્યાંની અમેરીકન એક્ષપ્રેસ કંપનીમાં જઇને અમારી 'પનામા કનાલ' માટે જવાની ગોઠવણ કરી આવ્યા પછી, જોવા જોગ ચીજોની મુલાકાત માટે અમો પહેલવહેલ્લા સેન્ટ જોસફનાં દેવળપર જઇ લાગ્યા, કે જ્યાં અમેરીકાના સઘળા ભાગ પરથી જાત્રાળુઓ આવે છે. ત્યાંના 'બ્રધર એન્ડરે' કે જે પરમારથી અને મહાન નર બીચારા ગરીબ આંધળાં અને લુલાં લંગડાઓનાં

દુઃખદર્દો સારાં કરે છે અને જે 'મીરેકલ મેન ઓફ મોન્ત્રીઅલ' ના નામે જાણીતો છે, તેના 'શ્રાઇન' આગળ જઇ પુગ્યા. ઉપલાં દુઃખદર્દો દફે કરનારાં પરમારથી કારયાલયમાં અમે અમારી અજાયબી વચ્ચે જે જોયું તે એ કે ત્યાં સારા થઇને રવાના થયલા દર્દીઓની હજારોની સંખ્યામાં પડેલી લાકડાંની બગલમાં ટેકીને ચાલવાની ઘોડીઓ (ક્રચીસ) હતી. સાંજે અમો ઓબ્ઝરવેશન કાર (માળવાળી ટ્રામ) માં બેસી આખા મેનત્રીઅલમાં ફર્યાં હતા. મજકુર શહેર મધ્યે બે મોટી યુનીવરસીટીઓ છે, એટલુંજ નહિ પણ પચ્ચીસ કોલેજો પણ છે. રસ્તામાં અમોએ 'Largest Fur Store,' કે જે આખી દુન્યામાં સૌથી મોટામાં મોટો કહેવાય છે તેની મુલાકાત લેવા બાદ અમારા હોટલની પાસેની જાણીતી 'Sun Life Assurance Co. of Canada' ની વડી ઓફીસની ભવ્ય ઇમારત પણ જોઇ હતી, જેના મુંબઇના એજન્ટ આપણા જાણીતા શહેરી સર ફીરોઝ શેઠનાં છે. એ શહેર મધ્યેનું જાણીતું દેવળ Notre-Dame જોવાની પણ સોનેરી તક હાથ લાગી હતી; એ અસલી દેવળ ૧૬૭૫ ના વર્ષમાં સ્થપાયું હતું. બીજે દીને યાને ૧૭ મી ઓગસ્ટે મોન્ત્રીઅલથી સહવારે સાડા આઠ વાગે કેનેડીયન પેસીફીક રેલ્વે કંપનીની ટ્રેનમાં બેસીને Ottawa (કે જેનો ઉચ્ચાર "અટવા" કરીને થાય છે.) કે જે કેનેડાની મુખ્ય રાજધાનીનું મોટું શહેર કહેવાય છે, ત્યાં અમારાં પગલાં લંબાયાં. 'અટવા' શહેરમાં અમે બપોરે અગીયારને સુમારે આવી પુગ્યા જ્યાં ફરાગાત થયા પછી ટેક્ષીમાં એ શહેરમાં ફરવા નીકળ્યા. અમારા જાણવામાં એમ આવ્યું હતું કે મરહુમ પૂજ્યવંતા શ્રીમાન મહારાણી વીકટોરીયાએ એ શહેરને કેનેડાની રાજધાની તરીકે જાહેર કર્યું હતું. ત્યાંનું જાણીતું પાર્લામેન્ટ હાઉસ, (જ્યાં ૧૯૩૨ માં ઓટાવા કોન્ફરન્સ ભરાઇ હતી,) જે ઘણુંજ જોવા લાયક ગણાય છે તે જોવાનેબી અમો ચૂકયા નહોતા. તેમાંના 'Peace Tower' માં Memorial Chamber નામનો હૉલ છે, કે જેમાં છેલ્લી મહાન્ લડાઇમાં માર્યાં ગયલા શુરવીર દેશ ભકતોની સદાની યાદ જળવાઇ રહે એ અર્થે રેકોર્ડ તરીકે તેઓના નામો તખ્તીપર કોતરી રાખવામાં આવેલાં છે. મજકુર ચેમ્બરના રૂમમાં એક સ્થંભ આવેલો છે, કે જેને 'મધર કન્ત્રી' કરીને કહે છે. તેનો દરીયા ઉપરનો દોરદમામ તેમજ હકુમત તથા તેનાં સંસ્થાનો, તબી વળી એવાં કે 'તેઓ એકમેકની સાથે

'મામા માસા'નો નીકટનો સંબંધ ધરાવે, એવાં જોડાણવાળો દીસ્તો હતો કે જે વીષેનો સઘળો વીચાર જોનારની આંખ સામે ખરેખરજ ખડો થાય છે. અનનોન (નામ નહી જણાયલા) સોલજરની ઘોર પણ એ પારલામેંટ હાઉઝમાં આવી છે. પાર્લામેંટ હાઉસના મીનારાપરથી શહેરનો સુંદર દેખાવ માલુમ પડે છે, કે જે જોઇને લોકો અજાયબ પામે છે. એ ઉપરાંત અમો ત્યાંની નેચરલ આર્ટ ગેલરી પણ જોઇને વીશમીત થયા હતા. એ પછી અમો વધુ આગળ જતાં ટંકશાલ, હોસ્પીટલ, પોસ્ટ ઓફીસ, ગવર્નમેન્ટ ફાર્મ, ડેરી વીગેરે જોઇને સંતોષ પામ્યા હતા કે ત્યાં કેવા શાસ્ત્રીય ધોરણે અતી મોટી વીસ્તારવાળી જગ્યામાં સુખ શાંતીભરી રીતે ઢોરોને રાખી ઉછેરી જ્યારે તેઓ દુધ આપવાની સ્થીતીમાં મુકાય છે ત્યારે તેઓને સામટાં મશીન આગળ બાંધીને (માણસની સહાયતા વગર) કેમ દુધ મશીનની મદદથી કાઢે છે, તે જોઇને અમો ઘણાજ ખુશ થયા હતા. એ બાદ અમે ગવરનર જનરલ લોર્ડ વીલીંગડનનો બંગલો પસાર કર્યો હતો. એ લોર્ડ વીલીંગડન સાહેબ આપણી છબીલી મુંબઇ નગરી તેમજ મદ્રાસ ઇલાકાના ગવર્નર થઇ ગયા પછી હાલમાં હીંદના વાઇસરોય નેમાયા છે. પછી ત્યાંની ઇન્ટરનેશનલ પેપર મીલ્સ પણ પસાર કરી હતી. એ મીલમાં રોજીંદો લાકડાંનો પાંચસો ટન કાગળનો માવો બનાવવામાં આવે છે. એ મીલ આખા કેનેડામાં સૌથી મોટી છે. ત્યાં પાણીની ભારે બરકત છે અને હાઇડ્રો પાવર સ્પલાઇથી મેચ ફેક્ટરી, લમબર મીલ અને પેપર મીલ વગેરે ચાલે છે. અમોએ બપોરે ચાયના રેસ્ટોરામાં લંચ લીધું હતું. એ શહેરની વસ્તી બે લાખની ગણાય છે. એ શહેર રાજધાનીનું હોવાને લીધે યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાનું એલચી ખાતું તેમજ દુન્યાનાં બીજાં રાજ્યોનાં એલચી ખાતાંઓ વીગેરે ત્યાં આવેલાં છે. એ શહેર ટેકડીઓની અલગાર વચ્ચે આવ્યું છે અને શહેરની સાથે 'ગાટીન્યુ' નદી લાગી છે. સાંજના ફરી ચાર વાગે અટવાથી ઉપડી રાત્રે સાડાસાતને અમલે તો અમો મોન્ત્રીઅલ આવી લાગ્યા અને વળી તેજ રાત્રે જમ્યા બાદ સાડા અગીઆર વાગે એ શહેરમાંથી ત્રેનમાં બેસી બીજે દીને યાને અઢારમી ઓગસ્ટે સહવારે સાતને અમલે કવેબેક આવી હોટલ સેન્ટ રૉસમાં દરીદામ થયા.

હોટલમાં ફરાગાત થયા બાદ બસમાં નીકળી અમો 'સેન્ટ અન-દે-બૉ-પ્રે'નું દેવળ જોવા ગયા, કે જેની અંદર 'બેસી લીકા' તેમજ તેમાં આવેલું બાવલું ઘણું જોવા લાયક છે. ત્યાં હોલી શ્રાઇન, (સ્કાલા સાન્ટા) નામનું બીજું



'સેન્ટ એન-ડે-બો-પ્રે' નું દેવલ.

દાદરનાં પગથી-
મકાન છે, કે જ્યાં ઘુંટણીએ પડીને, રોમન કથેલીકો
આંએ ચહડીને ઉપર જઇને બંદગી કરે છે. ત્યાંથી વધુ આગળ જતાં
અમો સાઇકલોરામાં જોવા ગયા કે જેમાં ખરેજ ચીતભ્રમ કરી નાંખે
એવું મનમોહક પેનટીંગ પીકચર છે, કે જે ત્રણસો સાઠ (૩૬૦) ફીટ
લાંબુ અને ગોળ આકારમાં કુવાની માફક ચીતરેલું છે, કે જેની ઉપર
માનવંતા ક્રાઇસ્ટ પગમ્બર સાહેબનું લાઇફ ક્રૂસીફીકેશન બનાવવામાં
આવેલું છે, તે જોવામાં આવે છે. તે બનાવતાં લગભગ ચાર વર્ષ લાગ્યાં
હતાં. એ પેનટીંગ પીકચર દુરથી ફેરાગાત રીતે બરાબર જોઇ શકાય એ
અર્થે ખાસ પ્લેટફોર્મ કરવામાં આવ્યો છે. એ સાઇકલોરામાં જોવાની
હું દરેકે દરેક સહેલાણીઓને ખાસ ભલામણ કરૂં છું. ત્યાંથી અમો મોનટ-
મોરેનસી નામનો પાણીનો ધોધ કે જે બસો ચુમોતેર (૨૭૪) ફીટની
છેક ઉંચાઇએથી પડે છે, તે જોવા માટે ગયા હતા. વધુ આગળ જતાં કેન

હાઉસમાં પણ અમે ઉતારીયું લીધું હતું, કે જે મરહુમ માનવંતા માહારાણીજી વીકટોરીયાના પીતાની માલેકીનો હતો. બપોરનું ખાણું લીધા બાદ એ લાઇન કંપનીની બસમાં બેસીને એ શહેર જોયું. ત્યાંના રસ્તા ઘણા સાંકડા છે. સાંજના છને સુમારે 'ડફરીન ટેરેસ' પરના મોટા હોટલમાં જઇ પબ્લીક એન્ડ સ્ટેન્ડ પરનાં મ્યુઝીકની મજાહ ચાખી હતી. એ શહેરની વસ્તી આશરે દોઢ લાખની ગણાય છે, જેમાં પંચોતેર ટકા ફ્રેંચમેનો વસે છે. અસલ એ ફ્રેંચ લોકોના તાબાનો મુલ્ક ગણાતો હતો. ભાગ્યેજ ત્યાં ઇંગ્લીશ ભાષા જાણનારો આપણા જોવામાં આવે છે! રસ્તે શેરીએ સઘળા ફ્રેંચ ભાષાજ લખી તેમજ વાંચી શકે છે. એ ઉપરાંત છાપાઓ પણ ફ્રેંચ ભાષામાંજ પ્રગટ થાય છે. ખરૂં પુછો તો આપણે બ્રીટીશ મુલકોમાં હોઇએ નહીં, તેવું ત્યાં લાગે છે.

## છ કરોડ ઉપરનો જંગી પુલ.

બીજે દીને યાને તારીખ ઓગણીસમી ઓગસ્ટે, કવેબેકનો રેલ્વે પુલ જોવા ગયા, કે જે પુલ પોણો માઇલ લાંબો છે. તેનો વચલો મહેરાબ ૧૮૦૦ (અઢારસો) ફીટ છે, કે જે ખરેજ ઇજનેરી કળાનો ખ્યાલ આપે છે. એ પુલ પાણીથી એકસો પચાસ ફીટ ઉંચો છે અને મોટી મોટી સ્ટીમરો નીચેથી સેહેલાઇથી પસાર થતી જોવામાં આવે છે. એ પુલ સેંટ લોરેંસ નદીપર બાંધવામાં આવ્યો છે, કે જેની પાછળ લગભગ રૂપીઆ સાડા છ કરોડનો જંગી ખર્ચ થયેલો અડસટવામાં આવે છે. અમે જ્યારે એ મુલકમાં હતા ત્યારે લગભગ મજકુર પુલ બંધાઇને તૈયાર થવા આવ્યો હતો. બપોરે સાડાબાર વાગે અમો કયુબેકથી કેનેડીયન પેસેફીક રેલ્વેની ત્રેન નામે 'ગ્રીન માઉંટ ફલાયરમાં' બેસી સાંજે સાડાપાંચ વાગે 'ભમતા ભુતોની' માફક ત્રીજી વખત મોનત્રીયાલ આવી પુગ્યા અને વીનડસર હોટલમાં એકવાર ફરીને અમોએ મુકામ કર્યો.

## મોનત્રીયાલનું રસીલું વર્ણન.

કયુબેકથી મોનત્રીયાલ એકસો ઐંસી માઇલને છેટે છે. હવે આપણે મોનત્રીયાલ માટે બે શબ્દો લખીએ, તો તે એકે એ શહેરની વસ્તી અગીયાર લાખની છે, જેમાં ૬ લાખ ફ્રેંચમેનો અને ત્રણ લાખ ઇંગ્લીશ પ્રજા વસે છે. ત્યાં જાણીતો પહાડ 'માઉંટ રોયલ' છે, કે જે નામ પરથી 'મોનત્રીયાલ' કરી એ શહેરનું નામ પડયું છે. એ શહેર મધ્યે બોંતેર પબ્લીક પાર્કસ છે અને બત્રીસ માઇલની પાણીની હદ લાગેલી છે. મોટા

દરીયાઇ રસ્થે યુરોપ તથા દુન્યાના બીજાં ભાગો પરથી વેપારને અર્થે ત્યાં આવજાવ કરે છે. શહેરનો એકંદર વીસ્તાર એકસો સતર (૧૧૭) સ્કવેર માઇલ છે અને તે આખા કેનેડાનું સૌથી મોટામાં મોટું શહેર ગણાય છે. એ શહેર એક ઓશન પોર્ટ તરીકે પણ જાણીતું છે. મહા-સાગરથી તે એક હજાર માઇલ દુર છે. એ શહેર મધ્યેથી ઘણાં મોટા જથ્થામાં ઘઉંની નીકાસ થતી રહે છે. સને એક હજાર સાતસે સાહઠ (૧૭૬૦)ના સાલમાં એ શહેર ફ્રેનચોના હાથમાંથી ઇંગ્લીશમેનોના કબ્-જામાં આવ્યું હતું.

## કેનેડાનો અર્થ.

આખા કેનેડાની વસ્તી આશરે સીતેરથી એંસી લાખ સુધીની અંકાય છે, જે આખા કેનેડાનો ઘણો મોટો એકંદર વીસ્તાર જોતાં ખરૂં પુછો તો તે કુચ્છ બીસાદમાં નથી. કેનેડા નામનો શબ્દ અસલના મુળ વતની, જેઓ 'રેડ ઇન્ડયન્સ' કહેવાતા હતા, તેઓની માતુશ્રી ભાષા પરથી પડયો છે, કે જેને તેઓ પોતાની ભાષામાં કનાતા (Kanata) કરીને કહેતા હતા. તેનો અર્થ ઝુંપડાંઓનો ગીચ ઢગલો એમ થાય છે. કવેબેક શબ્દ પણ 'રેડ ઈન્ડયન્સ'ની ભાષાનો છે, કે જેઓ તેને કેપેક કરીને કહેતા હતા અને તેનો અર્થ 'નદીના પાણીનો પ્રવાહ સાંકડો થવાનો સમુહ' એવો થાય છે.

કવેબેક શહેર આખા કેનેડામાં બુટ અને શુ ઇન્ડસ્ટ્રી માટે ઘણુંજ જાણીતું છે. ત્યા એ ધંધો મોટા પાયા પર ચાલે છે, કે જેના એકંદર ચાળીસ કારખાનાઓ છે. કેનેડાનો મોટો ભાગ 'હાયર એલ્ટી-ટયુડ પર' આવવાના સબબે ઉપલા મુખ્યં પ્રાંતોમાં ઘણીજ કકડતી શીયાળાની, રૂતુ હોવાને લીધે એનો વિસ્તાર જોતાં ખરૂં પુછો તો ત્યાંની પ્રજાની વસ્તી ઘણીજ ઓછી કહેવાય.

## બોસ્ટનના દીવ્ય દર્શન.

વીસમી ઓગસ્ટની સહવારે આશરે દશના સુમારે કેનેડીયન નેશનલ રેલ્વેમાં મોનત્રીયાલથી અમો ઉપડયા. રસ્તામાં આવતા 'રૂઝ-પોઇન્ટ' નામના સ્ટેશન પર અમારો અસબાબ તેમજ પાસપોર્ટ તપાસવામાં આવ્યો, તેનું કારણ એ કે એ સ્ટેશન સુધી કેનેડાની હદ ગણાય છે અને ત્યાર બાદ પાછી યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાની સરહદની શરૂઆત થાય છે.

વીસમી ઓગસ્ટની રાત્રે અમો બોસ્ટન મધે આવી પુગ્યા અને ત્યાંના હોટલ બેલવયુમાં ઉતારો લીધો. મોનત્રીયાલથી બોસ્ટનનો છેટો આશરે ત્રણસે સાડત્રીસ (૩૩૭) માઇલનો અંકાય છે. બીજે દીને યાને ૨૧ મી ઓગસ્ટની સહવારે શહેરમાં લટાર મારી આવ્યા બાદ બપોરે બસમાં ફરીને આખું શહેર જોઇને ગમત મેળવી. ગ્રે લાઇનની 'સાઇટ સીઇંગ ત્રીપની' ૫૦ માઇલની ટુર કરીને અમો બોસ્ટન મધેથી લેવીંગસ્ટન અને કોનકોર્ડનાં પ્રગણાંઓ સુધી ફરી વળ્યા હતા, કે જ્યાં રસ્તામાં મશહુર થઇ ગયલા મહાન કવીઓ લોંગફેલો અને ઇમરસનનાં મકાનો અમારા જોવામાં આવ્યાં હતાં મજકુર જગાઓ મધે બ્રીટીશો અને તે વખતના જુના જમાનાના સામે થનારા બ્રીટીશ ખેડુતો, એમ એકમેકની વચ્ચે લડાઇ જાગી હતી. અસલી જમાનાના (હુલ્લડ મચાવનારાઓ) તે હાલના અમેરીકનો કહેવાય છે. બોસ્ટન એ જાણીતું અને માનીતું ઇતીહાસીક શહેર છે, તેનું કારણ એ છે કે પુરાતન કાળમાં સાઉધંપટનથી ઉપડેલા જાત્રાળુઓએ સૌથી પહેલવહેલાં મજકુર શહેરમાં આવીને પોતાનો પગપેસારો કર્યો હતો, એટલુંજ નહીં, પણ વળી બ્રીટીશોની વિરૂધમાં અમેરીકન અંગ્રેજોએ છેડતી વટીક કરીને જંગબી મચાવ્યું હતું. વળી અધુરામાં પુરૂં વિલાયતથી ચાના દાબડાઓ, કે જે ઉપલા શહેરમાં તે વખતે આવતા હતા, તે ઉપર જકાત પણ ભરવા સાફ ના પાડી અને તે સઘળો માલ તેઓએ યાહોંમ દરીઆમાં હોમાવી દીધો હતો. એ શહેરની વસ્તી એકંદર ૮ લાખની ગણાય છે, જે એનાં પ્રગણાંઓ મળીને જો સામટી ગણીએતો, આશરે ૨૦ લાખ જેટલી થવા જાય છે. વેલથેમ સીટી આખા અમેરીકામાં ઘડીઆળનાં હુન્નર માટે ઘણું જાણીતું છે. તે બોસ્ટનથી થોડાક માઇલને છેટે આવેલું છે. એ શહેર મધે પ્રખ્યાત હારવર્ડ યુનીવર્સીટી આવેલી છે. અમોએ રાત્રે કેઇટસ થીએટરમાં રીવ્યુસની મોજ ચાખ્યા બાદ ટેક્ષી કેબમાં બોસ્ટનના બે (Bay) પર ભભુકાદાર તેજસ્વી રંગબેરંગી લાઇટમાં ઝળહળી રહેલો ચાલતો સુંદર 'ફેર' જોવા માટે જઇ લાગ્યા, કે જ્યાં મુખ્ય ધોરી રસ્તા ટ્રીમોન્ટ અને વૉશીંગટન સ્ત્રીટસ આવેલા છે.

## ન્યુયોર્કમાં પધરામણી.

બોસ્ટનથી ૨૨ મી ઓગસ્ટે સહવારે ૧૦ વાગે આખી દુનીયાનું સુપ્રસીધ પહેલી પંક્તીનું ગણાતું શહેર ન્યુયોર્ક જવા માટે અમો

ઉપડયા, કે જ્યાં સાંજે ળા વાગે અમો આવી પહોંચ્યા અને હોટલ પેન્સીલવેન્યાના અગીયારમાં મજલે ઠરીઠામ થયા. બોસ્ટનથી ન્યુયોર્ક આવતાં અમોએ રસ્તામાં 'ન્યુ લંડન' નામનું પ્રખ્યાત સ્ટેશન પસાર કર્યું હતું. ન્યુયોર્ક આવી ફરાગાત થયા બાદ અમો સબ-વેમાં બેસી અમેરીકન એક્ષ્પ્રેસ કંપનીમાં જઇ સઘળી પરપુછ કર્યા બાદ રાત્રે સીલોન રેસ્ટોરાં, જે '૪૯ સ્ટ્રીટ' અને બ્રોડ વેપર આવ્યું છે, જે એક કોલંબોવાસી ચલાવે છે, ત્યાં અમોએ ઇન્ડયન સ્ટાઇલમાં ખાણું લીધું. એ રેસ્ટોરાંમાં અમને થોડાક હીંદુ ભાઇઓ સાથે ઓળખાણ થઇ હતી. રાત્રે બ્રોડવેની તેજસ્વી ભભુકાદાર રંગબેરંગી લાઇટ, કે જે આખી જીંદગીમાં જોઇ નહીં હોય, તેવી આંખ ચકીત કરે એવી શુશોભીત લાઇટની મોજ ચાખી અમો ગ્રે લાઇનની બસમાં બેસીને ચાઇના ટાઉનમાં લટાર મારી આવ્યા. અત્રે ૨૩ મી ઓગસ્ટે પનામાં કેનાલની આઇટીયનરી તથા ટીકીટસ લઇ લીધી હતી. એ બાદ અમો વોલ સ્ટ્રીટમાં આવેલું આખી દુનીયાનું સૌથી મોટામાં મોટું ગણાતું સ્ટોક એક્ષચેન્જ જોઇ સંતોષ મેળવ્યો.

## ૩૨,૮૦૦ ટનની ગંજાવર સ્ટીમર વરજીન્યા મધે પનામા કેનાલની દીલપઝીર સહેલ.

ચોવીસમી ઓગસ્ટની સહવારે અગીયાર વાગે ન્યુયોર્કનાં નોર્થ હડસન રીવરનાં એકસેઠમા પીયર ઉપરથી પનામા પેસીફીક લાઇન્સની 'વરજીન્યા' નામની સ્ટીમર, કે જે બત્રીસ હજાર આઠસે ટનની અત્યંત મોટી ગંજાવર હતી, તેમાં 'પનામાં કનાલ' જવા માટે અમે ચાલુ મુકયું. સ્ટીમર ઉપડવાની સાથે અમને અતી શોભાયમાન 'સ્કાઇ લાઇન ઓફ ન્યુયોર્ક' કે જેના પર હારબંધ ઉંચી ઉંચી ઇમારતો ટેકડીઓની માફક આવેલી છે, તે દેખાવ કીલ્લાઓની માફક આંખને સુંદર લાગે છે. દરીયો જેમ વધુ કપાતો ગયો તેમ અમો જાણીતું 'સ્ટેચયુ ઓફ લીબરટી' પણ પસાર કરી ગયા. કોઇ પણ સ્ટીમર જે ન્યુયોર્ક તરફ જવાની હોય તો તે વખતે તે સ્ટેચયુ આગળથીજ પસાર થાય છે. એ સ્ટેચયુ એક નાના ટાપુપર આવેલો છે, જેથી તે 'દીવાદાંડીની' મુવાફેકનો ખાસ ખ્યાલ આપે છે. અમોએ રવીવાર તારીખ પચ્ચીસમી અને સોમવાર તારીખ છવીસમી ઓગસ્ટનો દીવસ શાંત એટલાન્ટીક મહાસાગરમાં પસાર કર્યો હતો.

૨૭ મી ઓગસ્ટે સહવારે સાડાસાત વાગે 'હવાના' નામનું શહેર કે જે કયુબા રીપબલીકનું મુખ્ય રાજધાનીનું શહેર કહેવાય છે, ત્યાં

આવી પુગ્યા. ડોકટરે સ્ટીમરના મુસાફરોને તપાસ્યા બાદ દશ વાગે અમો 'નરાધરા' લોંચમાં બેસી કીનારે ઉતર્યા. ત્યાંની મુખ્ય ભાષા સ્પેનીશ છે, કારણ કે અગાઉ એ ટાપુ સ્પેનના તાબા હેઠળ હતો. એની વસ્તી ૭ લાખની અંકાય છે, જ્યારે આખા કયુબાની એકંદર વસ્તી ચાળીસ લાખની ગણાય છે. એ શહેર મધે કેળાંનો ઘણોજ મોટો પાક થવાનાં પરીણામે ખાંડની મોટી મોટી ફેકટરીઓ આવેલી છે, કે જે ફ્રુટની ફેકટરીઓ યુનાઇટેડ ફ્રુટ કંપનીની હકુમત હેઠળ ચાલે છે. એ પછી અમો બસમાં બેસી ફરવા ગયા, જ્યાં રસ્તામાં હાઉસ ઓફ રેપ્રીઝેનટેટીવ્સ, ચેમ્બર ઓફ કોમર્સ, શહેરનો પુરાતન કાળના વખતનો અસલી ભાગ, વીગેરે પસાર કરવા પછી અમારાં પગલાં કેથીડ્રલ ઓફ કોલમબસ તરફ લંબાયાં, કે જ્યાં મહાન લોકપ્રીય નર કોલમબસ હમેશની નીંદમાં પડેલો હતો. મજકુર જગ્યાએ મહાન કોલમબસના શબને સેંકડો વરસ રાખ્યા બાદ છેવટે ૧૮૯૮ ના સાલમાં તે શબને સ્પેન લઇ જવામાં આવ્યું હતું. ત્યાંથી વધુ આગળ સ્પેનીશ કલબ, કેપીટોલ તથા પાર્લામેંટ હાઉસ, કે જે લગભગ ચાર કરોડ રૂપીઆની જંગી કીંમતે ભવ્ય રીતે બંધાયું છે, તે તથા ઓલ્ડ મારકેટ પ્લેસ વીગેરે પસાર કરી ત્યાંથી વધુ આગળ (Prado) પ્રાડો, કે જે આખા કયુબાનો સૌથી મોટો અને પહોળો રસ્તો કહેવાય અને જે ત્રણ માઇલ જેટલો લાંબો છે તે વટાવી ગયા. એ બાદ માલકમ ડ્રાઇવ પસાર કરી એટલુંજ નહીં પણ દરીયા કીનારા તરફ પણ અમોએ હેરીયું લીધું અને ત્યાંથી સીમેત્રી પર જઇ પુગ્યા. દુનીઆમાં તે મશહુર થયલી ઇટલી શહેરનાં જીનીવાની સીમેત્રી પછી બીજી પંકતીએ મુકાય છે. ત્યાર બાદ શુવેરી પર ગયા પછી અમો બેરેકસ, એરોડ્રોમ વીગેરે જોવા લાયક સ્થળો પસાર કરી, સાંજના ૭ને સુમારે યાને ૨૭ મીની સાંજે અમોએ હવાનાથી ઉઠાંગીરી કરી.

## પનામાં કેનાલમાં અમારી પધરામણી.

અઠાવીસ અને ઓગણત્રીસ ઓગસ્ટ શાંત દરીઆમાં પસાર કર્યા બાદ શુક્રવાર તા૦ ૩૦ મી ઓગસ્ટની સહવારે ૭ વાગે 'પનામા કેનાલ ઝોનમાં' અમારાં પગલાં દાખલ થયાં, કે જે અરસામાં ઇમીગ્રેશન ઓફીસરે સહવારે સાત વાગે આવી અમારી પાસપોર્ટ તપાસી પોણાઆઠ વાગે અમારા રાક્ષસી 'દરીયાઇ રથે' વરજીનીયાનો 'પનામાં કેનાલ' પસાર કરવાની શરૂઆત કરી.

'પનામા કેનાલની' યોજના અમલમાં મુકાવા આગમજ ઉત્તર અને દક્ષીણ અમેરીકાના બંને મહાન ખંડો પનામાની સંયોગી ભુમિથી જોડાયલા હતા. મહાન વીરલા કોલમબસ એક ગોરા માણુસ તરીકે પનામા દેશની મુલાકાત લેવાનું માન પહેલવહેલો ખાટી ગયો હતો. ઉપલા બંને ખંડો વચ્ચે 'કેનાલ' જેવું કાંઇ નહોતું, જેથી દરીયાને રસ્તે વેપાર કરવાનું છેટું ઘણું લાંબુ ગણાયા ઉપરાંત વળી તે અતીશય કંટાળાભરેલું હતું. ઉપલા સંજોગસર પ્રજાનાં મનમાં કનાલ બાંધવાની યોજનાં રમી રહેવે ૧૮૫૫ ના સાલમાં "પનામા રેલ રોડ" એક નાંકેથી બીજે નાંકે સુધીની બાંધવામાં આવી અને ગયા સને ૧૮૭૭ ની સાલમાં ફ્રેંચ દરયાઇ કાફલાનો એક ઓફીસર, કે જેમનું નામ મી૦ વાઇઝ હતું, તેમણે કેનાલ કેવી રીતે બાંધવી તે માટેની સર્વે યાને માપ લેવાની પણ શુભ શરૂઆત કરી હતી. ૧૮૭૯ ના સાલમાં ઇન્ટરનેશનલ કેનાલ કંપની પહેલવહેલ્લી પેરીસ મધે સ્થાપવામાં આવી, કે જે કંપનીએ મી૦ વાઇઝને કેનાલનું કામકાજ હાર પાડવાનું કનસેશન કોલમબીયન ગવર્નમેંટનાં હુકમને અનુસાર અપાવ્યું હતું. સુવેઝ કેનાલના બાંધકામમાં એકકી અવાજે પુર્ણ પસંદગી પામેલો મશહુર એનજીનીયર મી૦ ફરડીનાન્ડ લેસેપને મજકુર કંપનીના વડા ઇજનેર તરીકે ખાસ રોકવામાં આવ્યો હતો. જે વરસમાં કેનાલના કામકાજનું મંડાણ હાથ ધરવામાં આવ્યું હતું, તેજ વર્ષના ડીસેંબર મહીનામાં ફરડીનાન્ડ લેસેપ બીજા મદદનીશ ફ્રેંચ ઇજનેરો સાથે પનામાં ઇસ્થમસમાં આવી પુગયો અને મજકુર ફ્રેંચ કંપનીએ કામકાજની શરૂઆત કરી, પણ કહેતી મુજબ 'માણુસ ધારે શું અને કુદરત કરે શું" એ મુજબ બનાવ એ બન્યો કે નહીં ખમી શકાય એવી ભારે ગરમી પડવા ઉપરાંત વળી અણધાર્યો મેલેરીઆ તાવનો ઉપદ્રવ પણ એકાએક પુર જોશમાં ફાટી નીકળ્યો અને તેથી હજારો માણસો પરલોકવાસ પામ્યા. સને ૧૮૮૮ ના સાલમાં એક એવો બીજો કુદરતી કહેર વરસ્યો અને મજકુર ફ્રેંચ કેનાલ કંપનીમાં ખોટ આવવાનાં સબબે નાણાં રોકનારા હજારો શેરહોલ્ડરો સદંતર પાયમાલ થઇ ગયા.

## શરૂઆતની હાડમારી.

બાપડા એ ફ્રેંચ એનજીનીયરનેબી કેનાલ બાંધવાના બાબમાં ખરેજ સાડાસાત વર્ષની પનોતી બેસશે એવું કુદરતનું નીરમાણ થયલું હોવું

જોઇએ. જેથી તે મુજબ તેને કોર્ટની દેવડીએ પણ ચઢાવવામાં આવ્યો, એટલુંજ નહીં પણ વળી તેના બેટા ચાર્લસને પણ રાહુ બેઠો હોય એ મીસાલ તેની તપાસ વટીક કોર્ટમાં ચાલી. તપાસ ચાલ્યા બાદ બને બાપ-દીકરાને પાંચ પાંચ વર્ષની સજાની કેદ મળી. પાછળથી કોઇની ભલામણથી તેની સજા પાછી ખેંચી લેવામાં આવી હતી. એજ મુવાફેક મી૦ ફરડીનાંડ લેસેપને પણ સજામાંથી મુકત કરવામાં આવ્યો હતો. આવો વીદ્વાન દુનયવી અનુભવી માણસ ઉપર મુજબની હીનપસ્તીમાં આવ્યા પછી ૧૮૯૩ નાં વર્ષમાં આ ફાની દુન્યા છોડી ગયો. ૧૮૯૯ ના સાલથી તે ૧૯૦૧ ના સાલ સુધી યુનાઇટેડ સ્ટેટસે એક કેનાલ કમીશન નેમ્યું, કે જે વોકર કમીશનને નામે ઓળખાતું હતું. એ કમીશન નવી શોધખોળ કરવા પાછળ મંડી ગયું. સને ૧૯૦૩ ના સાલના જાનેવારી માસની તારીખ બાવીસમીએ 'હે હેરન ત્રીટી' નામદાર કોલમબીયા સરકાર અને નવી પનામા કેનાલ કંપનીના કાર્યવાહકો સાથે થઇ હતી. થોડા વર્ષના ગાળા બાદ આપસઆપસમાં ઝઘડો થયા કરવે છેવટે પનામા પ્રજાસ્તાક થવા ઉપરાંત ત્યાં નવું રાજતંત્ર પણ સ્થપાયું. પનામાં રાજતંત્ર સ્થપાયું તેને આજ દીન સુધી યુનાઇટેડ સ્ટેટસ સાથે ઘણું સારૂં છે. એ બાદ તા. ૬ થી નવેંબર ૧૯૦૩ માં પનામા કેનાલનો સઘળો કબજો યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાને હવાલે તેની સઘળી અસકયામત તેમજ જુની કંપનીનાં અધુરાં રહેલાં કામકાજ સાથે ચાર કરોડ ડોલર યાને બાર કરોડ રૂપીઆની જંગી કીંમતે વેચાતો લેવામાં આવ્યો, એટલુંજ નહિં પણ કેનાલ ઝોનનો વિસ્તારનો હક યુનાઇટેડ સ્ટેટસે એક કરોડ ડોલર યાને લગભગ ત્રણ કરોડ રૂપીઆ આપીને પનામા રીપબ્લીક પાસેથી તેનો ભોગવટો લઇ લીધો.

## પનામા કેનાલનો વીસ્તાર યુનાઇટેડ સ્ટેટસની માલેકીમાં.

અમેરીકનોના હાથમાં પનામા કેનાલનો સઘળો કબજો આવ્યા બાદ મોટાં નશીબે તે વખતે મેલેરીયા અને 'યલો ફીવર' અટકાવવાના ઉપાયો મશહુર ડોકટર રોનાલ્ડ રોઝે તથા ડોકટર વોલ્ટર રીડ યોજ્યા અને તેનું નામ નીશાન નાબુદ કર્યું.

૧૯૦૫ માં પ્રેસીડન્ટ રૂઝવેલટે જોન સ્ટીવનસનને વડા ઇજનેર તરીકે રોકયો, જે નોકરી છોડવે લેફ. કર્નલ જયોર્જ ગોથલ્સ વડો ઇજનેર મુકરર થયો.

૧૯૧૨ માં કેનાલ ઝોનનો ખાસ જુદો ગવર્નર નીમવામાં આવ્યો હતો.

એ કેનાલ અને રેલ રોડની દેખરેખ પાછળ આશરે ત્રણ હજાર અમેરીકનો નેમવામાં આવ્યા હતા, એટલુંજ નહીં પણ લગભગ દશ હજાર પારકા મુલકનાં કામદારો પણ રોકવામાં આવ્યા હતા.

## પનામા કેનાલની ઇજનેરી કળાનો ખ્યાલ.

પનામા કેનાલનો પેસીફીક મહાસાગરમાંથી દાખલ થવાનો માર્ગ સતાવીસ માઇલ જેટલો પુર્વની બાજુથી તે છેક એટલાનટીક માહસાગરનાં દાખલ થવાનાં માર્ગ સુધીનો છે. એ કેનાલનો માર્ગ ઉતર પશ્ચિમ થી દક્ષીણ પુર્વ તરફનો છે, એટલુંજ નહીં પણ ચઉદ માઇલનો વીસ્તાર દરીયાનાં પાણીની સપાટી બરોબરનો છે, જ્યારે છ માઇલ આટલાનટીક મહાસાગર તરફ તથા આઠ માઇલ પેસીફીક મહાસાગર સુધીનો તે હોવા ઉપરાંત ગાટુન તળાવ અને ગેલીયાટ કટ વચ્ચે એકત્રીસ માઇલનો જે છેટો ધરાવે છે, તે દરીયાની સપાટીથી પંચયાસી ફીટ ઉંચે છે. પેદરો અને માઇગુલ લોકસથી તે મીરા ફ્લોરીસ તળાવથી એક માઇલને છેટે છે. કેનાલની લેવલ ચોપન ફીટ દરીયાની સપાટીથી ઉંચી છે, કે જેમાં ડબલ દરવાજા દરેક લોકસમાં રાખવામાં આવ્યા છે, તે એક હજાર ફીટ લાંબા અને એકસો દશ ફીટ પહોળા છે અને તેની આજુબાજુ કોનક્રીટની દીવાલો ચણી લેવામાં આવી છે, જ્યારે છેડા પર મોટા દરવાજાની અલગારો લાગેલી જોવામાં આવે છે. એ રાક્ષસી દરવાજાઓ સાત ફીટ જાડા, પાંસેઠ ફીટ પહોળા અને સુડતાળીસથી તે બ્યાસી ફીટ ઉંચા છે. વજનમાં તે ત્રણસે નેવુંથી સાતસે ત્રીસ ટન જેટલા મોટા વજનદાર છે. એ મેસીસ્ટ પહેલવાન જેવા રાક્ષસી દરવાજાઓને ચોવીસ સાંકળો લગાડવામાં આવી છે કે જે અડીભીડીએ યાને અકસ્માત વેળાએ ઘણી સારી રીતે કામ લાગે છે. જ્યારે સ્ટીમર 'ડગમગ ડગમગ' કરતી લોકમાં દાખલ થાય છે, ત્યારે તેનું એનજીન બંધ કરી નાંખવામાં આવે છે અને ઇલેકત્રીક એનજીનો, કે જેને મ્યુલ્સ (ખચ્ચર) કરીને કહેવામાં આવે છે તેવાં ચાર મોટાં એનજીનો સ્ટીમરની સાઇડે જોડવામાં આવે છે. બે આગળ તથા બે પાછળ એવી રીતે એ મ્યુલ્સ સ્ટીમરને ઘણી આસાનીથી જમીન પરથી ખેંચી દરીયો આગળ કાપતા જાય છે. એટલાંનટીક મહાસાગરથી તે પેસીફીક મહાસાગરમાં જવા માટે કેનાલ પસાર કરતાં એક સ્ટીમરને ત્રણ બંધીયાર પાણીનાં પગથીઆં ગારટુન આગળ ત્રીપલ લોકસની મદદથી ચઢવા પડે છે અને ત્યારબાદ એક પગથીયું

નીચે પેદરો, માઇગ્યુઅલ આગળ તથા બીજા બે પગથીયાંઓ મીરા-ફ્લોરીસ આગળ પેસીફીક મહાસાગરની સપાટી ઉપર આવવાને માટે ઉતરવાં પડે છે. એ મુજબ મોટામાં મોટું વહાણ યા એક સ્ટીમર એ કેનાલમાંથી ઘણી સહેલાઇથી દરીયો કાપે છે. ગેલીઅટ કટ આગળ કેના-



**પનામા કેનાલમાં સ્ટીમરને ઇલેકટ્રીક એનજીનો ખેંચી લઇ જાય છે તેનો દેખાવ આ ચીત્ર બતાવે છે.**

લની ઓછામાં ઓછી પહોળાઇ ત્રણસે ફીટની છે, અને ગાટુન લેકમાં તે પાંચસોથી એક હજાર ફીટની પહોળાઇ ધરાવે છે. એ કેનાલ એટલાન્ટીક મહાસાગરના દાખલ થવાના રસ્તા આગળ બેંતાલીસ ફીટ ઉંડી છે, જ્યારે તળાવ આગળ પીસતાળીસથી તે પંચયાસી ફીટ ઉંડી છે અને પેસીફીક મહાસાગરના દાખલ થવાના માર્ગ આગળ પીસતાળીસ ફીટ ઉંડી છે. એ કેનાલ બાંધવા પાછળ આડત્રીસ કરોડ સીતેર લાખ ડોલર યાને લગભગ એક અબજ રૂપીઆનો જંગી ખર્ચ થયો છે.

## દુન્યાની સાત અજાયબીઓમાંની એક અજાયબી.

૧૯૧૪ ના સાલના ઓગસ્ટ માસની ત્રીજી તારીખે સૌથી પહેલ-વહેલી સ્ટીમર એ કેનાલમાંથી પસાર થઇ હતી અને એ કેનાલની શુભ મુરતની ક્રીયા યુનાઇટેડ સ્ટેટસનાં પ્રેસીડેંટે સને ૧૯૨૦ ના સાલના જુલાઇ માસની બારમી તારીખે કરી હતી. એ કેનાલ લાઇનની લંબાઇ ઉંડા પાણીથી શરૂ થઇ ઉંડાં પાણીના અંત સુધીની પચાસ માઇલ સુધીની છે અને કાંઠાથી કાંઠા સુધીની લંબાઇ ચાલીસ માઇલ જેટલી ધારવામાં આવે છે. 'પનામા રેલ રોડ'ની લંબાઇ સુડતાલીસ માઇલની છે, જ્યારે કેનાલ ઝોનનો એકંદર વીસ્તાર ચારસે છત્રીસ સ્કવેર માઇલ જેટલો છે. એક લોકમાંથી બીજા લોકમાં પસાર થતાં ૧૫ મીનીટ લાગે છે. અમે પનામા કેનાલ ક્રીસટોબલ કોલનથી પસાર કરવાનું સહવારે આંઠ વાગે શરૂ કરી તે બપોરે લગભગ ત્રણના સુમારે બલબોઆ આવી પુરૂં કર્યું હતું. મજકુર પનામા કેનાલ જોવી એબી ખરૂં પુછો તો દુન્યાની સાત અજાયબી-ઓમાંની એક અજાયબી ગણાય છે, તેનું મુળ કારણ એ કે માણસાઇ અકલ હુશયારીથી ઉતર અને દક્ષીણ અમેરીકાના જોડાણને કાઢીને ફોડી-ફોડીને યાને ખોદી કાઢીને લોકસો તેમજ બનાવતી તળાવો બાંધી તથા બંધીયાર પાણીનાં ત્રણ પગથીયાઓમાં સ્ટીમરને દાખલ કરી ઉપરને ઉપર લગભગ પંચયાસી ફીટ ચહડાવે છે. જે વખતે અમો વરજીનીયા સ્ટીમરમાં હતા ત્યારે અમારૂં જીગર પોકારી ઉઠતું હતું કે, ઓ ખોદા! કાળાં માથાંના માનવીનું ભેજું શું કામ કરી રહયું છે! પંચયાસી ફીટ પાણીમાં ઉંચે ચહડયા બાદ આપણે બનાવતી તળાવમાં દાખલ થઇએ છીએ અને ત્યારબાદ વળી પાછા આપણે ત્રણ પાણીનાં બંધીયાર પગથીઆં નીચે ઉતરીએ છીએ. છેવટે આપણે પેસીફીક યાતો એટલાનટીક માહ-સાગરની સપાટીપર આવીએ છીએ.

---

પ્રીય વાંચક વરજીનીઆ સ્ટીમર ઉપરનું મીનું તારી જાણ અર્થે અત્રે ઉકમાઇથી હું રજુ કરૂં છું.

# S. S. VIRGINIA.

*Friday, August 30, 1929.*

## LUNCHEON.

Picked Oysters Salmon Mayonnaise
Anchovy Fillets Canape Mangue Mortadella Slices Radishes
English Walnuts Ripe and Queen Olives
Cold Consomme en Tasse
Chicken Okra Soup Manhattan Clam Cowder
Fillet of Flounder a la Whitney
Steamed Clams, Drawn Butter
Curried Prawns and Rice, Bombay Style
Plain and Sweet Omelettes
Roast Fore and Hind Quarters of Lamb, Broccoli
Baked Idaho, Sweet, Shoe String and Mashed Potatoes.
TO ORDER FROM THE GIRL (15 minutes)
Squab & Bacon Sirloin Steaks with Fresh Mushrooms

COLD BUFFET

Marinaded Herrings
Spiced Beef Boiled Premium Ham Ox Tongue
Head Cheese Sirloin of Beef
Galantine of Turkey Braised Duckling Veal & Ham Pie

SALAD

Alligator Pears, Thousands Island Dressing
Lettuce Sliced Tomatoes Beetroot Cucumber Escarole
Bread & Butter Pudding Fresh Raspberry Pie
Orange Sherbet Danish Pastry
Iced Watermelon

CHEESE

Young American Brie Neufchatel Camembert Gorgonzola
Fruit Iced Tea Buttermilk Coffee

## જમેકાનું દુરથી અવલોકન.

સ્ટીમરમાંથી નીકળ્યા બાદ એ ઠેકાણે પનામાં રીપબ્લીકનાં કસ્ટમ ઓફીસરે અમારો સામાન તથા પાસપોર્ટ તપાસી હતી. ત્યાંથી અમો પનામાં 'રેલ રોડના' સ્ટેશન નામે 'બલબોઆ હાઇટસ' પરથી સાંજે આશરે પાંચ વાગે ઉપડી કોલન સ્ટેશનપર ૬॥ વાગે આવી લાગ્યા અને ત્યાંથી થોડે દુર આવેલી ક્રીસ્ટોબલ ગોદીમાં ગયા અને પનામાં સ્ટીમ નેવીગેશન કંપનીની સ્ટીમર નામે ઓરડુનાં કે જે ૧૫,૫૦૦ ટનની હતી તેમાં ઉપડયા. મજકુર દીવસની સાંજે અમો કોલન મધ્યે ફરીયા હતા. એ ઠેકાણે વોશીંગટન હોટલ તથા કરાંચીના સીંધીઓની કયુરીયોસોની તરેહવાર માલની દુકાનો આવેલી છે, એટલુંજ નહી પણ એ શહેર મધ્યે જાણીતો લોકપ્રીય બ્રોડવે રસ્તો યુ. એસ નેવલ હેડ કવારટર્સ વીગેરે આવ્યો છે, તે જોઇ અમારી સ્ટીમરપર જઇ લાગ્યા. બીજે દીને યાને એકત્રીસમી ઓગસ્ટે પરોઢીયામાં અમારી સ્ટીમરે ઉઠાંગરી કરી.

એકત્રીસમી ઓગસ્ટ અને પહેલી સપ્ટેમ્બરે શાંત દરીયો પસાર કરી સ્હવારે સાત વાગે જમેકામાં અમો આવી લાગ્યા કે જે વેસ્ટ ઇન્ડીસનું મોટું બારૂં ગણાય છે. જમેકાની રાજધાનીનું શહેર કીંગસ્ટન છે, જેની વસ્તી એક લાખની ગણાય છે. ત્યાંનો મુખ્ય વેપાર ખાંડ અને રમ દારૂનો છે. બીજી અને ત્રીજી સપ્ટેંબરે શાંત એટલાન્ટીક મહાસાગરમાં પસાર કર્યા બાદ ચોથી સપ્ટેંબરે બપોરે દોઢને સુમારે 'હવાના' કે જે કયુબાની રાજધાનીનું જાણીતું શહેર છે ત્યાં આવી ઉભા. પાસપોર્ટ અને કસ્ટમ તપાસ્યા બાદ અમો હોટલ 'સેવીલા બીલ્ટમોરમાં' સાંજે સાડાચાર વાગે ઠરીઠામ થયા.

## ન્યુયોર્કથી હવાનાનો છેટો.

હવે આપણે ન્યુયોર્કથી તે હવાના સુધીનાં લાંબા છેટાં માટે લખીશું. એ અંતર એક હજાર એકસો ચોરાણું માઇલ દરીયાને રસ્તે છે. હવાનાથી ક્રીસટોબલ છેટું એક હજાર આઠમાઇલ જેટલું છે. 'પનામા કનાલનો' પેસેજ તેંતાળીસ માઇલનો અંકાય છે. 'પનામા કનાલ' પસાર કર્યા બાદ બલબોઆ નામનું વેપારી બંદર આવે છે, તે બંદરે અમો અમારી સ્ટીમર વરજીનીયામાંથી ઉતર્યા હતા, જયાંથી લોસ એનજલીસનો છેટો બે હજાર નવસે તેત્રીસ માઇલ જેટલો અંકાય છે, એટલુંજ નહીં પણ વળી લોસ

એનજલીસથી તે સેન્ટ ફ્રાનસીસકો સુધીનો છેટો દર્યાને રસ્તે ૩૫૭ માઇલ જેટલો છે. એ મુજબ છેક ન્યુયોર્કથી તે સેન્ટ ફ્રાનસીસકો સુધીનો લાંબો છેટો એકંદર ૫૦૩૫ માઇલ જેટલો થવા જાય છે.

## પાંસઠ હજાર સભાસદોની જંગી કલબ.

ચોથી સપટેંબરે હવાનાનું હોટલ નામે "સેવીલા બીલ્ટમોરમાં અમો સાંજના હારીઠામ થયા બાદ ત્યાંની જાણીતી કલબ નામે "સેનત્રો એસટુરીયાનો ડ'લા હવાના" કરીને કહેવાય છે તેની મુલાકાત લીધી હતી. વાંચનાર રસીક, તું જાણીને અજાયબ થશે કે મજકુર કલબમાં લગભગ પાંસેઠ હજાર જેટલા સભાસદો છે અને દર સભાસદ દીઠ માસીક ફી બે ડોલર યાને આશરે રૂપીયા છ દરેકને ફાળે આવે છે. એ કલબનું મકાન એવું ભવ્ય તેમજ શુશોભીત છે કે જે આપણે બે ઘડી જોયાજ કરીએ. તેનાં બાંધકામ પાછળ પચાસ લાખ ડોલર યાને લગભગ રૂપીઆ દોઢ કરોડનો જંગી ખર્ચ થયલો છે. એ કલબમાં આજના જમાનાને અનુસરતી પહેલા નંબરની અપ-ટુ-ડેટ સગવડ તથા સુખ શાંતીનાં નીયમો રાખવામાં આવ્યા છે અને બે ઘડી દીલ બહેલાવવાને ખાતર થીએટર, લાઇબ્રેરી, કોનફ્રરન્સ હોલ, પાના તથા ચેસ રમવાના ઓરડાઓ, વીગેરે હોવા ઉપરાંત બીલયર્ડ, રીફ્રેશમેન્ટ અને ડાઇનીંગ રૂમોબી છે. એ કલબના મકાનમાં વળી દરેક મેમ્બરની સુખ શાંતી સારી રવેશે જળવાઇ રહે એ અર્થે ખાસ એક જુદી ઇસપીટાલ પાંચસોથી હજાર બીછાણાઓ સાથની રાખવામાં આવી છે, કે જેનો મુફ્ત લાભ દરેક સભાસદો લે છે. કોઇ કલબ-મેમબર જો કદાચ સીક હોય તો તેનાં કુટુંબનાં ભરણપોષણ માટેનો બંદોબસ્ત રાખવામાં આવ્યો છે, પણ તેથી ઉલટું (કે જેઓ બાપડા કુંવારા મેમબરો હોય છે તેઓને) એ લાભ લેવામાંથી બાકાત રાખવામાં આવે છે. કલબની આખી ઇમારત સંગેમરમરની બાંધી છે. હવાનામાં એ કલબની ઢબના જેવી ત્રણ ઇમારતો બાંધવામાં આવેલી છે. પાંચમી સપ્ટેમ્બરે મોટરમાં બેસી હવાના ફરી અમોએ શરૂઆતમાં રસ્તામાં ત્યાંનો પ્રખ્યાત "ઓપેરા હાઉસ" પસાર કર્યો કે જે એક કરોડ રૂપીઆના જંગી ખર્ચે બંધાયલો છે. વધુ આગળ રસ્તો કાપતાં અમો કેપીટોલ નામની ઇમારત તરફ જઇ લાગ્યા. એ ઇમારતમાં પાર્લામેંટ ભરાય છે, જેનો ઘાટઘટમ વોશીંગ્ટન મધેની કેપીટોલ નામની બીલ્ડીંગને આબાદ મળતો છે.



હવાનાનું પારલામેંટ હાઉસ (કેપીટોલ.)

હવાનાની ભવ્ય કેપીટોલ બીલ્ડીંગ ૩૦ કરોડ રૂપીઆના જંગી ખર્ચે બંધાયલી છે.

## સીગારેટ ફેકટરીની મુલાકાત.

અમો ટોબેકો (સીગારેટ) ફેકટરી જોવા ગયા, કે જ્યાં કારખાનાનાં કામદાર વર્ગને રોજીંદો ૪ થી તે ૮ ડોલરનો રોજ મળે છે. એ ફેકટરીને લગતું એક કામદાર વર્ગનું મંડળ સ્થપાયલું છે, કે જે મંડળ તરફથી એક માણસ ખાસ રોકવામાં આવ્યો છે કે જેને રોજીંદો ૭ ડોલરનો રોજ મળે છે. તે માણસ ઉંચી ખુરસીપર બેસી કામદાર વર્ગ સારી પેઠે સાંભળી શકે એ પ્રમાણે મોટે સાદે ન્યુસપેપર વાંચે છે. મજકુર કારખાનું જોયા બાદ ત્યાંની જાણીતી સીમેત્રી (કબ્રસ્તાન) જોવા ગ્યા કે જે જીનોવાનાં બીજાં જોવા લાયક કબ્રસ્તાનથી

દુન્યામાં બીજી પંક્તિએ મુકાય છે. એ બાદ અમોએ 'ત્રોપીકલ બીર કંપનીની બ્રુઅરીપર હેરીયું લીધું, કે જ્યાં વીઝીટ લેનાર નરનારીઓને



**ત્રોપીકલ બીર કંપનીનો બગીચો, જ્યાં અમો પણ મફતનો બીર પીતા દેખાઇએ છીએ.**

કંપની મફત બીર પાય છે. મહાન નર કોલમબસને જે કેથીડ્રલમાં દાટયો હતો, તે જગા જોવાનેબી ચાન્સ અમને હવાનાં શહેર મધે મળ્યો હતો. એ શહેર મધેનો જાણીતો રસ્તો 'ધી પ્રાડો' કરીને છે, જે એક હજાર નવસે બેના સાલમાં બંધાયો હતો. તે વખતે જનરલ વુડ ક્યુબાનો ગવર્નર હતો. રસ્તાના વચલા ભાગમાં મારબલનો એક મોટો પહોળો ફુટપાથ બાંધ્યો છે, જેના બંને છેડાપર લાઇનબંધ અંબ્રેલા નામના સુંદર વૃક્ષોની બીચ ચટાઓ પથરાયલી જોવામાં આવે છે. ફુટ-પાથની બંને સાઇડોપરથી મોટર, ઘોડાગાડી વીગેરે પસાર થાય છે. એ

રસ્તાનો દેખાવ દીપાયમાન દીસે છે. એ રસ્તાનાં બાંધકામનો ખાસ પ્લાન ફોરેસ્ટીયર નામના મહાન ઇજનેરે ઘડયો હતો. બીજો જાણીતો રસ્તો નામે મેલીકોન ડ્રાઇવ કરીને આવે છે. અમોએ ત્યાંનું જાણીતું કાસીનો (જુગારખાનું) પણ જોયું. એ શહેરની મુખ્ય ઇન્ડસ્ત્રી ઉદયોગ ખાંડ અને સીગારેટનો છે. ત્યાંના કયુબા મુલક અસલ સ્પેનના કબજામાં હતો, પણ પાછળથી એક હજાર નવસે એના સાલમાં રીપબલીક યાને પ્રજાસત્તાક રાજ્ય ત્યાં સ્થપાઇ ગયું યાને ખરૂં પુછો તો સંપુર્ણ સ્વતંત્રતાબી મળી ગઇ.

અમો છઠી સપ્ટેંબરની સહવારે સાડાદશે 'પેનીનસ્યુલર અને ઓક્ષીડેન્ટલ સ્ટીમશીપ કંપની'ની સ્ટીમર નામે 'ગવર્નર કોબમાં' બેસીને 'કી વેસ્ટ' નામનું શહેર કે જે 'હવાનાથી' નેવું માઇલને અંતરે છે ત્યાં અમો સાંજે બરાબર ૪॥ વાગે જઇ પુગ્યા. કી વેસ્ટ મધે અમેરીકન સતાધીસોએ અમારી પાસપોર્ટ તથા કસ્ટમ વીગેરે તપાસ્યા બાદ ફ્લોરીડા ઇસ્ટ કોસ્ટ રેલ્વે કંપનીની ત્રેન નામે હવાના એક્ષપ્રેસમાં સાંજે ૬ વાગે ઉપડયા, કે જે વખતે અમોએ અમારી મોટી અજાયબી વચ્ચે જોયું તે એ કે, ગોરા અમેરીકનો અને હબસી અમેરીકનો માટે ખાસ જુદા જુદા વેટીંગ રૂમો રાખ્યા છે. ત્રેનની મુસાફરી દરમ્યાનમાં અમોએ ૭ા માઇલ જેટલો લાંબો પુલનો ઘણો મોટો ટપ્પો કાપ્યો હતો કે જે પુલને ૨૩૦ કોનક્રીટનાં મોટાં આરકાંઓ તથા ૩૩૭ રાક્ષસી કદના જેવા થાંભલાઓ હતા. આ મહાસાગરમાં પાણીનું ઉંડાણ ૧૮ ફીટની એવરેજે તે વખતે હતું. મહાસાગરમાં બીજા પુલો બાંધેલા છે તેના કરતાં એ પુલ અતિ મોટો ગણાય છે.

'કી વેસ્ટ' સ્ટેશનથી 'માયામી' સ્ટેશને અમારે ઉતરવાનું હતું, કે જે એકસો છપ્પન માઇલને છેટે હતું. 'કી વેસ્ટથી' તે કેલારગો સ્ટેશન એકસો આઠ માઇલને અંતરે આવે છે કે જે દરમ્યાનમાં બાવીસ રેલ્વેનાં નાના મોટા પુલો મુસાફરી કરનારાઓને ઓળંગવા પડે છે. રાત્રે ૭ વાગતે ફ્લોરીડા સ્ટેટ માંહેલા માયામી શહેરમાં આવી ત્યાંના હોટલ મેકએલીસ્ટરને ૧૦ મે મજલે ઠરીઠામ થયા.

ઠંડીની રૂતુમાં યુનાઇટેડ સ્ટેટસ મધ્યેનું લોક હવાના અને બરમુડા નામના હવા ઘોરવાને સ્થળે જઇ મોજ ઉડાવે છે, તેનું કારણ એ કે ત્યાંની સીઝન નવેમ્બરથી તે માર્ચ માસ સુધી દીલખુશ ગણાય છે.

અમો સાતમી સપ્ટેમ્બરે સ્હવારે દશ વાગે હોટલમાંથી નીકળી પ્રાઇવેટ મોટરકાર કરી 'માયામીની' સહેલઘાહે નીકળ્યા. દશ વર્ષ પહેલાં માયામીમાં જુજ વસ્તી હતી તથા ત્યાં જાહોજલાલી જેવું કાંઇ હતું નહીં. એક હજાર નવસેને છવીસના સાલમાં ત્યાં ભારે દરીયાઇ વાવાઝોડાંનું તોફાન થયું હતું, જેથી ત્યાંની ઇમારતોને ભારે નુકશાની પુગી હતી અને આખું શહેર તદનજ ધોવાઇ ગયું હતું. ત્યાંના જાણીતા બીસકેઇન . બે (ઉપસાગરની) ઉપર ઘણું ભારે તોફાન થયું હતું, તેથી એ શહેર તદન બીસમાર હાલતમાં આવી પડયું હતું અને ત્યાર બાદ ત્રણ કરોડ રૂપીઆનો ધુમાડો કરીને પબ્લીકને માટે ખાસ મોટો પાર્ક (બગીચો) બનાવ્યો છે, કે જ્યાં લોક બે ઘડી જઇ પોતીકું મન બહેલાવે છે. એ પાર્ક (બગીચાનો) ઘેરાવો પીસતાળીસ એકર જેટલો છે. ફ્લોરીડા સ્ટેટનાં જગજાણીતા 'માયામી' શહેરની હરહમેશની વસ્તી દોઢ લાખની અંકાય છે. સીઝનમાં યાને શીયાળાની રૂતુમાં ચીકાગો અને ન્યુયોર્કમાં કકડતી ઠંડી પડે છે, જેથી ત્યાંના શ્રીમંત નરનારીઓ 'માયામી' તરફ જવાને દોડાદોડ કરી મુકે છે. 'માયામી' શહેરની 'વીન્ટર–ટેમપરેચર' (શીયાળાની ડીગ્રીનો પારો) સીતેરથી હેઠે જતો નથી, જેથી સીઝન વેળા એ શહેરની વસ્તી ચારથી તે પાંચ લાખ જેટલી થવા જાય છે. 'માયામીથી' સીતેર માઇલને અંતરે એક બીજું ચોખ્ખી હવા ખાવાનું મથક નામે 'પામ બીચ' કરી આવે છે જ્યાં અબજપતી અમેરીકનોના એવા તો ફાંકડા અપ–ટુ–ડેટ સ્ટાઇલના બંગલાઓ છે કે જે બે ઘડી આપણે જોયા કરીયે. માયામીમાં ફરતા 'પોઇન્ટ વ્યુ' નામના કસબામાં જઇ લાગ્યા, જ્યાં પણ ફ્લોરીડાનાં શ્રીમંત અબજોપતી રહે છે. ત્યાં એક ફાંકડો બંગલો નામે 'વીલા સીરાના' કરીને તથા તેની અતરાફમાં બીજો 'વીલા–વીઝકાયા' છે કે જે બંને બંગલાઓ એકંદર બસે એકર જેટલો મોટો વીસ્તાર રોકે છે,

માયામી મધ્યેની યુનીવરસીટી પસાર કર્યા બાદ અમો 'કોરલ ગેબલ્સ' નામનાં નાના શહેરમાં જઇ પુગ્યા, જ્યાં 'માયામી બીલ્ટમોર' નામનું ઘણું મોટું હોટલ છે, જે રા કરોડ રૂપીઆના જંગી ખર્ચે બંધાયું છે; તે વટાવી આગળ ચાલતાં રસ્તામાં જાણીતો સ્વીમીંગ

બાથ નામે 'વીનીશીયન પુલ' યાને તળાવ આવે છે, જ્યાં સેંકડો શોખીન અમેરીકનો રંગીલા કોમ્બીનેશન ડ્રેસ પહેરીને પાણીમાં મજાહ કરતા અમારા જોવામાં આવ્યા. ઉપલું જોયા બાદ અમો 'ટીમીયામી ટ્રેલ' નામના મોટા ધોરી રસ્તાપર બહાર પડયા કે જે રસ્તો એક સરખો એકસો સહડસેઠ માઇલ જેટલો લાંબો છે.

## રાતામાતા હીંદીઓ.

ત્યાંનું 'કોરલ ગેબલ્સ' નામનું નાનકડું શહેર છેલ્લાં આઠ વર્ષ થયાં સ્થપાયું છે, જેની અતરાફમાં આવેલી જગ્યાનું નામ 'મુસા આઇલ' (ટાપુ) કરીને છે, જ્યાં લગભગ પાંચસો જેટલા 'રેડ ઇન્ડયનો' વસે છે, જેઓને અમોએ ખેતીવાડી તથા બાગબાની કરતા જોયા હતા.

અમેરીકા મધે યુનાઇટેડ સ્ટેટસની ગવર્નમેન્ટ દર વર્ષે પોતાના દેશમાં યુરોપ તેમજ પરાયા મુલકો મધેથી ચોકકસ સંખ્યાનેજ વસવાટને અર્થે આવવા દે છે.

'મુસા આઇલ' (ટાપુ) પર એક અતી મોટું એલીગેટર ફાર્મ યાને પાળેલી નાની મોટી સુસવાટોનું મોટું ધામ આવેલું છે, તે જોયા બાદ મોટરમાં બેસીને 'આલાપાલા' નામની સુંદર જગા, કે જ્યાં ગુલાબના ફુલોના ઝાડોની ઘણાં મોટા પાયાપર બાગબાની થાય છે, તે અમે જોઇ. બપોરનું લંચ હોટલમાં લીધા પછી ત્યાંની ૧૩ મજલાની ઇમારત પર જઇ લાગ્યા અને અમોએ પુછતાં જણાવવા મુજબ તે જેલ હતી.

## કાચનાં તળીયાની બોટ.

સાંજે અમો મોટરમાં બેસી 'ગ્લાસ બોટમ બોટ' કે જે બોટનાં નીચેનાં તળીયાંના ભાગમાં ઘણોજ જાડો લાકડાની ફલોરીંગ જેવો કાચ જડી લીધેલો હતો, તે જોઇને વીસમીત થયા કે દરીયાની અંદરના નાના મોટા જળચર પ્રાણીઓને આપણે બોટમાં બેઠા બેઠા ઘણીજ આસાનીથી જોઇ શકીએ છીએ. દરીયાની વચ્ચોવચ ભાગમાં કોઝવે કરીને મોટો રસ્તો બાંધ્યો છે, જે પરથી અમોએ ડ્રાઇવ લઇ 'માયામી બીચ' (કીનારા પર) જઇ લાગ્યા કે જયાં કરોડપતીઓના ફાંકડા અપ-ટુ-ડેટ સુંદર બંગલાઓ બાંધેલા જોઇને તો અમો વીસમીત થઇ ગયા. આખા ફલોરીડા

સ્ટેટનો પુર્વ બાજુનો કીનારો ચારસો માઇલ જેટલો લાંબો છે. માયામી મધે અમેરીકાના જાણીતા યલો કેબ યાને કરોડપતી ટેક્ષીવાળાનો બંગલો અમોએ જોયો, કે જેનો દેખાવ પણ ઓરજ દીસ્તો હતો! 'માયામી' શબ્દનો અર્થ 'સ્વીટ વોટર' યાને મીઠું મધુરૂં પાણી કરીને થાય છે.

માયામી શહેર મધે નાળીએરીનાં પુષ્કળ ઝાડો જોવામાં આવે છે તથા ત્યાંના શ્રીમંતો પોતીકા બંગલાના બાગ બગીચામાં એ ઝાડો રોપે છે, જેની બલીહારી આંખને કાંઇ ઓરજ દીસે છે. જાણીતી મોટર રેસની સરત પણ એ શહેર મધેજ થાય છે.

અમો આઠમી સપટેમ્બરે સહવારે આઠ વાગે માયામીથી ઇસ્ટ-ફ્લોરીડા (ઇસ્ટ) કોસ્ટ રેલ્વે કંપનીમાં બેસીને વોશીંગ્ટન કે જે યુનાઇ-ટેડ સ્ટેટસ ઓફ અમેરીકાનું મુખ્ય રાજધાનીનું શેહેર ગણાય છે ત્યાં ગયા.

એ બાદ અમો ઇસ્ટ કોસ્ટ રેલ્વે કંપનીની ત્રેન બદલીને એટલા-ન્ટીક કોસ્ટ લાઇનની ત્રેનમાં બેઠા હતા. માયામીથી વોશીંગ્ટનનો છેટો આશરે એક હજારને સુડતાળીસ માઇલનો અંકાય છે, જે રસ્તો ત્રેન મારફતે કાપતાં લગભગ એકત્રીસ કલાક થાય છે.

## ત્રેન મધેની સુખ સગવડ.

અમેરીકા મધેની રેલ્વે ત્રેનમાં વારંવાર અમને મુસાફરી કરવી પડી છે તે બાબદ બાખે બે બોલ જણાવીશું. યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા મધેની ત્રેનોમાં ફરસ્ટ સેકન્ડ યા થર્ડ કલાસ જેવું મુદ્દલ છે નહિં, પણ સઘળા રેલ્વે કમ્પાર્ટમેન્ટો એકસરખા વર્ગના હોય છે, કે જે આપણે આગળથી "રીઝર્વ" કરાવી શકીએ છીએ. રેલ્વે ત્રેનોની અમુક ચોકકસ જગ્યાઓમાં બેસવાનો તફાવત એ હોય છે. કે ગોળ બેસવા માટેની રોકીંગ ચેરો ગોઠવી રાખેલી હોય છે, તેનું મુસાફરોને નજીવું દામ આપવું પડે છે. અત્રેની જી. આઇ. પી. રેલ્વે કંપનીની પુના મેલમાં જેમ દીવસે ઉતારૂઓ સીદ્ધા એક નાંકેથી તે બીજા નાંકે સુધી સહેલાઇથી ફરહર કરી શકે છે, તે મુજબ યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા મધેની રેલ્વે ત્રેનોમાં રાત તથા દીવસે ફરહર કરી શકાય છે. ત્યાંની રેલ્વે ત્રેનોના કમપાર્ટમેન્ટમાં સુવા માટે એલાહેદા ડ્રોઇંગ રૂમ્સો બાથ સાથનાં હોય છે, કે જે રૂમોમાં ફક્ત ત્રણ માણસો ફરાગાત રીતે સુઇ શકે છે. દરેક બોગી ડબ્બાની પછવાડેની બાજુએ અકેકો હબસી રખેવાળ હોય છે, જે આપણે

રેલ્વે ટ્રેનનાં કમપાર્ટમેન્ટમાં દાખલ થયા કે તુરતજ બેસવાની જગ્યા સાફસુફ કરી આપી રાતની વખતે સુવા માટે બીછાણું કરી આપે છે. આખી રાતની રેલ્વે ટ્રેનની મુસાફરી દરમ્યાનમાં ચોકીબાનો ડબાની પછવાડે ચોકી કરતા દીશે છે. જેવા આપણે કમપાર્ટમેંટમાં બેસવાની જગ્યા લઇએ છીએ તેવા તુરતજ ચોકીબાનો કાગળની કોથળી લાવી આપણી ટોપી (હેટ) ધુળથી ખરાબ નહિ થાય તે માટે કાગળમાં બરાબર લપેટીને ઉંચી કરે છે અને ઉતરવાને સ્ટેશને તે પાછી આપણને સપુરદ કરવા ઉપરાંત આપણાં શરીરપરનાં કપડાં બ્રશથી સાફસુફ કરી બુટ વટીક પોલીશ કરી આપે છે.

કોઇ પણ સ્ટેશન આવતાં બાપડો હબસી ફુટ બોર્ડ (લાકડાંનો નાનો દાદર) ટ્રેન અને પ્લેટફોર્મ વચ્ચે મુકી દે છે, કે જે ઉપરથી પેસેનજરો ધરાધર ચઢ ઉતર કરે છે. ટ્રેન ઉપડવાનો વખત થવે તરતજ રખેવાળો 'બોર્ડ બોર્ડ' યાને ચઢી જાવ ચઢી જાવ કરી પેસેનજરોને માટે બુમો પાડે છે, કે જેથી કરીને રખેવાળો ફુટ–બોર્ડ પાછો ઉંચકી લે. એ ફુટ બોર્ડ મુકવાનું કારણ એ છે કે યુનાઇટેડ સ્ટેટસમાં મોટે ભાગે સ્ટેશનોને ઉંચા પાકકા પ્લેટફોર્મ આવતાજ નથી. જેવું એક સ્ટેશન આવે છે કે તરતજ રખેવાળ લેવેટરીને કાયદેસર તાળું મારી જાય છે; જેવી ટ્રેન ચાલુ થઇ કે તુરતજ પાછું ઉઘાડી નાંખે છે.

ત્યાંની ટ્રેનોમાં વાંચવા માટેની સગવડો રાખવામાં આવેલી હોય છે. જરનલો, મેગેઝીનો અને ન્યુસપેપર હોવા ઉપરાંત સામાજીક તથા ડીટેક-ટીવ નવલકથાઓનો પણ બંદોબસ્ત રાખવામાં આવે છે. ન્યુ યોર્કનાં વેપારી બજારોનાં ભાવના રીપોર્ટો વાયરલેસથી આવે છે. રાઇટીંગ રૂમ હોય છે જ્યાં પેસેનજરો ખુશ ખુશાલ પોતીકો ટાઇમ સગાં સ્નેહીને કાગળો લખવામાં ગાળે છે અને ત્યાં ખાસ રાખવામાં આવેલા પોસ્ટ ઓફીસમાં તે કાગળો નાંખે છે. એ ઉપરાંત વધુમાં સેલુન તેમજ [illegible] યાને [illegible] તથા સુતરાઉ કપડાં વીગેરે ધોઇ આપવાની પેસેનજરો માટે દરેક સગ-વડ રાખેલી હોય છે.

મેનીકયોર યાને હાથનાં આંગળાઓ [illegible] કરી આપે તે માટે ખાસ સ્ત્રીઓ પણ રોકવામાં આવેલી હોય છે, કે જે આપણીએ પેસેનજરોનું મન ખુશી થાય તે મુજબ પોતીકી ફરજ બજાવે છે. ટ્રેનનાં ઉતારૂઓને કાંઇ કદાચ બહારની કાંઇ જોઇતી ચીજો યા તો કોઇથી પસાર

થતા મુલકની હકીકત તથા વ્યુ બાબદ પુછપરછ કરવી હોય તો તે બાબે મજકુર રેલ્વે કંપની તરફથી એક માણસ ખાસ રોકવામાં આવેલો હોય છે. ત્રેનના પાછલા યાને છેડાનાં ડબ્બા સાથે ખાસ 'ઓબઝરવેશન કાર' જોડવામાં આવે છે, જેની બહારની સાઇડપર ગોળ ફરતી ગેલેરી ઉપર ઉતારૂઓ અગાસી ઉપરથી મનહર વ્યુ જોઇ પોતીકું મન બહેલાવે છે. ત્રેનની આગલી બાજુએ મરદો માટે 'સ્મોકીંગ રૂમ' રાખેલો હોય છે જ્યાં પેસેનજરો પાના, ચેસ વીગેરે રમીને કોલ્ડ ડ્રીંક્સ ( ઠંડું પીણું ) મળવા સાથે ખાણાંની અચ્છી સગવડ પણ ત્યાંજ મેળવે છે. ત્રેનની બીજી તરેહવાર સગવડોમાં કદાપી રાતના સમયે કાંઇ કામકાજ પડયું હોય તો હબસી રખેવાળને બોલાવવા માટે ઇલેક-ત્રીક બેલ પણ મુકેલા હોય છે. બીજું સ્ટેશન આવતાં નવા ઉતારૂઓ આપણા કમ્પાર્ટમેન્ટ આવે છે તે વખતે આપણે સુઇ ગયલા હોઇએ અને આપણી ઉંઘમાં ખલલ ન થાય તેમજ મલાજો સચવાય તે સબબસર બીછાનાની નજદીકમાં પીતળના સળીયાઓ ઉપર પડદો નાંખવામાં આવે છે; જેવી ગોઠવણ બીજી કોઇપણ અત્રેની ત્રેનોમાં હોતી નથી.

અમો આઠમી સપ્ટેમ્બરે સ્હવારે આઠના સુમારે માયામી, ફ્લોરીડા સ્ટેટમાંથી રેલ્વે ત્રેનમાં નીકળેલા તે બીજે દીને યાને નવમી સપ્ટેંબરની સાંજે આશરે ત્રણ વાગે યાને કહો કે લગભગ એકત્રીસ કલાકમાં વોશીં-ગટન, કે જે ડીસ્ત્રીક્ટ ઓફ કોલમબીયામાં આવ્યું છે અને જે આખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાનું મુખ્ય રાજધાનીનું શહેર કહેવાય છે, ત્યાં આવી બરલીંગટન હોટલમાં મુકામ કર્યો અને ત્યાર બાદ 'અમેરીકન એક્ષપ્રેસ કંપનીનાં' મેનેજર સાથે તેની 'નેશનલ પ્રેસ કલબમાં' ગયા. એ કલબનું મકાન તેર મજલાનું હતું. એ કલબ આખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાની (ખબર પત્રીઓનાં મનસે) મળવા ભેટવાનું એક મુખ્ય મથક ગણાય છે. એ જંગી કલબમાં ખાણું લીધા બાદ ત્યાંથી મોટરમાં નીકળી રાત્રે પોલાઇ નામની જગમશહુર થીએટરમાં જઇ 'ચવચવ' ખેલની મોજ ચાખી.

## વોશીંગટન યુનાઇટેડ સ્ટેટસનું પાયતખ્ત.

બીજે દીને યાને અગીયારમી સપ્ટેમ્બરે સ્હવાર નવના સુમારે ગ્રે લાઇનની બસની ટુરમાં અમે ફરવા નીકળ્યા. શરૂઆતમાં વાહીટ હાઉસ જે અમેરીકાનાં પ્રેસીડન્ટનું રહેવાનું ઘર કહેવાય છે તે જોવા ગયા. એ ઘરના



અમેરીકાના પ્રેસીડંટનું રહેવાનું મકાન 'વાહીટ હાઉસ.'

ઓરડાઓમાં એવું તો ફાંકડું અપ-ટુ-ડેટ યાને હાલના જમાનાને અનુસરતું આર્ટીસ્ટીક ડીઝાઇનનું પેનટીંગ વર્ક કીધેલું જોવામાં આવ્યું હતું. તેમજ ત્યાં ખરાં મોતીનો એક બેમુળ ગાલીચો નજરે પડયો હતો કે જે ગાલીચાનાં મોતીઓ શુશોભીત અને આબદાર હોવા ઉપરાંત તેનો ઘાટઘટમળી ઘડાં રોકી હતો. આગળ જતાં 'બ્યુરો ઓફ એનગ્રેવીંગ એન્ડ પેનટીંગ' કે જ્યાં અમેરીકન સરકારની નોટો છપાય છે અને સ્ટેમ્પસ બનાવવાનું ખાસ પ્રેસ છે, તે જોયા પછી ત્યાંની પ્રખ્યાત 'પાન અમેરીકન યુનીયન' બીલ્ડીંગ અંદરથી જોઇ કે જેમાં સાઉથ અને નોર્થ અમેરીકાની ઓફીસો આવેલી છે; એ જગમશહુર ઇમારતમાં 'હૉલ ઓફ અમેરીકનસ' કરીને છે કે જ્યાં સભાઓ ભરાય છે. 'પાન અમેરીકન યુનીયન' એ ઇન્ટરનેશનલ સંસ્થા કહેવાય છે, કે જેમાં એકવીસ સાઉથ નોર્થ અને સેંટ્રલ અમેરીકન રીપબ્લીકના મુલકો એક બીજાની સાથે નીકટ સંબંધ ધરાવે છે કે જે દેશો નીચે મુજબના છે. આરજેન્ટીના

પહેલ્લું નામ સેનેટ કરીને છે, કે જેમાં દરેક યુનાઇટેડ સ્ટેટસના ઉડતાળીસ સ્ટેટસમાંથી દરેક સ્ટેટના બે પ્રતીનીધીઓ બેસે છે. બીજી સંસ્થા કે જેનું નામ 'ધી નેશનલ હાઉસ ઓફ રેપ્રીઝેન્ટેટીવ્સ' છે અને નહીં કે વેલાયતના "હાઉસ ઓફ કોમન્સ'નું નામ તેને કહી શકાય. એ બીજી સંસ્થાના હાલે ચારસે પાંત્રીસ સભાસદો છે, જેની દરેક સ્ટેટની વસ્તીનું પ્રમાણ અંદાજમાં ગણવામાં આવે છે અને તે મુજબ ત્યાંની કાઉનસીલમાં સભાસદો મોકલવામાં આવે છે. મજકુર હાઉસમાં એક અલાસકાનો અને એક હવાઇ ટાપુઓનો સભાસદ બીરાજે છે. એ ઉપરાંત બે ફીલીપાઇન ટાપુઓના અને એક પોરટોરીકોનો પ્રતીનીધી પણ તેમાં બેસે છે. કોંગ્રેસમેનનો અર્થ યુનાઇટેડ સ્ટેટ ઓફ્ અમેરીકામાં સેનેટર યાને તો એક રેપ્રીઝેન્ટેટીવ યાને પ્રતીનિધિ તરીકે થાય છે. હાઉસ ઓફ રેપ્રીઝેન્ટેટીવ માટે ઓછામાં ઓછો પચીસ વરસનો માણસ ઉમેદવારી કરી શકે છે. સેનેટ માટે ત્રીસ વરસની તેમજ યુનાઇટેડ સ્ટેટસ ઓફ પ્રેસીડંટ માટે ઓછામાં ઓછી પાંત્રીસ વરસની ઉમર હોવી જોઇએ એમ છે. કોંગ્રેસના દરેક સભાસદો પછી તેઓ સેનેટર્સો યાને રેપ્રીઝેન્ટેટીવ હોય તો તેઓ દરેકને વરસ દહાડે દશ હજાર ડોલર યાને ત્રીસ હજાર રૂપીઆ તેમની ફી તરીકે મળે છે. સેનેટના વાઇસ-પ્રેસીડંટ અને રેપ્રીઝેન્ટેટીવ હાઉસના સ્પીકરને (દરેક બંને જણને) પંદર હજાર ડોલર યાને આશરે રૂપીઆ ૪૫ હજાર વરસ દહાડે મળે છે અને તેટલીજ રકમ પ્રેસીડંટની કેબીનેટના સભાસદોને પણ મળે છે. વોશીંગટનના સઘળા મળીને પાંચસે એકત્રીસ કોંગ્રેસમેનો હોય છે, જેમાં આપણે ઉપર જણાવ્યું તેમ ચારસે પાંત્રીસ રેપ્રીઝેન્ટેટીવ હાઉસના મેમ્બરો તથા છન્નું સેનેટનાં હોય છે.

## સાત કરોડ રૂપીઆની કેપીટોલ બીલ્ડીંગ.

કેપીટોલ બીલ્ડીંગમાં ખાસ સરકારી ગાઇડસો પણ રાખેલા છે, જેઓ વીઝીટર્સોને દરેક ચીજ દેખાડી તેઓનું મન ખુશ કરે છે. એ ઇમારતના અંદરના ભાગમાં વચ્ચે એક મોટો હૉલ છે, જેમાં જુદા જુદા સ્ટેટના માણસો તેમજ વળી જેઓ યુનાઇટેડ સ્ટેટસ ઓફ્ અમેરીકાના પ્રેસીડંટ થયા હતા, તેઓના બાવલાંઓ પણ મુકેલાં જોવામાં આવે છે. એ ભવ્ય ઇમારત સાતસે એકાવન ફીટ લાંબી, ત્રણસે પચાસ ફીટ પહોળી અને ચાર એકરનો મોટો વિસ્તાર ધરાવે છે. તે બાંધવા પાછળ બે કરોડ નેવું લાખ ડોલર યાને સાત કરોડ રૂપીયાનો મબલખ ખર્ચ થયલો કહેવાય છે.

આપણા માનવંત નામદાર શહેનશાહ લંડન મધ્યેના બકીંગહેમ પેલેસમાં રહે છે. પ્રેસીડંટનાં મોહરદારને અમેરીકા મધ્યે 'ફર્સ્ટ લેડી ઓફ ધી લેંડ' કરીને કહે છે અને ચાલતા આવેલા રીવાજ મુજબ પહેલી જાન્યુઆરી યાને ખ્રીસ્તી નવાં વરસના દીને પ્રેસીડંટ તથા તેમનાં મોહરદાર 'ફર્સ્ટ લેડી ઓફ ધી લેંડ' તરીકે અથવા તો દેશનાં નેકનામ મુરબ્બી વડા બાનુ તરીકે વાહીટ હાઉસના દરવાજા ઉપર ઉભાં રહી હજારો મરદો, ઓરતો અને છોકરાંઓને હમાજોર કરીને વીદાય કરે છે જેનાંથી રઇયત તેઓ ઉપર બહુ ખુશી થાય છે કે અમારા દેશના વડાને ભેટયાં. એ રીવાજ જ્યોર્જ વોશીંગટન યાને અમેરીકાના પહેલા પ્રેસીડંટના રાજહકુમતના અમલથી જારી રહયો છે.

## પચ્ચીસ એકરનો વીસ્તાર.

મજકુર વાહીટ હાઉસ કેપીટોલ યાને પાર્લામેંટ હાઉસથી દોઢ માઇલને અંતરે આવેલું છે, જે બાગબગીચા સાથે પચીસ એકરની મોટી જગ્યા રોકે છે. તેમનું રહેવાનું ઘર યાને મહેલ એકસો સીતેર ફીટ લાંબો અને છયાસી ફીટ પહોળો છે અને તે બે મજલાનું મોટું તથા ઉંચુ ગણાય છે, એટલુંજ નહિં પણ એકઝીકયુટીવ ઓફીસ યાને કેબીનેટની ઇમારત પણ એ વાહીટ હાઉસના કમ્પાઉંડની બરાબર લગોલગ આવેલી છે. વાહીટ હાઉસ બીલ્ડીંગને લગતો પ્લાન જુના જમાનાના જાણીતા આર્કીટેકટ એંડ સીવીલ એનજીનીયરો મેસર્સ જેમ્સ અને ચાર્લ્સે ઘડયો હતો. કે જેનો પાયો એક હજાર સાતસે બાણુંના સાલના અકટોબર માસની તારીખ તેરમીએ નખાયો હતો. એક હજાર આઠસોને સતરના સાલમાં એ ઇમારતનું અસલ નામ જે પ્રેસીડંટસ હાઉસનાં નામે જાણીતુ હતું તે બદલીને 'વાહીટ હાઉસ' કરીને રાખ્યું છે તેનું કારણ એ કે દર બે વરસે મજકુર ઘરને સફેદ રંગથી રંગવામાં આવે છે જે આજપર્યંત ચાલુ છે.

અમો અગીયારમી સપ્ટેંબરે સહવારે દશ વાગાના સુમારે ચાલતા વોશીંગટન મોન્યુમેન્ટપર જઇ લાગ્યા. એ જગજાહેર મોન્યુમેંટ વોશીંગટન મોન્યુમેન્ટનાં નામે મશહુર છે અને તે છેક દુરદરાજના માઇલોનાં અંતરેથી જણાય છે. તે એક ઉભી અણીદાર સોય જેવી અતી ઉંચી ભવ્ય ઇમારત છે, કે જેની ઉંચાઇ પાંચસે પંચાવન ફીટની છે તથા તે જ્યોર્જ વોશીં-ગટનની અમર યાદ જળવાઇ રહે એ અર્થે ખાસ બાંધવામાં આવેલો છે.



અમેરીકાના પહેલા પ્રેસીડંટ વોશીંગ્ટનની
યાદગીરીનો સ્થંભ.

કે જેમને એ દેશનાં મહાન પીતા સમાન ગણવામાં આવે છે, કે જેઓ
ઘણાં લોકમાન્ય થઇ ગયા છે. એ કોલમ યાને મીના
એક અજાયબી મીસાલ ગણાય છે: એ મીનારામાં

છવ્વીસની સાલમાં એક અતી જંગી લીફ્ત મુકવામાં આવી હતી જેમાં એક સામટા ત્રીસ માણસો બેસી શકે છે. એ લીફ્ટ એક હજાર આઠસે ને અઠયાસીની સાલના અકટોબર માસની તારીખ નવમીના દીને પબલીકને માટે ખુલ્લી મુકાઇ હતી. એકદમ મીનારાને ટોંચે યાને છેક પચાસમે મજલે બારીઓ રાખી છે કે જેને આગળ કટેરાઓ નહીં હતા, પણ એક હજાર નવસે ને છવ્વીસના સાલમાં બે ત્રણ આપઘાતો થયા બાદ ખાસ લોખંડના કટેરાઓ જડવામાં આવ્યા છે. છેક મીનારાને ટોંચે જવા માટે કશુંબી દામ લેવામાં આવતું નથી. એ ભવ્ય ઇમારત પાછળ તેર લાખ ડોલર યાને લગભગ ઓગણચાળીસ લાખ રૂપીઆ ખરચાયલા છે. એકદમ મથાળેથી આખાં વોશીંગટન શહેરનો મનમોહક વ્યુ સુંદર રીતે દેખાય છે. ઉપલો મીનારો જોયા બાદ વળી પાછા અમોએ હોટેલ તરફ હેરીયું લીધું અને સાંજે ચાર પચીસની કોંગ્રેસનલ લીમીટેડ નામની પેનસીલવેનયા રેલ રોડ નામની લાઇનપરથી ફીલાડેલફીયા જવા માટે ઉપડયા કે જે વોશીંગટનથી એકસો પાંત્રીસ માઇલને અંતરે છે.

## વોશીંગટનની નોંધ.

હવે આપણે વોશીંગટન માટે બે બોલ લખીએ તો તે એ કે એ શહેરની વસ્તી સાડા પાંચ લાખ ઉપરની અંકાય છે, કે જેમાં લગભગ ૧॥ લાખ સીધીઓ છે. એ શહેરનું નામ જયોર્જ વોશીંગટનના નામ ઉપરથી પડયું છે, કે જે એ દેશનો પહેલો પ્રેસીડન્ટ હતો. એ રાજધાની શહેરને કોઇબી સ્ટેટ લાગ્યું નથી પણ તે તદન અલાહેદી ડીસ્ટ્રીકટને નામે યાને તે ડીસ્ટ્રીકટ ઓફ કોલંબીયામાં આવ્યું છે, જેને ટુંકમાં વોશીંગટન, ડી. સી. કરીને કહે છે. યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાનાં ઘણાંખરાં શહેરોમાં છે તેમ વોશીંગટન મધે અમોએ ન્યુસપેપર વેચવા-વાળાઓની ઓનર સીસ્ટમ જોઇ, તે એ કે એક સ્ટેન્ડની ઉપર છાપાઓ ખુલ્લા મુકવામાં આવે છે અને તેની પાસે એક પેટી યાને કેશ બોક્ષ જડી દીધેલો જોવામાં આવે છે, કે જેમાં ન્યુસપેપર ખરીદનાર ઘરાક ગમે તે છાપાની નકલ ખરીદવા ઇચ્છતો હોય, તો તે બાબેના પૈસા પેટી કે જેમાં બાકોરૂં રાખેલું હોય છે, તેમાં નાંખ્યા બાદ ન્યુસપેપર ઉંચકી શકે છે. અમેરીકાની પ્રજા ઘણી લક્ષાધીપતી છે, તે બાબે ધનદોલતના મુકાબલાના પ્રમાણમાં ત્યાં જે છાપાઓ પ્રગટ થાય છે તેની કીંમત ઘણીજ નીર્જીવ હોય છે.



જ્યોર્જ વોશીંગટન, યુનાઇટેડ સ્ટેટસનો પહેલો પ્રેસીડંટ, જેણે સ્વતંત્રતાનો પાયો પહેલો ૧૫૭ વરસપર નાંખ્યો હતો.

## સાત લાખ કોપીનું રોજીંદુ પત્ર.

દાખલા તરીકે ચીકાગો મધે વીખ્યાત ન્યુસ પેપર નામે 'ચીકાગો ત્રીબ્યુન' પ્રગટ થાય છે, કે જેની રોજીંદી લગભગ સાત લાખ નકલો બહાર પડે છે, કે જેનો ત્રીસથી ચાળીસ પાનાનો દળદાર પોઠો માત્ર એક યા બે આનાની નીજીવકીંમતે મળે છે. ત્યાંનું જંગી યુનયન સ્ટેશન કે જે બાદશાહી ચાર કરોડ રૂપીયાના જંગી ખર્ચે બંધાયું છે તે મુસાફરી કરનારાંઓએ જોવાને ચુકવું નહીં.



સ્રીટ બોય વગર 'ઓનર સીસ્ટમ'થી વેચાતું ન્યુસપેપરોનું સ્ટેન્ડ; જ્યાં રાખેલા બોક્ષમાં પૈસા નાંખી વાંચનાર કોપી ખરીદે છે.

## વોશીંગટનની સાત જોવા લાયક મનહર ચીજો.

વોશીંગટન મધ્યેની સાત જોવા જેવી નીચલી ચીજો કોઇબી રવશે જોવાને ચુકવું નહીં. તે એ કે (૧) કેપીટોલ, (૨) વોશીંગટન મોન્યુમેન્ટ, (૩) લાયબ્રેરી ઓફ કોન્ગ્રેસ, (૪) ધી વ્હાઇટ હાઉસ, (૫) ધી લીનકન મેમોરીયલ, (૬) ધી ટુમ્બ ઓફ ધી અનનોન સોલજર (૭) અને છેલ્લામાં છેલ્લી માઉન્ટ વરનોન, કે જ્યાં વોશીંગટનની કબર તેમજ ઘર આવેલું છે.



**અમેરીકામાં મોટર ગાડીઓ જમણી બાજુથી ચલાવે છે; જયારે બ્રીટીશ એમપાયરમાં ડાબી બાજુએ ચલાવાનો નીયમ છે. આ ચીત્ર વોશીંગટન શહેરમાં મોટર જમણી બાજુથી જતી દેખાડે છે.**

### હવે આવી લાગ્યા ફીલાડેલફીયા તરફ.

અમોએ અગીયારમી સપ્ટેમ્બરની સાંજે સાડા ચાર વાગાના સુમારે વોશીંગટન મધ્યેથી ટ્રેનમાં ઉપડવાનું ચાલુ મુકયું. રસ્તામાં અમો 'મેરી લેન્ડ સ્ટેટ' પસાર કર્યા બાદ રાત્રે સાતને અમલે 'ફીલાડેલફીયા' કે જે પેન્સીલવેનયા સ્ટેટનું મુખ્ય રાજધાનીનું શહેર કહેવાય છે, ત્યાં આવી લાગ્યા અને હોટલ બેનજામીન ફ્રેન્કલીકને છેક બારમે મજલે

ટરીહામ થયા. અમારી ટ્રેને ઉપલો લગભગ એકસો પાંત્રીસ માઇલનો ટપ્પો કાપતાં ફક્ત અઢી કલાકનો વખત લીધો હતો. ટ્રેનના કમ્પાર્ટમેન્ટના બેઠકનાં ટકીયા નીચેની સ્પ્રીંગની ગોઠવણ એવી સગવડભરી રીતે કરવામાં આવી છે કે ટ્રેન કલાકનાં પંચાવન માઇલની એવરેજે રસ્તો કાપતી હોય તે છતાંએ સહેજબી આંચકો લાગતો નથી. રાત્રે જમવા બાદ અમો શહેરમાં ચાલતા લટાર મારી આવ્યા ત્યારે ત્યાંની લાઇટથી તે વખતનો દેખાવ એવો તો અચ્છો તથા દીલ બહેલાવનારો લાગતો હતો કે જાણે આપણને એમજ લાગે કે એ દીવસ છે કે રાત છે જે બાબેનો કાંઇબી ફરક માલમ પડતો હતો નહીં. વળતે દીને યાને બારમી સપ્ટેમ્બરે અમો ત્યાંનો જાણીતો 'વુલ વર્થ' સ્ટોર જોવા જઇ લાગ્યા, કે જ્યાં દરેક ચીજ ફક્ત પાંચ સેંટસ યાને અઢી આના અને દશ સેંટસ યાને પાંચ આનામાં તો, કોઇબી જાતની નાની નાની તરેહવાર હરેક પ્રકારની ચીજો જેવી માંગો તેવી જોવામાં આવી હતી, કે જેનો ઉપયોગ ઘણાજ મોટા પ્રમાણમાં થતો અમારા જોવામાં આવ્યો હતો. આખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા મધે એ સ્ટોરવાળાનાં એજ ઢપનાં બીજા ઘણાં સ્ટોરસો છે અને તેનું નામ મોટા તેમજ નાનાઓમાં ઘણું લોકપ્રીય થઇ પડયું છે. ત્રીજે દીને યાને તેરમી સપ્ટેમ્બરે 'ગ્રે લાઇનની' બસમાં સહવારે નવ વાગે 'સાઇટ સીઇંગ'ને નામે ત્યાંના 'કીથસ થીએટર' આગળથી નીકળ્યા. પહેલાં અમોએ 'ફેડરલ રીઝરવ બેન્ક' જોઇ, કે જેવી એકેક બેંક યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાનાં દરેક સ્ટેટસમાં હસતી ધરાવે છે. એ બેંકો નામદાર સરકારની માલેકીની ગણાય છે. જેવી રીતે બેંક ઓફ ઇંગ્લંડ અંગ્રેજ સરકારની ગણાય છે તેમ બેંક ઓફ યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા ત્યાંની સરકારી બેંક નથી પણ ધણીયાતી (private) બેંક છે. આગળ રસ્તો કાપતાં અમોએ કોંગ્રેસ હોલ જોયો કે જ્યાં અમેરીકા સરકારને 'ઇન્ડીપેન્ડન્સ' મળેલું યાને બીજા બોલોમાં કહીએ તો અંગ્રેજ સરકાર સાથનો હમેશનો નીકટનો સંબંધ સદંતર છુટો થઇ ગયલો એમ અમારા જાણવામાં આવ્યું હતું. ત્યાં એક 'લીબરટી-બેલ' યાને 'સ્વતંત્રતાનો ઘંટ' ટાંગેલો છે. એ ઘંટ વગાડવાનો મુળ હેતુ એ છે કે તેથી લોકો સારી રવેશે જાણી શકે કે સ્વતંત્રતા



લીબરટી બેલ.

એકદમ જાહેર થઇ ચુકી છે. એ ઘંટમાં અસલવારેથી ફાટ પડેલી છે, તે છતાંએ તેને સાચવી રાખવામાં આવ્યો છે, મજકુર હોલ મધ્યે તે વખતની નવી સ્થપાયલી પહેલી અમેરીકન સેનેટ (મંડળી) મળી હતી, કે જે સેનેટે દેશનાં પહેલા પ્રેસીડન્ટ તરીકે જ્યોર્જ વોશીંગટનને જાહેર કર્યો હતો. કોંગ્રેસ હોલની પાસે ઇન્ડીપેન્ડન્સ હોલ આવ્યો છે. ઉપલું બારીકીથી નીહાળ્યા બાદ અમો બસમાં બેસી ત્યાંનું શેર બજાર સડસડાટ પસાર કરી ત્યાંથી સીમેત્રી યાને કબ્રસ્તાન તરફ હેરીયું લીધું, કે જ્યાં અમેરીકાનો જાણીતો વીરલો નર બેનજામીન ફ્રેન્કલીનની કબર આવી છે. શરૂઆતમાં તે એક સાધારણ ચોપડી વેચનાર પોર્યો હતો, પણ

પાછળથી તેના નશીબનું ચક્કર સુધરવાથી તેનામાં જાતી અક્કલ હુશીઆરી આવવે આખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં તેનું નામ સર્વેનાં મ્હોડામાં રમી રહયું છે. એ બાદ અમો ત્યાંથી નીકળી ફેરમોન્ટ પાર્ક (બગીચા) મધે જઇ લાગ્યા, કે જેની અંદર ટ્રામ ગાડીઓ, બસ




ફેરમોન્ટ પાર્ક

તેમજ ઘોડાગાડી પણ દોડે છે, એ બગીચાનો એકંદર વીસ્તાર ત્રણ હજાર આઠસે એકરનો ગણાય છે, જે આખા યુનાઇટેડ સ્ટેટસમાં બીજે નંબરે આવે છે. એ પાર્કમાં પીટર્સ નામનો ટાપુ હસ્તી ધરાવે છે, કે જેની આસપાસ બોટ રેસો રમાય છે. એ બગીચામાં પરમાર્થી નર અબ્રાહમ લીનકન તથા બીજા ઘણાં સંખ્યાબંધ જાણીતા પુરૂષોનાં પુટલાંઓ મેલવામાં આવ્યાં છે, તેનું વર્ણન સુંદર તેમજ આર્ટીસ્ટીક ડીઝાઇનમાં કરેલું હતું. આગળ રસ્તો કાપતાં અમો વોશીંગટન મોન્યુમેન્ટ, આર્ટ મ્યુઝીઅમ તથા આર્ટ લાઇબ્રેરી વીગેરે પસાર કરી સાંજે પ્રાઇવેટ કારમાં બેસી ત્યાંના ડોકટર વેનરૂખને ત્યાં જમવા ગયા. (અમોને એક ભલા ડોકટર તેમજ તેવણનાં મોહોરદાર અને બેટી મેરીયન જેઓ સાથે અમને કેલીફોરન્યા અને 'યલો સ્ટોન' પાર્કમાં મીત્રતા બાઝી હતી, તેની પીછાણમાં અમોને જમવાનું આમંત્રણ કર્યું હતું.) એ ડોકટરનું ઘર ફીલાડેલ્ફીયાનાં એક કસબા નામે જરમન ટાઉન મધે છે. તે એક અસલી ટાઇપનું કુટુંબ દીસ્તું હતું. અમો એક સુફરે જમવા બેઠા ત્યારે તે કુટુંબ અમારી હાજરીમાં જમવા પહેલાં પોતાની માદર ઝબાનમાં જમણની શુક્ર ગુજારીની બંદગી કરી અને ત્યારબાદ અમારી ખુશાલી



**અમેરીકાની ફરવાની બસ; જેમાં કંપની તરફથી એક ગાઇડને તેમાં બેઠેલાંઓને રસ્તાની સમજ આપવા રોકેલો હોય છે.**

અને અજાયબી વચ્ચે અમોને પણ અરજ કરી કે, 'જો તમો પણ બંદગી કરશો તો અમને જરાએ વરવાંધા જેવું છે નહીં!' અમો પણ યથા તથા અષેમ વોહુનાં કલામો' સહેજ મોટેથી ભણ્યા.

અમારા જમ્યા બાદ એ ડોકટરને ત્યાં તેનાં બીજા મીત્રો પણ આવ્યા હતા, કે જેઓ પણ અમારી સાથે ટુંક સમયમાં પળોટાઇ ગયા અને તેઓ સાથે અમો આપણી ભારત ભુમી બાબેની વાતચીત કરવામાં રોકાયા અને હીંદુસ્તાન બાબેની રાહરસમો બાબે અમે તેઓને થોડાક

વાકેફ કર્યા. મોડી રાત્રે તે ભલા ડોકટરની કારમાં ઘર તરફ જવાને હેરીયું લીધું. બીજે દીવસે યાને ચઉદમી સપટેમ્બરની સ્હવારે ફીલાડેલ-ફીયાના જાણીતા શેર દલાલની ઓફીસની મુલાકાત લીધા પછી બપોરનાં ટાઇમે અમારા મીત્ર મી૦ લોંગ હેસ્ટની સાથે ફીલાડેલફીઆ કમરશીઅલ મ્યુઝીયમ જોવા ગયા. ત્યાં દુન્યાના વેપારને લગતી હમા ચીજો જોવાની મળે છે, તેમજ દરેક જોઇતી વીગતો પણ એકઠી થાય છે. એ મ્યુઝીયમમાં અમોએ આપણો જરથોસ્તી ફેંટો તેમજ પાઘડી પણ જોઇ હતી એટલુંજ નહીં પણ જુદા જુદા દેશની હરેક કીસમની પાઘડીઓ પણ જોવામાં આવી હતી. ત્યાં (ઇન્ડીયન) તબલા સારંગી વીગેરે દેશી વાજીંત્રો પણ જોયાં હતાં. અમો રવીવાર યાને પંદરમી સ્પટેમ્બરને સહવારે આશરે દશનાં સુમારે ફીલાડેલફીયા શહેરથી ટ્રેનમાં નીકળી આટલાનટીક સીટી માટે એક્ષકરઝનપર ગયા. એ શહેર ન્યુયોર્ક અને ફીલાડેલફીયાનાં મુલકોથી એક બીજાથી ઉલટી બાજુએ છે યાને ફીલાડેલફીયાથી સાઠ માઇલને અંતરે છે, જ્યારે ન્યુયોર્કથી એકસો તેંતાલીસ માઇલ દુર છે.

## એટલાન્ટીક સીટી.

એ અમેરીકા મધેનું બ્રાઇટન શહેર મીસાલ છે, પણ ખરૂં પુછો તો તે બ્રાઇટન કરતાં રમતગમતની બાબદમાં બહેતર છે. એનું બીજું નામ play ground of the World યાને દુન્યાનું રમતગમતનું રંગીલું મેદાન કહેવાય છે, જે સઉ કોઇનાં મોહડામાં રમી રહેલું છે. તે એક ટાપુ છે અને એને લાગેલો દરીયો દશ માઇલ લાંબો છે. સહવારે સવાદશ વાગતે એટલાન્ટીક સીટી મધેથી નીકળેલા અમો સાડા અગી-યારના સુમારે ઠરીઠામ થયા.

આટલાન્ટીક સીટીની વસ્તી છાંસેઠ હજારની ગણાવા ઉપરાંત તે એક Summer Resort યાને મોજમજાહ ઉડાવવાની જગ્યા પણ કહેવાય છે. તે ફરવા હરવાનું રળીયામણું મથક ગણાય છે. દરીયે કીનારે નવ માઇલ સુધીનો એક સરખો લાકડાંનો લાંબો રસ્તો બનાવેલો છે, જેને Board-Walk કહે છે, તેની પાછળ બાર લાખ રૂપીયાનો મોટો ખર્ચ થયો છે. એ Board-Walk ની ઉપર સર્વે કોઇ ફરી શકે માટે ખાસ નાની ગાડીઓ બનાવેલી છે કે જેને અમેરીકનો રોલીંગ કાર કરીને કહે છે. તેમાં એક બે અથવા તો ત્રણ માણસોને બેસાડે છે અને પછી માણસો



બોર્ડ વોક—રોલીંગ કાર.

ધકેલીને તે ફેરવી શકે છે. તેનો ફરવા હરવાનો ચાર્જ એક કલાકનો દોઢ ડોલર લેવામાં આવે છે.

## તરવાની મોજનો બંદોબસ્ત.

ત્યાં લોકો મોટી સંખ્યામાં દરીયામાં તરવાની મજાહ માટે ઉતરી પડે છે. તે બાજુનો દરીયો તોફાની હોવાને લીધે નામદાર સરકારે ખાસ પચાસ લાઇફ બોટો કીનારે રાખી મુકવાનો બંદોબસ્ત કરેલો છે. કોઇ કદાચ ડુબી જવાનો ભયાનક અકસ્માત બને તે ખાતર પહેલા નંબરનો બંદોબસ્ત રાખવામાં આવેલો છે. આખા કીનારાપર લગભગ એકસો કોલેજનાં છોકરાઓ, કે જેને અમેરીકનો 'સેવીંગ કોસ્ટ ગાર્ડ પેટ્રોલ' કરીને કહે છે તેઓ પોતાની ફરજ બજાવે છે.

ત્યાંના કીનારાની રેતી ઉપર છત્રી સાથની ખુરસીઓ લોકો માટે રાખી મુકવામાં આવે છે. દરીયા મધ્યેના અંદરના ભાગમાં પાંચ મોટા લોખંડી ડકકાઓ યાને રમતગમતના સાધનો બનાવેલા જોવામાં આવે છે. આખા કીનારાપર રંગબેરંગી ફાંકડી ઇલેકટ્રીક લાઇટના ઝુમરો તથા તોરણો ટાંગવામાં આવેલી હોવાથી તેનો દેખાવ શોભાયમાન દીસે છે. ઇલેકટ્રીક લાઇટની અકેક કરતાં એવી તો સરસ જાહેર ખબરો જોવામાં આવે છે કે ત્યાંથી હઠવા ગમે નહીં.

આખા કીનારા ઉપરની જાતજાતની રમતગમત તેમજ ખાવા પીવાની દુકાનો જોવામાં આવે છે. ઉનાળામાં કીનારાપર ચાલવાની જગ્યા આખો દીવસ જરા પણ મળે નહીં. આપણે જે ડકકાઓ ઉપર જણાવી ગયા છીએ તે મધ્યેના એક ડકકો દશ લાખ ડાલરનો યાને ત્રીસ લાખ રૂપ્યાના જંગી ખરચે બાંધેલો રમતગમતનો ડકકો છે.

## એકતાળીસ હજાર માણસો બેસે એવો દીપાયમાન જંગી હૉલ.

વળી આટલાંટીક શહેર મધ્યે મ્યુનીસીપાલીટીએ એક ઘણો મોટો ઓડીટોરીયમ (હૉલ) બંધાવ્યો છે, કે જેને માટે એ લખપતી મ્યુની-સીપાલીટીએ દોઢ કરોડ ડોલર યાને સાડાચાર કરોડ રૂપીયાનો મબલખ ખર્ચ કીધો છે. મજકુર બીલ્ડીંગના હોલ મધ્યે એકતાળીસ હજાર માણસો બેઠકોપર એક સામટી રીતે બેસી શકે છે. એ બીલ્ડીંગનાં બોલ યાને ડાન્સીંગ રૂમમાં પાંચ હજાર માણસોને બેસવાની જગ્યા રાખી છે. કમીટીઓ મળવા અર્થે સંખ્યાબંધ ઓરડાઓ રાખેલા છે, કે જેમાં દોઢસોથી એક હજાર માણસો એક રૂમમાં આસાનીથી બેસી શકે તેવી મનમાનતી સગવડ રાખવામાં આવી છે.

## એક જંગી ઓડીટોરીયમમાં સમાતું આખું ભાવનગર શહેર.

તેજ પ્રમાણમાં ઓરડાઓ વધના ઓછા ભાવે ભાડે સુધાં અપાય છે. એ કમીટીઓના સઘળા ઓરડાઓમાં પંદર હજાર શખસો બેસી શકે એમ છે. વળી બહાર બીલ્ડીંગને લગતાં ચોગાનમાં લોકો મજાહ કરે તે માટે તેમજ ૩૫૦૦૦ માણસો સારૂ બેસવાની ત્યાં જગા રાખેલી છે. એ ન્યુ જરસી સ્ટેટનાં એટલાંટીક સીટી મધ્યેના આખા ઓડીટોરી-

ચમ મધે એકંદરે ૯૬૦૦૦ માણસો યાને કાઠીયાવાડ મધેનું ભાવનગર શહેર આસાનીથી સમાઇ જાય એવું તે કામ વીસમી સદીનું એક મહાન એનજીનીયરીંગ કળાનું નમુના મીસાલ છે.

## આઇસ સ્કેટીંગ.

એ બીલ્ડીંગનાં ઓડીટોરીયમ હોલ મધે અમેરીકનો કામ પડતાં બનાવટી આઇસ-સ્કેટીંગ રીંક યાને આઇસપરથી લપસવાની લાંબી જગ્યા બનાવે છે. રીંકના કાર્યવાહકોથી ૪ કલાકમાં મજકુર હોલ મધે પાણી ભરી રેફ્રીજરેટીંગ પ્રોસેસથી એ હોલમાં આઇસ બંધાય છે. એ હૉલ સ્કેટીંગ રીંગના રીનકના હોલમાં ફેરવાઇ જાય છે, કે જે રીંકનો એકંદર વીસ્તાર ૨૦૦ ફીટ×૯૦ ફીટ છે. રેફ્રીજરેટીંગથી હોલની સપાટીની હવા ઝીરો (મીંડું) ડીગ્રી કરતાં પણ ૨૦ ડીગ્રી જેટલી નીચે જનારી સખત ઠંડીવાળી કરી નાંખે છે. પછી નળો મારફતે આખા હૉલમાં પાણી ભરી આઇસ કરે છે અને રીંકનું કામ પુરૂં થયા બાદ તેજ પાઇપો મધે ગરમી આપે છે કે જેથી કરીને ગરમીથી આઇસ પીગળી પાણી બીજા નળો મારફતે કાઢી નાંખે છે. હૉલની રચના એવી તો સુંદર બનાવી છે કે અમુક બોલનારનું ભાષણ બીજી બાજુએ સ્પષ્ટ રીતે સમજાય છે. એકતાળીસ હજાર માણસો તે બોલેબોલ સાંભળી શકે છે. મજકુર હોલ મધે આવી રીતે બોલેબોલ સ્પષ્ટ સંભળાવાનું કારણ એ છે કે ત્યાં છાપરાં સાથે લાગેલા બે સાઠ ફીટ લાંબા અને એક વહાણની માફક ત્રીસ ફીટ ઉંડા એમ્પલીફાયર્સ મુકેલાં છે કે જેને તેઓ ગોંડોલા કરી કહે છે. ગોંડોલાં એટલે ઇટલીના તળાવમાં વપરાતા મછવા કે જેથી કરીને ઉપલું નામ આપવામાં આવ્યું છે. એ ઓડીટોરીયમ બીલ્ડીંગ મધેની ડબલ્યુ. પી. જી. વાળાઓ બ્રૉડ કાસટીંગ ત્યાંથી કરે છે, સીનેમાવાળાઓનો સ્ટુડયો પણ ત્યાં રાખ્યો છે, વચલા મોટા હોલ મધે એક ઓરગન છે કે જે, દુન્યામાં સૌથી મોટામાં મોટું કહેવાય છે. તેની બત્રીસ હજાર વજાડવાની મ્યુઝીકની નળીઓ (પાઇપ્સ) છે. તે ઓરગનની કીંમત અગીયાર લાખ રૂપીઆ કહેવાય છે. મજકુર બીલ્ડીંગના સઘળા હોલો મધે ઓટોમેટીક હીટ અને હવા આવજાવ કરવાનો અચ્છો બંદોબસ્ત તેમજ સરદી ગરમી જેમ ફાવે તેમ મેળવી શકાય તેનો પણ બંદોબસ્ત રાખવામાં આવે છે અને તેથી કરીને જેવી ટેમ્પરેચર માંગીએ તેવી કરી શકાય છે.

## ગંજાવર ઓડીટોરીયમ હૉલ.

ઓડીટોરીયમ હૉલ ૫૦૦ ફીટ લાંબો, ૨૦૦ ફીટ પહોળો અને ૧૩૦ ફીટ સલંગ ઉંચો યાને ૧૩ માલ જેટલો છે.

એ હૉલ મધ્યે એક પણું થાંબલાનો ટેકો રાખવામાં આવ્યો નથી. છાપરૂં ગોળ ઉપરના ભાગમાં આડા કટેરાવાળા ટેકા સાથનું બનાવેલું છે. ડબલ્યુ. પી. જી. મ્યુનીસીપાલ રેડીયો સ્ટેશનવાળાઓએ હૉલ મધ્યેથી ભાષણો, કોન્સર્ટો, યુનીવર્સીટીના વીદ્વતા ભરેલા રેસાલાઓ બ્રોડ કાસ્ટ કરે છે. ત્યાં અંદર આખા ભાગ ઉપર ફેલાઇ જાય એવી 'ફ્લ્ડ લાઇટ' રોશની હોય છે. એ બીલ્ડીંગ મધ્યે મોટાં વીશાલ હમામખાના રાખવામાં આવેલા છે. જેમાં ઠંડીના દીવસોમાં તરવા માટે પાણી ગરમ થાય છે. મજકુર ઓડીટોરીયમના મોટા હૉલ મધ્યે ફુટ બોલની તથા હોકીની મેચો અને સરકસો સુધાં થાય છે. એ હૉલ મધ્યેના એક છેડાપર ૧૬૫ ફીટ લાંબો અને ૮૫ ફીટ પહોળો સ્ટેજ બનાવેલો છે. હૉલના વચલા ખાલી વીસ્તારમાં મોટરકારના જંગી એકઝીબીશનો માટે દશ હજાર મોટરકારો રાખવાની સગવડ કરવામાં આવી છે.

સાંજે એકથી બીજે નાંકે સુધી સ્ત્રીટ કારમાં યાને ત્રામ ગાડીમાં ફરીને ગમત મેળવી. આટલાંટીક શહેર મધ્યે ત્રામની ટીકીટ આપવામાં આવતી નથી, પણ કન્ડકટર પૈસા લેય છે કે જે તે મશીનમાં નાંખતો જાય છે અને મશીનની અંદર સંખ્યાનું નંબર આગળ અને આગળ રજીસ્ટર થતું જાય છે.

## રંગીલું ફીલાડેલફીઆ શહેર.

આગળ વધી ફીલાડેલફીઆમાં આવી ત્યાંનાં બેનજામીન ફ્રેન્કલીન હૉટેલમાં ઉતર્યા.

ફીલાડેલફીયા શહેર પેનસીલવેન્યા સ્ટેટની મુખ્ય રાજધાનીનું મથક કહેવાય છે, કે જેની વસ્તી વીસ લાખ ઉપરની ગણાય છે. એ શહેરનો સઉથી લાંબો એક નાંકથી તે છેક બીજે નાંકે સુધીનો સીધો સરલ ચોરી રસ્તો બ્રોડ સ્ટ્રીટ છે, જે ઉત્તરથી તે દક્ષીણ સુધીની એક સરખી લંબાઇ કે જે ચૌદ માઇલ જેટલો લાંબો વીસ્તાર ધરાવે છે, તે આખા




**બ્રોડ સ્ટ્રીટ, ફીલાડેલફીયા; જ્યાં વચમાં સીટી હોલ દેખાય છે.**

યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં પહોળો અને સૌથી સીધા રસ્તા તરીકે પહેલ્લે નંબરે આવે છે.

### એ શહેરનો ગંજાવર હુન્નર ઉદ્યોગ.

મીલ ઇન્ડસ્ટ્રીમાં એ શહેર આખાં યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં સર્વેથી જાણીતું અને આગેવાન છે, તેનો ખ્યાલ નીચલાં કારણથી આવી શકશે, જે એકે એ જંગી શહેરમાં બહુ જંગી ટેક્ષટાઇલ યાને કાપડ તથા સુતરની મીલો હસ્તી ધરાવે છે, એટલુંજ નહીં પણ એરો-

પ્લેન બનાવવાનું પણ ગંજાવર કારખાનું ગવર્નમેન્ટની હકુમત હેઠળ હસ્તી ધરાવે છે. ત્યાં બસો બેંકો હોવા ઉપરાંત વળી એક હજાર ઉપર દેવળો છે અને પબ્લીકના વપરાશ અર્થે આશરે સોએક બગીચાઓ પણ



વેલીફ્રોર્જ માંહેલા દેવલના ઘંટો, જેની નીચે બે જણાં ઉભા છે જેને વાંચનાર પારખી શકશે.

છે. એ ઉપરાંત ચુંમાળીસ હજાર પરચુરણ હરેક પ્રકારનો માલ વેચવાના નાના મોટા સ્ટોર્સ પણ છે, કે જેમાં જાણીતા લીથ બ્રધર્સના તથા ગીમબેલ બ્રધર્સના સ્ટોર્સનો પણ સમાવેશ થાય છે. આખાં શહેરનો ઘેરાવો એકસો ત્રીસ સ્કવેર માઇલ છે તથા થીએટર્સ અને ડાન્સીંગ હોલસની

સંખ્યા એકંદરે છસે પચાસની છે. આખાં યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં જે સઘળી ટ્રામ ગાડીઓ દોડે છે, તેમાંથી પોણો ભાગ જેટલી મજકુર શહેરની ફેકટરીમાં બનેલી હોય છે. એ શહેર આખાં યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં વસ્તીની બાબદમાં ત્રીજી પંકતીએ મુકાય છે.

અમોએ એક દીવસે વેલીફોર્જ જોવા ત્યાંની બસમાં બેસી અમારૂં મન હર્ષીત કર્યું હતું. ઉપલી જગ્યા ફીલાડેલફીયાથી આશરે પચીસ ત્રીસ માઇલના અંતરે આવેલી છે. મજકુર જગાએ ઇંગ્લીશ તેમજ અમેરીકન પ્રજા (યાને તે અસલી જમાનાના ઇંગ્લીશમેનો) કે જેઓએ પોતાના રાજ અમલ સામે સ્વતંત્રતા મેળવવાને અર્થે યુદ્ધ ચલાવી હતી, તે જગાબી જોવાની અમુલ્ય તક મળી ગઇ હતી. એ ઉપરાંત ત્યાંનું મેમોરીયલ ચેપલ, વોશીંગટનના હેડ કવાર્ટર્સની જગાઓ વીગેરે જોવામાં આવી હતી. હજારોની સંખ્યામાં અમેરીકનો ઉપલી દર્શાવેલી જગ્યાઓએ જુદે જુદે સ્થળોએથી આવીને મુલાકાત લઇને પોતાનું મન બહેલાવે છે. સત્તરમી સપ્ટેમ્બરે અમારી મુસાફરી દરમ્યાનમાં અમને રસ્તામાં મેઘરાજાએ વધાવી લીધા હતા. ફીલાડેલફીયામાં અમોએ ઉપલી જણાવેલી સર્વે મોજમજાહ ચાખી તે માટે ખુદાના શુક્રાના ગુજાર્યા બાદ સાંજે પાંચ વાગે મજકુર શહેરથી હસ્તા રમતા નીકળ્યા અને રાત્રે સાત વાગામાં ફકત બે કલાકનાં અરસામાં ટ્રેન મારફતે ન્યુ યોર્ક આવી ઉભા. અત્રે પેન્સીલવેન્યા હોટેલમાં પંદરમે મજલે મુકામ કર્યો.

## દોલતના ડુંગરા.

જેબી કોઇ શખસ ન્યુયોર્ક મધે જાય તેણે અવશ્ય એમ સમજી લેવું કે 'મજકુર રંગીલું છબીલું શહેર,' એ આખી દુન્યાનું સૌથી પહેલ્લી પંકતીનું (અવ્વલ શહેર) કહેવાય છે, કે જેને માટે આપણે જેટલી તારીફ કરીએ તેટલી ઓછી છે. કુદરતે ગોયા જાણે કે ધન દોલતનો વરસાદજ એ શહેર મધે વરસાવ્યો છે, તે તમો વ્હાલા વાંચકો નીચેની બીજા છાપાની કટારોમાં આવેલી તારીફ વાંચીને અજાયબ થશો.

'અમેરીકાની ફેડરલ રીઝર્વ બોર્ડ તરફથી સોનાની વધુ આયાત નહીં કરવાનું કહેવા છતાં અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસની ત્રીજોરીમાં પાઉન્ડ ૯૩,૦૦,૦૦,૦૦૦ ના સોનાનો ડુંગર એકઠો થયો છે, જે આખી દુન્યાના સોનાના જથાના ૪૨ ટકા જેટલું છે. ફ્રાન્સ પાસે એના કરતાં અડધું છે અને ઇંગલંડની બેંકમાં તો છેક ૧/૭ જેટલુંજ સોનું છે.



મેમોરીયલ ચેપલ, વેલી ફોર્જ.



વોશીંગટન મેમોરીયલ સીમેત્રી
તરફ જવાનો રસ્તો.



વોશીંગટનના સરદારોની યાદમાં
ઉભા કીધેલા સ્થંભો માંહેલા બે.







આ જગાપર જે 'વેલી–ફ્રોર્જનું,' ફીલાડેલફીયામાં લડાયક મેદાન કહેવાય છે, ત્યાં બ્રીટીશો અને ૧૮ મી સદીના બંડ મચાવનારાઓ યાને હાલના ખરા અમેરીકનો વચ્ચે ઇંગ્લંડ અને અમેરીકાની સરજતની લડાઇ ચાહોમ ચાલી હતી, કે જેમાં અમેરીકા ઇંગ્લંડ વીરૂધ જીત્યું હતું. તેજ દીનથી ખરૂં પુછો તો સંપુર્ણ સ્વતંત્રતા મેળવી હતી, કે જે આજ દીન સુધી જળવાઇ રહી છે.



**પેનસીલવેન્યા હોટલ જેમાં ૨૨૦૦ ભવ્ય બેડ રૂમ્સ છે.**

'૧૯૩૦ ની સાલમાં શેર બજાર ગગડી ગયા પછી ફેડરલ રીઝર્વના સત્તાવાળાઓએ યુરોપ ખાતે સોનાની નીકાસ વધારી હતી, કે જેથી અમેરીકામાં બોંડ માટે સારી મારકીટ ઉભી કરી શકાય, કે જ્યાંથી યુરોપયન પ્રજાઓ નાણાં મેળવી શકે.'

## પીળી ધાતુનો Corner યાને એકહાથ.

અમેરીકામાં આખી દુન્યાનાં સોનાનો ૪૨ ટકા ભાગ જકડાઇ રહયો છે યાને આખી દુનીયાનું અડધું અડધ સોનું અમેરીકા એક હાથ કરી બેઠું છે. આ પીળી ધાતુ આટલા મોટા જથ્થામાં અમેરીકામાં કયાંથી અને કેમ દાખલ થયું તે સવાલ હવે પુછવાની અગત્ય નથી. સબબ

છેલ્લી લડાઇએ આખા અમેરીકાને કેમ વરતાવીને નીહાલ કરી નાંખ્યુ તે વાત કાંઇ હવે છુપી નથી. અમેરીકા લડાઇમાં દાખલ થયું પણ તે કયારે? જયારે તેનાં ઘરમાં સોનાના લાઠા ચઢતા હતા ત્યારે જયાંવેર આખી દુન્યાને તે પોતાનો માલ પુરો પાડીને તેના પૈસા ખંગરી શકતો હતો ત્યાંવેર તે નચીંત મનથી પૈસા વીંધ્યોજ ગયો. સૌ લડતા, વઢતા, કપાતા રેંહસાતા, ત્યારે અમેરીકા ખરેખરો અને સંગીન વેપાર કર્યો જતો. એમ કરતાં સારી દુન્યાનું દ્રવ્ય તેણે ખંગરી લીધું. દેશદેશના સોનાના દરંગ તેને ઘરે પોહોંચી ગયા અને ત્યાં ચપટ થઇ ગયા. આજે અમેરીકાના ઘરમાં આટલું બધું સોનું કાં દબાઇ ગયું છે, એ તેનો એક ખુલ્લો ભેદ છે. ફ્રાન્સ પાસે જેટલું સોનું છે તેનું ડબલ અમેરીકાના હાથમાં છે અને ઇંગ્લંડની મગરૂર બેંકમાં જેટલો જથ્થો છે તેના કરતાં સાતગણો વધારે ત્યાં ગણાય છે. સામટું ૯૩ કરોડ પાઉંડનું આ સોનું ગણાય છે. હવે આ સોનાના દરંગોને અમેરીકાએ શું કરવું છે? તેને કાંઇ ચાવી કે ખાઇ શકાતું નથી, છતાં તે ત્યાં કાં સંઘરી રાખ્યું છે એ માટે સારી દુન્યામાંજ નહીં પણ ખુદ અમેરીકામાં પોતામાં પણ ગંભીર સવાલો પુછાય છે. આખા યુરોપમાં સોનાની તંગી પાડીને અમેરીકા આ ચલકતી પીળી ધાતુ પોતાના ઘરમાં ભરી રાખીને પોતાના પૈસાનું બળ બતાવે છે. આજે અમેરીકા ગોયા સોનાનો દેશ ગણાય તે જો પોતાનું સોનું કમી કરે, તેને બહાર ફેલાવે, વેપાર બદલ તેવી વહેંચણી કરે તો સારી દુનીયાની આર્થીક સ્થિતિમાં મોટો ફેરફાર કરી શકે. ખરેખર તો છેલ્લી ગમ્ખાર લડાઇએ આખી દુન્યાના બીજાં રાજયોને ઢીલાં કરી નાંખ્યાં. વખતે તે અમેરીકા અને જાપાન તેનાથી નીહાલ થઇ ગયાં અને તે પૈસાથી આજેબી મજબુત રહીને સઘળે સાહેબી ભોગવે છે, એબી ખરેજ દશાના રંગ ઢંગજ કહી શકાય.

## અમેરીકાની આબાદીનો નમુનો.

ન્યુયોર્ક શહેરની વસ્તી ૧૮૬૦ માં અગીઆર લાખ પંચોતેર હજારની હતી, તે હાલમાં એકદમ વધીને ૬૦ લાખની આસપાસ થઇ છે. ઉપલાજ સાલમાં ચીકાગોની વસ્તી એક લાખ દશ હજારની ગણાતી હતી, તે હાલે વધીને તેત્રીસ લાખપર આવી છે. ફીલાડેલફીયાની વસ્તી સદરહુ સાલમાં પાંચ લાખ પાંસેઠ હજારની હતી, તે હાલે વધીને એકદમ પચ્ચીસ લાખપર આવી છે. સેંટ ફ્રાંસીસ્કોની વસ્તી મજકુર

સાલમાં ફક્ત છપ્પન હજારની ગણાતી હતી, તે હાલે એકદમ વધીને દશ લાખ ઉપર ગઇ છે.

રંગીલું છબીલું ડીટ્રોઇટ શહેર મોટર ઇન્ડસ્ત્રીનું મુખ્ય રાજ-ધાનીનું મથક ગણાય છે, કે જેની વસ્તી અગાઉ ફક્ત પીસતાળીસ હજારની ગણાતી હતી, તેમાંથી વધીને દશ લાખના આંકડા ઉપર એકદમ થવા ગઇ છે. યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરીકાનું કેપીટાલ વોશીંગટન શહેર કે જેની વસ્તી અગાઉ માત્ર પંચોતેર હજારની અડસટવામાં આવતી હતી, તે હાલમાં સાડા પાંચ લાખની થવા જાય છે. આખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં 'નીગ્રો'ની યાને હબસીઓની વસ્તી સવા કરોડની આસપાસ અંકાય છે, એમ અમોએ અમારી દુન્યાની મુસાફરી દરમ્યા-નમાં જાણ્યું હતું. હબસીઓની અર્ધો અર્ધ વસ્તી તો અમેરીકાના દક્ષીણ મધેના સ્ટેટસમાં છે, જ્યાં એ બાપડાઓ પોતાના ખેતીવાડીના ધંધાધાપામાં રચ્યામચ્યા રહેલા હોય છે. આખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાની એકંદર કુળ વસ્તી બાર કરોડ ઉપરની થવા જાય છે.

## ન્યુયોર્કનો વીસ્તાર.

આખાં ન્યુયોર્ક મધેનો એકંદર વીસ્તાર ૩૨૦ સ્કવેર માઇલ જેટલો છે, તેની વસ્તી લગભગ ૬૦ લાખની અંકાય છે. વીસ્તારની બાબતમાં ન્યુયોર્ક આખી દુનીયામાં સઉથી પહેલું આવે છે, જ્યારે વસ્તીની બાબતમાં તે બીજે નંબરે ઉતરે છે. લંડન વસ્તીની બાબતમાં પહેલે નંબરે આવે છે યાને ૮૦ લાખ જીવડાઓની ત્યાં એકંદર વસ્તી છે. ન્યુયોર્ક, પાંચ ટાપુઓનું બનેલું શહેર છે. એ ટાપુઓ નીચલા નામના છે (૧) મેનથન, કે જેનો એકંદર વીસ્તાર બાવીસ સ્કવેર માઇલનો છે (૨) ધી બ્રોંકસ કે જે મેનથનની ઉતરે છે અને એનો વીસ્તાર ચેંતાળીસ સ્કવેર માઇલનો છે. (૩) બ્રુકલીન, કે જે લોંગ આયલન્ડનો એક ભાગ છે અને જેમાં કોની આયલંડ આવ્યો છે તથા બીજા નાના ટાપુઓ આવેલા છે, કે જેનો એકંદર વીસ્તાર એક્યાસી સ્કવેર માઇલ જેટલો છે. (૪) કવીન્સ ટાપુ કે જેમાં રોકસવે બીચ અને બીજા જમેકા એના નાના નાના ટાપુઓની અલગારો લાગેલી છે. તેનો એકંદર વીસ્તાર એકસો એકવીસ સ્કવેર માઇલ જેટલો યાને પાંચ ભાગો-વાળા વીસ્તારમાં તે સઉથી મોટો ગણાય છે. ન્યુયોર્કનો છેલ્લો યાને



## અમેરીકાનો પોલીસ કોન્સ્ટેબલ.

પાંચમો ટાપુ નામે રીચમંડ તથા જે સ્ટેટન આયલંડ કહેવાય છે, તેનો સામટો વીસ્તાર ૫૭ માઇલ જેટલો છે.

## ન્યુયોર્ક શહેર.

ન્યુ યોર્ક શહેર હડસન રીવર (નદી)થી મશહુર છે. હડસન નદીમાં એકસો પચાસ માઇલ સુધીની દરીયાઇ મુસાફરી ઘણી ખુશનુમાં રીતે થાય છે. ન્યુયોર્કના પાંચ ટાપુની વસ્તી નીચે મુજબની છે. (૧) મેનેથન, કે જેમાં આશરે વીસ લાખ, (૨) બ્રુકલીનમાં બાવીસ લાખ, (૩) બ્રોંકસમાં નવ લાખ, (૪) કવીન્સ મધ્યે આઠ લાખ અને (૫) રીચમન્ડમાં આશરે બે લાખ જેટલી વસ્તી અંકાય છે. ઉપર જણાવેલા શહેરમાંથી રોજની વીઝીટરોની તેમજ ધંધાદારી લોકોની આવણ-જાવણ પાંચથી ૭ લાખ સુધીની અંકાય છે. એ ઉપરથી વાંચનાર આલમ



'Sky Line of New York.'

હડસન નદીપરથી દેખાતો ન્યુયોર્ક શહેરનો મનહર દેખાવ.

અવશય સમજી લેશે કે ખરેખર આખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાની મોટાઇનો તો કાંઇ પારજ નથી. ઉપલી વસ્તીના આંકડાપરથી ખાત્રી થશે કે મેનેથન અને બ્રુકલીન વીસ્તારમાં નાના છે, તો પણ વસ્તીની ધમચકરીમાં તો તે ભારે દીપી નીકળે છે, જ્યારે કવીન્સ, બ્રોંક્સ તથા રીચમન્ડ વીસ્તારમાં મોટા છે, તે છતાં વસ્તીની બાબદમાં તો તે ખરેજ પછાત પડે છે. એમ કહેવામાં આવે છે કે એક હજાર છસેં છવીસના સાલમાં મેનેથન આયલંડ ફક્ત ચોવીસ ડોલર યાને માત્ર બોંતેર રૂપરડીમાં "રેડ ઇંડયનો" પાસે હાલના અમેરીકનોએ વેચાતો લીધો હતો. હાલમાં મેનેથન આયલંડની કીંમત કરોડો ડોલર્સની અંકાય છે. એક હજાર નવસો બાવીસના સાલમાં જણાવ્યા પ્રમાણે ત્યાંની સઘળી ઇમારતોની એકંદર કીંમત ચોવીસ અબજ રૂપ્યાની અંકાતી હતી. મેનેથન ટાપુમાંજ ન્યુયોર્કની ધમચકરી તેના પુર બહારમાં થાય છે. મેનેથન ટાપુની એકંદર લંબાઇ સાડાતેર માઇલ તથા પહોળાઇ માત્ર બેજ માઇલ છે. એ નાના ટાપુવાળા વીસ્તારમાં સૌથી ગગને લાગેલી ભવ્ય ઇમારતો પણ આવેલી છે.

## અબજોપતીઓનાં રહેઠાણો.

ન્યુયોર્ક મધેની સાઇટ-સીઇંગ માટે બે બોલ લખ્યે, તો તે એ કે ઓગણીસમી સપટેમ્બરના દીને અમોએ મજકુર શહેરની 'ગ્રે લાઇનની



અમેરીકામાં મોટરોને 'પાર્ક' કરવામાં આવે છે તેનો દેખાવ.



ન્યુયોર્ક શહેરની સુંદર બીલ્ડીંગો.
અમારા સાથી બગીચા આગળ ઉભા રહી
ત્યાંની કારીગરીનો ખ્યાલ કરે છે

ટુરમાં' હેરીયુ' લીધુ'. શરૂઆતમાં ફીફ્થ એવેન્યુ તરફ પસાર થઇ વધુ આગળ રસ્તો કાપતાં અબજોપતીઓના છુટાછવાયાં આલીશાન મકાનો જોયાં હતાં, તેમાં 'મીલીયોનેર્સ' નામની ગલી હતી, કે જે બાજુના મકાનોનો માલીક જે. બી. ડયુક છે, કે જે તંબાકુનો સાહસીક રાજા કહેવાય છે, મરહુમ થોમસ રાઇનની એસ્ટેટ હતી, કે જે અટંગ નાણાંશાસ્ત્રી થઇ ગયો છે. મરહુમ સ્ટીલનાં રાજા જાર્જ ગેરી તથા એચ. મેયર ખાંડના રાજા વગેરેનાં મકાનો જોઇ એનડ્રુસ કારનેગી જેવા નામાંકીત અબજપતીની ઇમારત પસાર કરી હતી.

## ગ્રાંન્ડ સેંટ્રલ ટર્મીનસ.

રસ્તામાં અમોએ ગ્રાંડ સેન્ટ્રલ ટર્મીનસ નામનું જંગી સ્ટેશન પસાર કર્યું હતું, કે જ્યાં કલાકનાં સીતેર હજારથી વધુ પેસેંજરો જાવ-આવ કરે છે. તે ભારે વીખ્યાતી પામેલું ટર્મીનસ ગણાય છે. એ ટર્મીનસ આગળથી નીકળી અમોએ કોલંબીયા યુનીવર્સીટી તરફ હેરીયુ' લીધું, કે જેમાં પાંત્રીસ હજાર છોકરાંઓ શીખે છે. રસ્તો જેમ વધુ કપાતો ગયો તેમ 'કેથીડ્રલ ઓફ સેન્ટ જોન ધી ડીવાઇન' નામનું જાણીતું દેવળ, કે જે અમો અમેરીકામાં હતા, તે વખતે બંધાતું હતું તે પણ ઉપર ટપકેથી અમારા જોવામાં આવ્યું હતું. એ દેવળ આખ્ખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં સૌથી મોટું છે.

## જનરલ ગ્રાંટની ઘોર.

એ પછી અમો જનરલ ગ્રાંટની ઘોર તરફ આવી લાગ્યા. આ મહાન સેપાહસાલાર અને તેની મોહરદારની ઘોરો ઘણી સંભાળ તેમજ ગંભીરાઇથી આજદીન સુધી સાચવી રાખવામાં આવી છે. એ ઘોરની પાસે યાને છેક લગોલગ હડસન નદી લાગેલી છે, જ્યાંથી જાણીતી રીવર સાઇડ ડ્રાઇવ શરૂ થાય છે, (કે જ્યાં એક વખતે અબજોપતીઓ રહેતા હતા, ત્યાં હાલ ફક્ત ભાડુતી મકાનોજ જોવામાં આવે છે,) તે જગા આગળથી પસાર થતાં આખી હડસન નદીનો સુશોભીત દેખાવ તેમજ સામી પાર આવેલો જરસી સીટીનો દેખાવ મનમોહક લાગે છે. રીવર સાઇડ નામનાં રસ્તાપર રોકફેલર નામના અબજપતી માટે સાંભળ્યું હતું કે ટુંક સમયમાં પાંચ મીલીયન ડોલર્સ યાને લગભગ બે કરોડ રૂપીયાનું



અમેરીકાના 'ન્યુ યોર્ક ટાઇમ્સ' પત્રની પચ્ચીસ મજલાની જંગી બ્રોડવેપર આવેલી ભવ્ય ઇમારત. એ પત્રની રોજ ચાર લાખ પચ્ચીસ હજાર નકલો નીકળે છે. બ્રોડવે (Broad Way) આખા ન્યુયોર્કમાં એક બાજુથી બીજી બાજુ જતો સહુથી લોકપ્રીય રસ્તો ઉપલા પીકચરમાં ડાબી બાજુ દેખાય છે.

જંગી ચર્ચ (દેવળ) બંધાવનાર છે. આગળ ચાલતાં અમો 'અપર બ્રૉડવેપર' દાખલ થયા કે જ્યાં ન્યુયોર્કની થીએત્રીકલ ડીસ્ત્રીકટ યાને નાટકશાળાનું બજાર અમારા જોવામાં આવ્યું. એ નાટકશાળાના બજારની લંબાઇ બ્રોડવેપર બેંતાલીસથી તે ઓગણપચાસ સ્ત્રીટ સુધીની છે.

## ન્યુયોર્કમાં લગભગ એક હજાર નાટકશાળાઓ !

આખા ન્યુયોર્કમાં સઘળી મળીને લગભગ એક હજાર થીયેટરો છે, કે જ્યાં હરેક પ્રકારના દીલ બહેલાવનારા નાટકો ભજવાય છે. એ નાટકી બજારમાં જગજાણીતા 'ન્યુયોર્ક ટાઇમ્સ પ્રેસ'ની ભવ્ય ઇમારત આવેલી છે, જે પણ ઘણી જોવાલાયક ગણાય છે. કહે છે કે એ થીએત્રીકલ ડીસ્ત્રીકટમાં રાતની વખતે ત્રીસ લાખ ઇલેક્ત્રીક લાઇટસના ઝુમ્મરો ફક્ત બહારનીજ સાઇડપર સળગાવવામાં આવે છે. આખા ન્યુયોર્કમાં એલીવેટેડ યાને શહેરની ઉપર ત્રેનો દોડે છે, એટલુંજ નહીં પણ ઉંચા થાંભલાઓ ઉભા કરેલા હોય છે, કે જેની ઉપર રેલ નાંખેલી હોય છે, જે ઉપરથી મીનીટ મીનીટે ત્રેનો આવ-જાવ કરે છે. ન્યુ યોર્કનાં એકસો દશમાં સ્ત્રીટપર એલીવેટેડ ત્રેન બોંતેર ફીટ યાને સાત માળ જેટલી ઉંચાઇથી ધસારાબંધ દોડતી રહે છે.

## જંગી પુલો બાબેનું અવલોકન.

આગળ ચાલતાં અમો વોશીંગ્ટન સ્કવેરપર જઇ સોલજર્સ મોન્યુમેન્ટ, પ્રીઝન કોર્ટ વીગેરે પસાર કર્યા બાદ વળી સાથે લાગેલી 'બ્રીજ ઓફ સાઇસ' યાને 'ડુસકે ડુસકે રડતો પુલ' (એટલે કે કેદીઓને મજકુર પુલ ઉપરથી કોર્ટમાં લઇ જવામાં આવે છે,) તે તથા મેનેથન પુલ કે જે આખી દુનીયામાં સઉથી મોટો ઝુલતો પુલ કહેવાય છે, કે જે હડસન નદીની બરોબર લગોલગ છે તે જોયો. એ પુલ બે માઇલ લાંબો અને પાણીથી એકસો પાંત્રીસ ફીટ ઉંચો છે, કે જેપર વીસ કરોડ રૂપીઆ ખરચાયા છે. હડસન નદીપર વીલીયમસ તથા બ્રુકલીન નામના બીજા પુલો પણ છે, કે જે ન્યુયોર્કનો બીજો ભાગ ગણાય છે. બ્રુકલીન પુલ ઉપરથી આખા ન્યુયોર્ક બંદર તથા શહેરનો દેખાવ ઘણો મનહર લાગે છે. બ્રુકલીન મધ્યે દાખલ થવા પછી કોલમબસ સ્કવેર છોડી ચાઇના ટાઉનનો મહોમાર નજરે પડે છે, કે જ્યાં લગભગ ૩૦૦૦ ચીનાઓની વસ્તી છે.

## તેલનાં પારસી રાજા.

અમો શુક્રવાર તા૦ ૨૦મી સપ્ટેંબરને દીને મી૦ પીરોજશાહ ડી. સકલાતવાલા કે જે ગ્રહસ્થની ઓફીસ ૧૭૦ બ્રોડવેપર આવેલી છે તેમની મુલાકાતે જઈ લાગ્યા. એ ગ્રહસ્થની અમેરીકા મધ્યે એક મોટી જાણીતી ઓઇલ કંપની છે, કે જેના તેઓ પ્રમુખ છે. તેલનાં રાજા મીસાલ તેઓ ત્યાં જાણીતા થઇ પડયા છે. મી૦ સકલાતવાળાનો બંગલો નામે ગુલીસ્તાન દેખાવમાં સાદો છતાં સારી રીતે શણગારેલો જોવામાં આવતો હતો. તેનું એડ્રેસ હાઉસ નંબર ૭૩, ગુલીસ્તાન પ્લેઇન ફીલ્ડ, ન્યુ જરસી સ્ટેટ છે. પ્લેઇન ફીલ્ડ કસબો ન્યુયોર્ક શહેર મધ્યેથી ૩૫ માઇલને અંતરે આવેલો છે. મી૦ સકલાતવાલા પરશીયન એલચી તરીકે આખા યુનાઇટેડ સ્ટેટસમાં ૧૯૩૨ના સાલથી નેમાયા છે, કે જે ઓધ્ધો પહેલ વહેલો પારસીને મળ્યો છે.

## રૂનાં દલાલોની જંગી ઓફીસો.

મી૦ સકલાતવાળાને ત્યાંનું ઇજન સ્વીકારવા પછી ત્યાંથી નીકળી અમો હેન્સી હેન્સ કંપની કે જે ન્યુયોર્ક મધ્યે આવી છે અને જયાં રૂનાં દલાલોની મોટી ધરખમ ઓફીસો તરફ જઇ લાગ્યા અને મજકુર કંપનીના એજંટ સાથે 'હેનોવેર સ્કવેર' મધ્યેના કોટન એક્ષચેંજ યાને રૂના મોટા સોદા કરવાના બજાર તરફ અમોએ હેરીયું લીધું. એ એક્ષચેંજ મધ્યેનાં એક ઓરડામાં ઘણી સારી જાતની ડીઝાઇનોની આકૃતીઓ પાડેલી જોવામાં આવે છે, જે શુશોભીત લાગે છે. મજકુર એક્ષચેંજમાં રૂના દલાલનાં કાર્ડની કીંમત પાંત્રીસ હજાર ડોલરની આંકવામાં આવે છે, એ એક્ષચેન્જમાં હોલ મધ્યે વચ્ચે એક મોટું ખાડા જેવું સરકલ જોવામાં આવે છે, કે જયાં ધમધોકાર રૂના મોટા સોદા તેના પુર બહારમાં ચાલતા હતા અને કરોડો ડોલરની મોટી ઉથલપાથલ થતી જોવામાં આવતી હતી. જયાં સોદો ચાલતો હતો, ત્યાં ધકકામુકકીનો તો કંઇ સુમારજ ન હતો.

## ન્યુજરસી ટાઉનની મુલાકાત–૧૪ કરોડની જંગી ટનલ.

એ બાદ અમો બસમાં બેસી ન્યુજરસી ટાઉન, કે જે ન્યુજરસી સ્ટેટ મધ્યે આવ્યું છે, ત્યાં જઇ લાગ્યા. રસ્તામાં બસની મુસાફરીમાં અમોએ જાણીતો 'હોલેન્ડ ટનલ' બુગડો પસાર કર્યો, કે જે ટનલ હડસન નદીની નીચેથી પસાર થાય છે અને તે ન્યુયોર્ક શહેરની પહેલા નંબરની 'સાઇટ સીઇંગ' યાને જોવાલાયક જગ્યા ગણાય છે. એ બુગડો ન્યુયોર્ક

શહેર અને ન્યુજરસી શહેરને જોડી દેય છે યાને બીજા બોલોમાં કહીએ તો તે ત્રાફીકને માટે રસ્તો મોકળો કરી આપે છે. મજકુર ટનલ એક હજાર નવસો સતાવીસના સાલમાં લોક વપરાસ માટે ખુલ્લી મુકાઇ હતી. તે બાંધવા પાછળ લગભગ સાત વરસ જેટલો લાંબો વખત થયો હતો તથા એ પાછળ ઉડતાળીસ મીલીયન્સ ડોલર્સ યાને લગભગ ચૌદ કરોડ રૂપીઆનો જંગી ખર્ચ થયો હતો. એ ભુગડામાં જવા આવવાના બે મુખ્ય રસ્તાઓ છે અને તે પોણા બે માઇલ જેટલા લાંબા છે અને દર કલાકે તેમાંથી સરાસરી લગભગ એક હજાર નવસો આમન-સામન આવતી જતી યાને એકંદર ત્રણ હજાર આઠસો મોટર ગાડીઓ પસાર થાય છે, એમ અમારા જાણવામાં આવ્યું હતું. એ ટનલમાં ચોવીસ કલાક યાને રાતદીવસ એક સરખી ભભુકાદાર તેજસ્વી ઇલેકત્રીક લાઇટસ બળતી રહેતી હોવાથી ભુગડાનો દેખાવ ઓર શોભાયમાન દીસે છે. એ ટનલમાં વારી મુજબ પોલીસ પણ પહેરો ભરતી જોવામાં આવે છે.

## ન્યુયોર્ક યાને દોલતનગરમાં વધુ સહેલ.

અમો શનીવાર તારીખ એકવીસમીએ બસની મુસાફરી દરમ્યાનમાં પાછા એકવાર ફરીથી 'હોલેન્ડ ટનલ' પસાર કરી ન્યુજરસીમાં દાખલ થઇને પ્લેઇન ફીલ્ડ મધે જઇ લાગ્યા અને પછી મી૦ સકલાતવાળાના બંગલામાં દાખલ થયા. મી૦ સકલાતવાળાના અમેરીકન મોહરદાર અમને માન અકરામ સહીત રીસીવ કરવાને આવ્યાં અને અમને પોતાનો આખો બંગલો કે જે (અપ-ટુ-ડેટ) આજના જમાનાને અનુસરતો શણગારેલો હતો, તે બધેથી દેખાડવા ઉપરાંત તેનો બાગ બગીચો, કે જે થોડો યુરોપીયન તથા જાપાનીસ સ્ટાઇલને મળતો દીસ્તો હતો તથા વળી કેટલોક ભાગ 'નેચરલ પાર્ક' જેવો બનાવ્યો હતો. રાતે અમોએ ન્યુયોર્ક મધે જઇ ત્યાંની હડસન થીએટર મધે 'હોટ ચોકલેટ' નામનો સુપ્રસીદ્ધ નાટક જોયો, કે જે થીએટરના નાટક તખતા ઉપર સઘળા સીધી (નીગ્રો) એકટરો તથા એકત્રેસીસ ખેલ ભજવે છે. તા૦ ૨૦ મી સપટેંબર રવીવારનાં દીને બસમાં બેસી 'ફીફથ એવન્યુ' પર અમોએ હેરીયું લીધું, જ્યાંથી આગળ રસ્તો કાપતાં માર્ગમાં અબજોપતી અમેરીકનોના સરસ મકાનો જોયાં.

## એરોપ્લેનોની મનહર મોજ.

બપોરનાં ટાઇમે અમો 'લોંગ આયલંડ' જઇ લાગ્યા કે જે ન્યુયોર્કના ક્વીન્સબરોમાં આવેલો છે, ત્યાં હોમ્સ નામનું 'એર પોર્ટ' યાને પબલીક

માટે એરોપ્લેનમાં ઉડવા માટેની જગ્યા આવી છે. એરોપ્લેનમાં બેસી લગભગ અડધો કલાક સુધી ન્યુ યોર્ક શહેરની અતરાફમાં ઉડયા હતા, જે વખતનો મનહર દેખાવ અમારી આંખો સામે આજે પણ રમ્યા કરે છે. એરોપ્લેનની ઉડવાની સ્પીડ લગભગ નેવુંથી તે સો માઇલ સુધીની હતી અને તે જમીનથી પંદરસો ફીટ ઉંચે ઉડતું હતું.

## પારસી રેસ્ટોરાં.

એ પછી અમોએ રોક્ષી યાને જો આપણે આપણા શબ્દોમાં બોલીએ તો તે રાક્ષસી થીએટરની એકવાર ફરીથી મુલાકાત લઇ રીવ્યુ-ઝની મોજ ચાખ્યા બાદ મી૦ પીરોજશાહ મોદીના 'રાજા રેસ્ટોરા'માં રાતનું ડીનર લેવા ગયા. તારીખ ૨૩ મી સપ્ટેમ્બરની સ્હવારે આશરે નવના સુમારે અમો મી૦ એસ. એસ. વ્હાઇટનું દાંત બનાવવાનું મોટું કારખાનું જોવા માટે સબ–વે યાને જમીન માંહેલી ટ્રેનમાં બેસી વ્હાઇટ હોલ સ્ટેશન મધ્યે ઉતર્યા અને પછી ત્યાંથી નાની બોટમાં બેસી સામે પાર ગયા. રસ્તામાં અમોએ 'સ્ટેચ્યુ ઓફ લીબરટી' પસાર કર્યું હતું. એ બાદ પાછા ટ્રેનમાં બેસી 'પ્રીન્સેસ બે' નામના સ્ટેશનપર ઉતર્યા અને ત્યાંથી મોટરમાં બેસી દાંતની ફેકટરીપર ગયા કે જે કારખાનું ન્યુયોર્ક મધ્યેના એક ભાગ સ્ટેટન્ટ આયલેન્ડના રીચમન્ડ બરો મધ્યે આવ્યું છે. બનાવટી દાંતો જુદી ઢબછબે કેવી રીતે બને છે તે અમોએ ઉલટથી જોયું. ઉપર મુજબની હેજગારીથી અમો થાકી જવે અમારી હોટલે જઇ લાગ્યા અને ત્યાં આરામ લીધા બાદ વળી પાછા 'ભમતા ભુતો'ની માફક તે રાત્રીએ ન્યુ યોર્ક મધ્યેના જાણીતા 'કોની આયલન્ડ' પર હેરીયુ લીધું. ત્યાં વીન્ટર (શીયાળો) ઘણોખરો શરૂ થઇ ચુકયો હતો એટલે કરીને ત્યાં વધુ ધમાલ જોવામાં આવતી નહોતી તેનું કારણ એ કે એ જગ્યાએ ખાસ કરીને ગરમીના મહીનાઓમાં ચાલવાની જરાપણ જગ્યા મલતી નથી અને લોકો આખો દીવસ સુધી ભારે ગરમીના સબબે ત્યાં પાણીમાં પડી રહે છે, એથી 'કોની આયલંડ,' ન્યુયોર્ક મધ્યે ઉનાળામાં હવા ખાવાનું મુખ્ય મથક ગણાય છે. એ આયલંડપર પાંચ માઇલ જેટલો લાંબો 'બોર્ડ વોક' તથા પાસે નજદીકમાં પણ 'લુના પાર્ક' આવ્યું છે કે ત્યાં હરેક પ્રકારના રમતગમત તેમજ મોજમજાહના સાધનો હોવા ઉપરાંત ત્યાં ભભુકદાર તેજસ્વી ઇલેકટ્રીક લાઇટ પણ તેના પુર બહારમાં જોવાની મળે છે, તેથી ત્યાંનો દેખાવ ખરેજ મનમોહક લાગે છે. અમોએ



સ્ટેચ્યુ ઓફ લીબરટી.

૨૦ સપ્ટેંબરની સહવારે અમેરીકન એક્ષપ્રેસ કંપનીની ઓફીસમાં યુરોપ તરફ જવાને માટે પરમીટ લેવા ગયા. પછી ત્યાંથી નીકળી યુનાઇટેડ

માટે એરોપ્લેનમાં ઉડવા માટેની જગ્યા આવી છે. એરોપ્લેનમાં બેસી લગભગ અડધો કલાક સુધી ન્યુ યોર્ક શહેરની અતરાફમાં ઉડયા હતા, જે વખતનો મનહર દેખાવ અમારી આંખો સામે આજે પણ રમ્યા કરે છે. એરોપ્લેનની ઉડવાની સ્પીડ લગભગ નેવુંથી તે સો માઇલ સુધીની હતી અને તે જમીનથી પંદરસો ફીટ ઉંચે ઉડતું હતું.

## પારસી રેસ્ટોરાં.

એ પછી અમોએ રોક્ષી યાને જો આપણે આપણા શબ્દોમાં બોલીએ તો તે રાક્ષસી થીએટરની એકવાર ફરીથી મુલાકાત લઇ રીવ્યુઝની મોજ ચાખ્યા બાદ મી૦ પીરોજશાહ મોદીના 'રાજા રેસ્ટોરા'માં રાતનું ડીનર લેવા ગયા. તારીખ ૨૩ મી સપ્ટેમ્બરની સ્હવારે આશરે નવના સુમારે અમો મી૦ એસ. એસ. વ્હાઇટનું દાંત બનાવવાનું મોટું કારખાનું જોવા માટે સબ-વે યાને જમીન માંહેલી ટ્રેનમાં બેસી વ્હાઇટ હોલ સ્ટેશન મધ્યે ઉતર્યા અને પછી ત્યાંથી નાની બોટમાં બેસી સામે પાર ગયા. રસ્તામાં અમોએ 'સ્ટેચ્યુ ઓફ લીબરટી' પસાર કર્યું હતું. એ બાદ પાછા ટ્રેનમાં બેસી 'પ્રીન્સેસ બે' નામના સ્ટેશનપર ઉતર્યા અને ત્યાંથી મોટરમાં બેસી દાંતની ફેકટરીપર ગયા કે જે કારખાનું ન્યુયોર્ક મધ્યેના એક ભાગ સ્ટેટન્ડ આયલેન્ડના રીચમન્ડ બગે મધ્યે આવ્યું છે. બનાવટી દાંતો જુદી ઢબછબે કેવી રીતે બને છે તે અમોએ ઉલટથી જોયું. ઉપર મુજબની હેરતગારીથી અમો થાકી જવે અમારી હોટલે જઇ લાગ્યા અને ત્યાં આરામ લીધા બાદ વળી પાછા 'ભમતા ભુતો'ની માફક તે રાત્રીએ ન્યુ યોર્ક મધ્યેના જાણીતા 'કોની આયલન્ડ' પર હેરીયુ લીધું. ત્યાં વીન્ટર (શીયાળો) ઘણોખરો શરૂ થઇ ચુકયો હતો એટલે કરીને ત્યાં વધુ ધમાલ જોવામાં આવતી નહોતી તેનું કારણ એ કે એ જગ્યાએ ખાસ કરીને ગરમીના મહીનાઓમાં ચાલવાની જરાપણ જગ્યા મળતી નથી અને લોકો આખો દીવસ સુધી ભારે ગરમીના સબબે ત્યાં પાણીમાં પડી રહે છે, એથી 'કોની આયલંડ,' ન્યુયોર્ક મધ્યે ઉનાળામાં હવા ખાવાનું મુખ્ય મથક ગણાય છે. એ આયલંડપર પાંચ માઇલ જેટલો લાંબો 'બોર્ડ વોક' તથા પાસે નજદીકમાં પણ 'લુના પાર્ક' આવ્યું છે કે ત્યાં દરેક પ્રકારના રમતગમત તેમજ મોજમજાહના સાધનો હોવા ઉપરાંત ત્યાં ભભકદાર તેજસ્વી ઇલેકટ્રીક લાઇટ પણ તેના પુર બહારમાં ઝળકવાની મજે છે, તેથી ત્યાંનો દેખાવ ખરેજ મનમોહક લાગે છે. અમોએ



**સ્ટેચ્યુ ઓફ લીબરટી.**

૨૦ સપ્ટેંબરની સહવારે અમેરીકન એક્ષપ્રેસ કંપનીની ઓફીસમાં યુરોપ તરફ જવાને માટે પરમીટ લેવા ગયા. પછી ત્યાંથી નીકળી યુનાઇટેડ-

-સ્ટેટસ ઓફ અમેરીકા મધેની કસ્ટમની ઓફીસમાં જઇ લાગ્યા, ત્યાં જવાનું કારણ એ હતું કે કાયદા પ્રમાણે યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા છોડી જનાર શખસને પરવાનો યાને 'લીવીંગ પરમીટ' લેવી પડે છે, તે મુજબ અમોએ પણ ફરજયાત અમલ કર્યો હતો.

## ઓટોમેટીક (વીજળી) રેસ્ટોરાં.

ત્યારબાદ અમો હોન અને હોદારતમાં ઓટોમેટ કાફેટેરીઆ યાને રેસ્ટોરાં આવ્યું છે ત્યાં જઇ પુગ્યા, કે જે રેસ્ટોરાંમાં કબાટના એવા ખાંચાઓ બનાવેલા જોવામાં આવ્યા હતા કે જેનાપર નામો સુધાં લખી રાખેલાં હોય છે, કે જ્યાંથી આપણને જેવી જોઇએ તેવી મનપસંદ વાણીઓ જેવી કે આઇસક્રીમ, પુડીંગ તથા બીજી કોઇબી જાતની સ્વાદીષ્ટ પ્લેટો જોઇતી હોય તો, પહેલાં તે ખાંચામાં પૈસા નાંખવા પડે છે, કે જેથી ચપોચપ જોઇતી ડીશો ઓટોમેટીક (દાબડામાંના ભુતની મુઆફેક) બાહેર આવે છે. ખાંચાવાલી જે કબાટો હોય છે, તેમાં નાના ૬×૬ ફીટનાં બાર ખાનાનો એક ભાગ કરી રાખેલો છે, તેમાં ખાવાની ડીશો કે જેનાપર નામો પાડેલાં હોય છે કે જે મધે એ નીકલ યાને પાંચ અથવા દશ સેન્ટસ અથવા તેથી વધુ તે ખાંચાના બાકોરામાં નાંખવે ખાનાનો ડ્રોવર ખેંચતા એક પ્લેટનું ખાણું ઉઘડે કે તેમાંથી આપણે હાથે ખોલીને તે ડીશ કાઢી લેવી પડે છે. એ ઓટોમેટીક આખી કબાટમાંના બાર ડ્રોવવાળા ખાનાંઓ ખાલી થાય છે કે તરતજ એલારમની જાણે કે ઘંટી વાગતી હોય તે મુજબ ઘંટી વાગતાની સાથે પછવાડે લાલ લાઇટના ઝમકદાર ચમકારા થાય છે, એટલે કે રેસ્ટોરાં મધેના માણુસ તાકીદે બીજી નવી વાણીઓની ડીશો તે ખાંચાવાલી કબાટમાં મુકી દે છે. એ મુજબની એક નહીં પણ સેંકડો કબાટો અમોએ ઉપલા રેસ્ટોરાં મધે જોઇ હતી.

## યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા.

યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા એ એવો મોટો માલેતુજાર અબજોપતી દેશ છે, કે જ્યાં દુનીઆની ગમે તેવી માંગો એવી હરેક વસ્તુઓ પૈસા ખરચવે મળી શકે છે. અત્રેની મશહુર વુલવર્થ બીલ્ડીંગ કે જે અઠાવન મજલાની મોટી ગગને લાગેલી છે, તેની ઉંચાઇ સાતસો તાણું ફીટની કહેવાય છે, તેમાં પાંચ મોટાં ભોંયતળીયાઓ અનડર ગ્રાઉન્ડમાં સમાયલાં જોવામાં આવે છે, કે જેનો પાયો એકસો પંદર ફીટ ઉંડો

છે અને તેનું બાંધકામ તથા ચણતર લોખંડની ફ્રેમનું ખાસ બનેલું છે. આખી ઇમારતનું વજન એક લાખ પચ્ચીસ હજાર ટન ગણાય છે, કે જેને ચોત્રીસ લીફ્ટો યાને એલીવેટર્સ છે, કે જેમાંની ચાર લીફ્ટોનું




વુલવર્થ બીલડીંગ.

લોકોના ચાલુ રોજીંદા ઘસારાને લીધે પચાસ સેનટસ (cents) યાને દોઢ રૂપીઆ જેટલું નજીવું દામ લેવામાં આવે છે. ઉપલી ચાર લીફ્ટો સળંગ એક નાંકેથી તે બીજે નાંકે સુધી યાને પહેલ્લે મજલેથી તે છેક એકાવન મજલા સુધી રેલ્વે ત્રેનની મુવાફેક ફાસ્ટ સ્પીડે લઇ જાય છે. જે અઠાવન (૫૮) મજલાની ભવ્ય ઇમારત છે અને ૧૯૨૯ સુધી તે દુનીયાની સૌથી ઉંચી બીલડીંગ ગણાતી હતી; પણ જેમ બધામાં હરીફ નીકળે છે તેમ એમ્પાયર સ્ટેટ બીલડીંગ નામની ૧૦૧ મજલાની ઇમારત ૧૯૩૧ નાં મે મહીનામાં ખુલ્લી મેલાઇ છે.

ન્યુયોર્ક મધે કટકે કટકે નેડીકસ થરસ્ટ સ્ટેશન્સ જોવામાં આવે છે, કે જે સ્ટોલ્સો આગળ લોકો ઓરેન્જ અને પાઇન એપલનો ઠંડો કરેલો સ્વાદીષ્ટ લહેજતદાર રસ પીએ છે. એજ મુજબ 'ચાઇલ્ડસ' નામનાં રેસ્ટોરાંઓ પણ ન્યુયોર્કમાં કકડી જાય છે. એ રેસ્ટોરાંઓમાં ઘણું ખરૂં 'સેલ્ફ સરવીસ' છે યાને આપણે દુકાનમાં જેવા દાખલ થયા કે તુરતજ એક બાજુથી મોટી થાળી લઇ લેવી અને બીજાઓની સાથે આપણે આગળ ચાલવું તથા દુકાનમાં ભોજન આપવાની જગા આગળથી આપણને જે જોઇએ, તે વાણીની ડીશ માંગી લેવી કે જેની આપણને ચીઠી આપવામાં આવે છે કે જે લઇને ટેબલ પાસે બેસીને ખાવું અને પછી બહાર નીકળતી વખતે પૈસા જ્યાં આપણે ચુકવીએ છીએ, તે કાંઉન્ટર આગળ ખાધેલી વાણી યા તો વસ્તુની ચીઠી આપી પૈસા ચુકતે કરવા.

## ભોંયરાંમાં દોડતી વીજળીક ત્રેનો.

ન્યુયોર્ક મધેનાં ભારી ત્રાફીકનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે શહેરની નીચેથી સબ-વે યાને ભોંયરામાં નીચે વીજળીક ત્રેન દોડે છે, જ્યારે જમીનની ઉપર સ્ત્રીટકાર યાને ત્રામ ગાડી, બસો તથા ટેક્ષી કેબો, કે જેને ત્યાં 'યલોકેબ' કહે છે તે દોડે છે. એ ઉપરાંત ખાનગી મોટર ગાડીઓ કકડી જાય છે તે વળી જુદી. શહેરની ઉપરથી એલીવેટેડ (elevated) ત્રેનો પણ દોડધામ કરે છે. ચોકકસ ઠેકાણે શહેરમાં જમીનના ભોંયતળીયાનાં ભાગમાં તેમજ ઉંચે બાજુનાં ભાગમાં એલીવેટેડ ત્રેનોમાં બેસવાને સારૂ પ્લેટફોરમો સાથનાં સ્ટેશનો અનુક્રમે બાંધેલા હોય છે, જ્યાં ગોળ ચકરડા જેવું મશીન દાખલ થવાનાં દર-

વાજાનાં ભાગ આગળ હોય છે, કે જે મશીનમાં બાકોરૂં હોય છે, તેમાં પાંચ સેંટ યાને અઢી આનાં નાંખવામાં આવવે, સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર દાખલ થવાય છે. ત્યાં જતા ટીકીટ ખરીદવાની કશી જંજાળ પડતી નથી. મશીનનાં બાકોરાંમાં પૈસા નાંખવામાં નહીં આવે તો પછી મશીન ફરે નહીં. સબ-વે તથા એલીવેટેડ ત્રેનોમાં શહેરમાં ફરવાહરવાનો દર એક સરખો પાંચ સેન્ટ યાને અઢી આનાનો હોય છે. વધતો ઓછો બીજો કાંઇબી દર લેવામાં આવતો નથી. ત્રેનમાંથી ઉતર્યા બાદ ટીકીટ મુદ્દલ જોવામાં આવતી નથી. ઉપલી યોજનાને સબબે કંપનીના માણસોને સેહજ પણ માથાં દુખણુ કરવી પડતી નથી.

## એકજ કંપનીનાં માલેકની આડત્રીસ હજાર ટેક્ષી કેબો.

ઉપલી જણાવેલી યલો કેબવાળાની ફકત ન્યુયોર્ક મધે આડત્રીસ હજાર ટેક્ષીઓ દોડે છે, એમ અમારી જાણમાં આવ્યું હતું અને તેજ મુવાફેક એ કંપનીવાળાની આખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા મધેથી ટેક્ષીઓ દોડે છે, કે જેથી કરીને એ ટેક્ષીનું માનીતું નામ 'યલો કેબ' પડયું છે. ત્યાં જો કે બીજી કંપનીવાળાઓની પણ જુજ ટેક્ષીઓ દોડે છે ખરી.

## ન્યુયોર્ક મધે પંદરસો હોટલો અને એક હજાર થીએટરો !

ફકત મેનેથન ટાપુમાં નાના મોટા મળી એકંદર પંદરસો હોટલો આવેલા છે, કે જેમાંના નીચલા મુખ્ય છે. પેનસીલવેનીયા હોટેલ, કે જે સાતમા એવેન્યુ અને ૩૨ અને ૩૩ ના જંગી સ્ટ્રીટપર આવ્યું છે. બીજા જયારે કોમોડોર, યેધમ, એમબેસેડર, બીલ્ટમોર હોટલો છે. એ ઉપરાંત જાણીતું સેવોય હોટલ ભપકાદાર રંગીલા ફીફ્થ એવેન્યુપર આવ્યું છે. ન્યુયોર્કમાં એકંદર એક હજાર જેટલી નાની મોટી નાટકશાળાઓ આવેલી છે, કે જેમાં લગભગ પાંચ લાખ શખસો રોજ નાટક વગેરેની મોજ ચાખી જીવને બહેલાવે છે. ત્યાંની મુખ્ય થીએટરો નીચલી છે, જેવી કે રોક્ષી કે જેમાં ૭ હજાર બસો (૬૨૦૦) માણસો બેસી શકે છે અને તે સૌથી મોટામાં મોટી આખા યુનાઇટેડ સ્ટેટસમાં છે, પેરેમાઉન્ટ કે જેમાં ચાર હજાર માણસો બેસી શકે છે, ઝીકફીલ્ડ ફોલીસ, હીપોડ્રોમ, હડસન, ગેઇટી, ગ્લોબ, ઇમ્પીરીયલ, એમ્પાયર, એપોલો, વીગેરે વીગેરે, બીજી થીએટરોમાં પણ લોકોની ધમચકરી વીશેષ પ્રમાણમાં જોવામાં આવે છે.

## એકસો એક મજલાની બારસો ફીટની ઉંચાઇની એક જંગી ઇમારત.

ન્યુયોર્ક શહેર વગર શકે દુન્યામાંની ઉંચામાં ઉંચી ઇમારતો માટે ખરેજ મગરૂરી લેઇ શકે છે. દુન્યામાંની સૌથી ઉંચામાં ઉંચી બીલ્ડીંગ, કે જે સારૂ આપણે પ્રથમ જણાવી ગયા છીએ, તે એમ્પાયર સ્ટેટ નામની ઇમારત છે, કે જેને એકસો એક મજલાઓ છે અને તેની ઉંચાઇ બારસે ફીટ જેટલી છે, કે જે ગયા મે માસમાં બંધાઇને પબ્લીકના વપરાસ અર્થે ખુલ્લી મુકાઇ છે. ત્યારબાદ એથી નાની ઇમારત ક્રાઇઝલર મોટર-કારવાળાની આવે છે, કે જેને સીત્તોતેર મજલાઓ છે, તેની ઉંચાઇ આશરે એક હજાર છેંતાળીસ ફીટ છે. એથી ઉતરતી વુલવર્થ બીલ્ડીંગ છે કે જેને અઠાવન મજલાઓ છે, કે જેની ઉંચાઇ સાતસોબાનુ ફીટ છે. જેપર અમો જઇ આવ્યા હતા.

કહેવામાં આવે છે કે આખા યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરીકામાં ચારસો ઇમારતો વીસ માળ કરતાં ઉંચી છે, જેમાંથી અર્ધોઅર્ધ તો ફક્ત ન્યુયોર્કમાંજ આવેલી છે.

દુન્યા માંહેલી બીજી જાણીતી ઉંચાઇવાળી જગ્યાઓની ઇમારતો, નીચલીઓ છેઃ–જેવી કે ઇફલ ટાવર, (પેરીસ) કે જેની ઉંચાઇ નવસે ચોરીયાસી ફીટની છે. વોશીંગ્ટન મોન્યુમેંટ (અમેરીકા) કે જેની ઉંચાઇ પાંચસે પંચાવન ફીટ જેટલી છે. સેન્ટ પોલનું દેવળ (લંડન) કે જેની ઉંચાઇ આશરે ત્રણસે પાંસેઠ ફીટ છે. કેરોની ગ્રેટ પીરામીડ, કે જેની ઉંચાઇ ચારસે એકાવન ફીટની ગણાય છે.

## યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાના બધા મલી ૪૮ સ્ટેટસ અને તેનો ઉપરી 'ડીસ્ત્રીક્ટ ઓફ કોલમબીયા.'

યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા એ એવો અતી મહાન ખંડ યાને દેશ છે, કે જે આખા યુરોપની વસ્તીનું મીશ્રણ યાને ભેળમભેળ જ્ઞાતીવાળો મુલક ગણાય છે. ભેળમભેળ જ્ઞાતીમાં તો લગભગ સવા કરોડ નીગ્રો યાને હબસીઓની વસ્તી છે, કે જે બાપડાઓ અસલના જમાનાનાં ગુલામો તરીકે જાણીતા હતા. તેઓને સ્પેનીઆરડોએ યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા મધે પગપેસારો કરાવ્યો હતો. (આજે તેઓ કીડીની મુવાફેક ત્યાં કકડીવકડી જાય છે.) હવે તેઓ યુનાઇટેડ

સ્ટેટસ ઓફ અમેરીકાના 'રેડ ઇન્ડયન્સો'ની સાથે ભેળમભેળની જાત્રા મીસાલ થઇ ગયા છે અને એકમેક જોડે ભાઇચારાનો નીકટનો સંબંધ ધરાવે છે.

સને ૧૯૨૫ ના સાલના જુન માસની તા૦ ૩૦ મી સુધીમાં (આખ્ખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ્ અમેરીકા મધ્યે) બાપડા 'રેડ ઇંડયન્સો'ની એકંદર વસ્તીનો આંકડો ૩,૪૬,૯૬૨ નો ગણાતો હતો, એટલુંજ નહીં પણ ઘણીખરી એઓની વસ્તી મેકસીકો, કેનેડા અને સાઉથ અમેરીકા તરફથી લંબાયલી છે. ૧૯૩૦ ની સાલમાં આખ્ખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ્ અમેરીકાની એકંદર વસ્તી ૧૦,૫૭,૧૦,૬૨૦ ની ગણાતી હતી, તેનો પારો હાલે એકદમ વધીને લગભગ બાર કરોડની ઉપર આવ્યો છે, કે જે દેખાડી આપે છે કે, યુરોપીયનો 'માગનખોઇ'ની માફક ઘસડાઇ તણાઇને અમેરીકા મધ્યે આવીને પીળી ધાતુ યાને સોનાના ધંધામાં યાહોમ ઝીંપલાવીને હાલે તેઓ ધનદોલતના ડુંગરાપર 'મસ્ત ફકીર'ની માફક રચ્યામચ્યા રહેલા છે.

હવે આપણે યુનાઇટેડ સ્ટેટસ ઓફ્ અમેરીકા કે જેનું એકત્ર બંધારણ યાને બળ ૪૮ સ્ટેટસોનું સામટું કહેવાય છે, તે તથા આખા સ્ટેટસના હોમને ગવર્નમેંટ બાબેનો રસરસ્તો વાસ્તવીક અહેવાલ નામઠામ સાથે વાંચનાર આલમની જાણ અર્થે નીચે મુજબનો દર્શાવીશું—

૧. આલબામા, કે જેનો એકંદર વીસ્તાર ૫૧,૯૯૮ સ્કવેર માઇલ છે, કે જેની ૧૯૨૮ ના સાલ સુધીની છેલ્લી વસ્તી ૨૬,૦૦,૦૦૦ ની ગણાતી હતી, તે દક્ષીણ સુધીનો 'મેગનાચારટા' ધરાવે છે.

૨. આરીઝોનાનો વીસ્તાર ૧,૧૩,૯૫૬ નો છે અને તેની વસ્તી આશરે પાંચ લાખની છે, કે જે દક્ષીણ ભાગના છેડા સુધીની લંબાયલી છે.

૩. આરકેનસાસની વસ્તી આશરે ૨૦ લાખની ગણાય છે. આરકેનસાસનો ઉચ્ચાર 'એરકેનસો' કરીને થાય છે.

૪. કેલીફોરનીયાનો વીસ્તાર ૧,૫૮,૨૯૭ નો છે તથા વસ્તી ૪૫,૫૬,૦૦૦ ની છે તથા એક નાંકેથી તે છેક બીજે નાંકે સુધીનો ૧૦૦૦ માઇલની લંબાઇમાં છે. અમારા સાંભળવામાં વધુ એમ આવ્યું હતું કે તે વીસ્તારની બાબદમાં આખા સ્ટેટમાં બીજે નંબરે આવે છે.

(૫) કોલોરાડોની વસ્તી લગભગ ૧૧,૦૦,૦૦૦ ની ગણાય છે અને ત્યાં નાના મોટા પહાડોની અલગારો આવેલી છે, કે જેનો દેખાવ અતી

સુંદર દીસે છે, તેની કદર તો ખરેજ એક આર્ટીસ્ટજ કરી શકે એમ છે. વળી ત્યાં પાઇક્સ પીક (Pike's Peak) નો જગજાહેર જાણીતો પહાડ છે, કે જે ૧૪,૦૦૦ ફીટ ઉંચો છે, ત્યાં આ તમારા અદના કમતરીન સેવકે પોતાના સાથીઓ સાથે છેક તેના મથાળાં સુધી જઇ પુરતા પ્રમાણમાં મોજ ચાખી હતી.

૬. કનેકટીકટની વસ્તી આશરે ૧૭,૦૦,૦૦૦ ની છે.

૭. દીલવારની વસ્તી માત્ર ૨,૫૦,૦૦૦ નીજ ગણાય છે અને તે વીસ્તારમાં નાનો યાને ૨,૩૭૦ માઇલનો 'હીરાનો હાર' પહેરે છે.

૮. ફ્લોરીડાની વસ્તી ૧૪,૦૦,૦૦૦ ની અંકાય છે. આપણે એ સ્ટેટના લાડકવાયા નામીચા 'માયામી' નામના શહેર બાબે આગલા પ્રકરણમાં વધુ ચુનોચરા કરી ગયા છીએ, તે અતી દીલપઝીર શહેરનો પણ ફ્લોરીડા સ્ટેટમાં સમાવેશ થયલો છે.

૯. જ્યોરજીયાની વસ્તી ૩૨,૦૦,૦૦૦ ની ધારવામાં આવે છે, કે જે દક્ષીણ ભાગ સુધીનું લંબાયલું છે, ત્યાં સીદીભાઇઓની વસ્તી ભારે જોવામાં આવે છે.

૧૦. ઇડાહોની વસ્તી આશરે સાડા પાંચ લાખની અંકાય છે.

૧૧. ઇલીનોઇઝની વસ્તી લગભગ ૭૫,૦૦,૦૦૦ જેટલી છે કે જે મધે દુન્યાનું જગજાહેર શહેર ચીકાગો આવેલું છે. અમેરીકાનો ચીકાગોનો ઉચ્ચાર 'શીકાગો' કરીને કરે છે, તે વાંચનારની જાણ અર્થે અત્રે જણાવીએ છીએ.

૧૨. ઇન્ડયાનાની વસ્તી લગભગ ૩૨,૦૦,૦૦૦ જેટલી ધારવામાં આવે છે અને તે યુનાઇટેડ સ્ટેટસ ભણી ઉતર પુર્વ તરફ આવ્યું છે. એ સ્ટેટમાં કોલસાની ખાણો આવી છે.

૧૩. આયોવાની વસ્તી ૨૫,૦૦,૦૦૦ છે.

૧૪. કેન્સાસની વસ્તી ૧૮,૫૦,૦૦૦ ની છે.

૧૫. કેન્ટકીની વસ્તી ૨૫,૦૦,૦૦૦ની છે.

૧૬. લુઇશીયાનાની વસ્તી ૨૦,૦૦,૦૦૦ છે.

૧૭. મેઇનની વસ્તી ૮,૦૦,૦૦૦ છે.

૧૮. મેરીલેન્ડની વસ્તી ૧૬,૦૦,૦૦૦ છે.

૧૯. માસચુસેટની વસ્તી ૪૩,૦૦,૦૦૦ ની છે. એ સ્ટેટ મધ્યે જગજાણીતું બોસ્ટન શહેર આવ્યું છે, કે જ્યાં વીલાયતથી નીકળેલા જાત્રાળુઓ ત્યાં જઇને અસલના જમાનામાં ઠરીઠામ થયા હતા.

૨૦. મીચીગનની વસ્તી ૪૫,૦૦,૦૦૦ ની છે, કે જે સ્ટેટ કેનેડાની સરહદપર છે.

૨૧. મીનીસોટાની વસ્તી આશરે ૨૮,૦૦,૦૦૦ ની ગણાય છે.

૨૨. મીસીસીપીની વસ્તી ૧૮,૦૦,૦૦૦ ની છે.

૨૩. મીસુરીની વસ્તી ૩૫,૦૦,૦૦૦ ની છે. સ્ટેટને આખી મીસીસીપી નદી પુર્વ બાજુથી તે છેક તેના છેડા સુધીની લાગેલી છે.

૨૪. મોન્ટાનાની વસ્તી ૬,૦૦,૦૦૦ ની છે અને એ પહાડી સ્ટેટ છે, કે જેમાંથી જગજાણીતો રોકી પહાડ પસાર થાય છે.

૨૫. નીબ્રેસકાની વસ્તી ૧૪,૦૦,૦૦૦ ની છે.

૨૬. નીવાડાની વસ્તી ખાલી ૭૭,૦૦૦ નીજ છે. એ સ્ટેટને મોટા પાર્કસ યાને ભયભીત જંગલો લાગેલાં છે, તેથી એની વસ્તી જુજ ગણાય છે, જો કે એનો વીસ્તાર તો છેક ૧,૧૦,૦૦૦ સ્કવેર માઇલ જેટલો છે.

૨૭. ન્યુ હેમપાયરની વસ્તી ૫,૦૦,૦૦૦ ની અડસટવામાં આવે છે.

૨૮. ન્યુ જરસીની વસ્તી ૩૮,૦૦,૦૦૦ ની છે. એ સ્ટેટને જગજાણીતું એટલાનટીસ સીટી લાગ્યું છે, જેને માટે આપણે અગાઉ વીસ્તારીને લખી ગયા છીએ.

૨૯. ન્યુ મેકસીકોની વસ્તી ૪,૦૦,૦૦૦ ની ગણાય છે અને એ સ્ટેટ મધ્યે રેડ ઇન્ડયન્સોની ઘણી સારી વસ્તી છે.

૩૦. ન્યુયોર્ક એનો એક સામટો વીસ્તાર ૪૯,૨૦૪ સ્કવેર માઇલ જેટલો છે અને એની વસ્તી ૧,૧૫,૫૦,૦૦૦ ની અંકાય છે. એ શહેર મધ્યે આખા અમેરીકા મધ્યેની સૌથી મોટી બહોળી વસ્તી તેના મોટા પ્રમાણમાં ગણાય છે. વસ્તીની બાબદમાં ન્યુયોર્ક સૌથી પહેલે નંબરે આવે છે.

૩૧. નોર્થ કેરોલીનાની વસ્તી ૩,૦૦,૦૦૦ ની આંકવામાં આવે છે.

૩૨. નોર્થ ડાકોટાની વસ્તી ૬,૦૦,૦૦૦ ની ધારવામાં આવે છે.

૩૩. ઓવાયહોની વસ્તી ૬૮,૦૦,૦૦૦ ની ગણાય છે.

૩૪. ઓકલેહોમાની વસ્તી ૨૪,૦૦,૦૦૦ ની છે.

૩૫. ઓરેગોનની વસ્તી ૯,૦૦,૦૦૦ ની અડસટવામાં આવે છે.

૩૬. પેનસીલવેન્યાનો એરીયા ૪૫,૧૨૬ સ્કવેર માઇલ જેટલો છે, તે છતાં ત્યાંની વસ્તી લગભગ એક કરોડની ગણાય છે, જ્યારે ખરૂં પુછો તો વસ્તીની બાબદમાં એ સ્ટેટ બીજે નંબરે આવે છે.

૩૭. રોડ આયલંડનો વીસ્તાર ૧૨૪૮ સ્કવેર માઇલનો છે અને સ્ટેટના વીસ્તાર તરીકે તો તે સૌથી નાનોજ છે, જો કે એની વસ્તી તો સાત લાખની છે.

૩૮. સાઉથ કેરોલીનાની વસ્તી ૧૮,૦૦,૦૦૦ ની છે.

૩૯. સાઉથ ડાકોટાની વસ્તી ૭,૦૦,૦૦૦ ની છે અને એ સ્ટેટ મધ્યે લગભગ ૧૫,૦૦૦ જરમનો ધંધાધાપા અર્થે જઇને વસેલા છે.

૪૦. ટેનેસીની વસ્તી ૨૫,૦૦,૦૦૦ ધારવામાં આવે છે.

૪૧. ટેકસાસ સ્ટેટનો વીસ્તાર એકંદર ૨,૬૫,૮૯૬ સ્કવેર માઇલનો અડસટવામાં આવે છે અને એ વીસ્તારની બાબદમાં સૌથી પહેલું આવે છે, જ્યારે એની વસ્તી ૫૫,૦૦,૦૦૦ ની અંકાય છે અને રૂની ખેતીના બાબંદમાં આખી દુન્યામાં સર્વોપરી જગા લે છે અને જગંજાહેર છે.

૪૨. યુટાની વસ્તી ૫,૦૦,૦૦૦ ની છે.

૪૩. વરમોન્ટની વસ્તી સાડાત્રણ લાખ.

૪૪. વરજીનીયાની વસ્તી ૨૫,૦૦,૦૦૦ ની છે.

૪૫. વોશીંગ્ટનની વસ્તી ૧૫,૦૦,૦૦૦ ની છે.

૪૬. વેસ્ટ વરજીનીયાની વસ્તી ૧૭,૦૦,૦૦૦ ની ગણાય છે.

૪૭. વીસકોન્સીનની વસતી ૨૯,૦૦,૦૦૦ ની છે.

૪૮. વાયોમીનની વસ્તી ૨,૫૦,૦૦૦ ની છે અને એ એક પહાડી સ્ટેટ છે, કે જેની બરાબર લગોલગ યલો સ્ટોન નામનો પાર્ક આવેલો છે કે જે બાબત આપણે અગાઉના પ્રકરણમાં લખી ગયા છીએ.

મજકુર ૪૮ એક સામટા સ્ટેટસો યુનાઇટેડ સ્ટેટસ આફ અમેરીકાની સાંથે ભાઇ ભાંડુ મીસાલ સંબંધ ધરાવે છે, જ્યારે આ સઘળાનો મોટાભાઇ મીસાલ યાને સૌથી ઉપરી ગણાતો જીલ્લો કે જે ડીસ્ત્રીકટ આફ કોલમબીયા નામે ઓળખાય છે, તેનો માત્ર ખાલી વીસ્તાર ૭૦ સ્કવેર માઇલ જેટલો છે અને તેની વસ્તી ૫,૫૨,૦૦૦ ની છે અને એની મુખ્ય રાજધાનીનું શહેર વોશીંગ્ટન શહેર ગણાય છે.

એ ઉપરાંત વળી નીચલી ડાળપાંખલીની મીસાલ સંબંધ ધરાવતા યુનાઇટેડ સ્ટેટસ આફ અમેરીકાના નીચલા મુલ્કો પણ આવેલા છે, કે જે મજકુર સ્ટેટની બહારના ગણાય છે.

(૧) અલાસકા એ પુરાતન કાળમાં રશીયાની માલીકીનું ગણાતું હતું. સને ૧૮૬૭ ના સાલમાં એ સ્ટેટ ૭૨,૦૦,૦૦૦ અમેરીકન ડોલર્સ યાને આશરે રૂ. બે કરોડ ઉપર આપીને ખરીદી દીધો હતો. અલાસકાની વસ્તી માત્ર ૬૦,૦૦૦ ની છે, જ્યારે એનો વીસ્તાર લગભગ ૬,૦૦,૦૦૦ સ્કવેર માઇલ જેટલો છે, કે જેની અતરાફમાં થોડાક ટાપુઓ પણ સમાઇ જાય છે.

(૨) હવાઇ ટાપુ કે જેમાં આપણે અગાઉના પ્રકરણમાં લખી ગયા છીએ તેમાં જગજાણીતો હોનોલુલુ ટાપુનો સમાવેશ થઇ જાય છે, કે જેથી એ હવાઇ ટાપુની મુખ્ય જગપ્રસીદ્ધ રાજધાનીનું શહેર ગણાય છે. એ ટાપુઓની એકંદર વસ્તી ૪,૦૦,૦૦૦ ની છે.

(૩) પોરટોરીકો ટાપુ કે જે સ્પેન સાથની મહાન લડાઇમાં ૧૮૯૮ ના સાલમાં યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાના કબજામાં આવ્યો હતો તે ટાપુ.

(૪) ફીલીપાઇન નામના ટાપુઓ ચીન દેશમાં દરીયા તરફ આવેલા છે, કે જે જોનારને અત્યંત રમણીય લાગે છે અને એ ટાપુઓની વસ્તી સવા કરોડની ગણાય છે અને એની રાજધાનીનું મુખ્ય શહેર મનીલા કરીને કહેવાય છે. તમો વહાલા વાંચકો સારી રવેશે જાણતા હશો કે મનીલાના દોરડાં આખી દુનીયામાં એકકે અવાજે વખણાય છે.

(૫) સામુઆ ટાપુઓ.

(૬) જાણીતો પનામા કનાલ ઝોન એનો વીસ્તાર ૫૫૩ સ્કવેર માઇલ જેટલો છે અને એની વસ્તી માત્ર ૨૮,૦૦૦ નીજ ગણાય છે.

(૭) વરજીનીયા આયલંડ જે ઘણો મશહુર ટાપુ ગણાય છે, કે જેનો વીસ્તાર માત્ર ૧૩૨ સ્કવેર માઇલ છે અને વસ્તી ૨૦,૦૦૦ જેટલી છે. અસલ એ ટાપુઓ ડેનમાર્કના કબજામાં હતા, પણ ૧૯૧૭ ના સાલમાં લગભગ રૂપીયા ૭ કરોડ આપી યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાએ ખરીદી લીધેલા છે, કે જેનો ભોગવટો અમેરીકનો આજદીન સુધી ભોગવે છે.

(૮) ગુઆમ ટાપુનો એકંદર વીસ્તાર ૨૨૫ સ્કવેર માઇલ છે અને એની વસ્તી આશરે ૨૦,૦૦૦ ની ગણાય છે. એ ટાપુ સ્પેન સાથની લડાઇમાં ૧૮૯૮ ના સાલમાં અમેરીકાને આપી દેવામાં આવ્યો હતો.

## શહેરનાં નામોની ઉત્પન્તી.

ચોકકસ શહેરોનાં નામોની ઉત્પત્તી નીચલું રમુજી તત્વ ધરાવે છે.

કેલીફોરન્યા એ સ્પેનીશ બોલ છે અને એનો ઉચ્ચાર કાલીડોફોરનો થાય છે, કે જેનો અર્થ ગરમ ધગધગતી અંગાર જેવી ભઠ્ઠી કરીને થાય છે. ઇડાહો એ રેડ ઇન્ડીયનોની ભાષાનો શબ્દ છે, કે જેનો અર્થ પહાડોપર પડતો પ્રતીબીંબ યાને પડછાયો કરીને થાય છે.

મીસીસીપી એ પણ રેડ ઇન્ડયન્સની ભાષાનો શબ્દ છે. માયસીનો અર્થ મછી અને સીપુનો નદી, એટલે કે નદીમાં જેનો બેહદ સુમાર નહીં તેટલી ભરચક મછીઓ. નીવાડા એ સ્પનીશ ભાષાનો શબ્દ છે અને એ સ્ટેટ શીયાળામાં બરફથી ઢંકાયલો છે, એટલુંજ નહીં પણ વળી ત્યાં પહાડોની મોટી મોટી અલગારો આવેલી જોવામાં આવે છે, તેથી ત્યાંની સીનસીનેરી આંખને ઉડીને વળગે તેવી મનમોહક દીસે છે.

મીચીગન એબી રેડ ઇન્ડયન્સની ભાષાનો શબ્દ છે. મીચી એટલે મોટો અને ગામાનો અર્થ પાણી. ઇંડયાના એ સ્ટેટ મધ્યે રેડ ઇંડયનોની બેહદ વસ્તી છે, એટલે કરીનેજ ઉપલું નામ આપવામાં આવ્યું છે.

ફ્લોરીડા એ સ્પેનીશ ભાષાનો શબ્દ છે, કે જેનો અર્થ ઇંગ્લીશમાં ફીસ્ટ ઓફ ફ્લાવર્સ એટલે કે ફુલોની સેત્રંજ યાને બહેસ્તખાનું કરીને થાય છે.

પેનસીલવેન્યા એ નામ એડમીરલ વીલીયમ્સ પેન્ટપરથી પડયું છે.

ટેકસાસ પણ રેડ ઇંડયનની ભાષાનો શબ્દ છે, કે જેનો અર્થ દોડતી યાને એકમેકની સાથે ધાડી મીત્રાચારી એમ કરીને થાય છે.

વોશીંગટન સ્ટેટ એ જયોર્જ વોશીંગટનની યાદગારીનું જગજાહેર (લોકમાન્ય) નામ છે.

આખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાનો 'ઓફીશીયલ મૉટો' યાને મુદ્રા લેખ એ છે કે 'Many in one' 'એકમાં ઘણું'.



ન્યુયોર્કનો ટ્રેફીક કંટ્રોલ ટાવર.
એ ટાવર પીકચરની વચ્ચે દેખાય છે, જેમાં ઉપર પોલીસમેન બેઠેલો છે
કે જે દુરથી મોટરની ભારે ટ્રેફીકને કંટ્રોલ કરે છે.

## મી૦ બરનાર મેકફેડનની મુલાકાત.

સપ્ટેંબર માસની તા૦ ૨૫ મીએ હું મારા મીત્ર મી૦ ફીરોઝ લશ્કરી (કે જેઓ આ ફાની દુન્યા છોડી ગયા છે,) તેમની સાથે દુન્યામાં વીખ્યાતી પામેલી મી૦ બરનાર મેકફેડનની કસરતશાળાની ઓફીસની



આપણા અદના કમતરીન અને (મરહુમ) મી૦ ફીરોજ લશ્કરી.

મુલાકાતે ગયા હતા. આખા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા બલકે આખી દુન્યા મધ્યે એ ગ્રહસ્થની કસરતની ઇન્સ્ટીટયુટ સર્વેથી સર્વોપરી સતા સમાન છે યાને તે સૌથી મહાન કહેવાય છે. એમની વ્યાયામશાળાની ઓફીસ મધ્યે આ તમારા નાચીઝ કમતરીન કથાકારે તેમને શેકહેન્ડ યાને હમાજોર કરી ખેર ખાફીયત એક બીજાએ પુછ્યા બાદ કસરત બાબેની વાતચીતમાં થોડીકવાર રોકાયા હતા. આ કથાકારે મી૦ બરનાર

મેકફેડનને 'મારો પોતાનો શરીરનો બાંધો કેવો છે,' તે બાબે કાંઇક રમુજમાં પુછ્યુ હતુ ! તો તેનો જવાબ એ મહાન અઠંગ કસરતબાજે હસીને આપ્યો કે 'મને તમારૂં શરીર સારૂં કસરતબાજ દીસવા ઉપરાંત તંદુરસ્ત લાગે છે. હાલમાં મી૦ બરનાર મેકફેડનની ઉમર મોટી છે, તે છતાં શરીરના બાંધાંપરથી કોઇપણ વગર શકે એમ કહી શકે કે 'તેઓ ૪૦ વરસની ઉમ્મરના હોય તેવા ભર જુવાન લાગે છે !'



મી૦ બરનાર મેકફેડન દુન્યાનો
અઠંગ કસરતબાજ.

એ ગ્રહસ્થની ઇનસ્ટીટયુટની ઓફીસ મધેથી નીકલ્યા બાદ અમારા હીંદીમય પગલાંની છાપ 'આઇસ સ્કેટીંગ રીંક'માં પડી અને અમે ત્યાં જઇ લાગ્યા, કે જ્યાં 'રેફ્રીજરેટીંગ' સીસ્ટમથી 'રીન્ક'ને ઠંડી કરવામાં આવે છે અને તે પછી 'રીન્ક'ની ટયુબોમાં ગરમી આપીને આઇસ પીગળાવી નાંખી પાછી 'રીન્ક' ખાલી કરી દે છે.

ઉપલુ નીહાળીને અમોએ પેન્સીલવેનયા હોટલે જઇ મી૦ લોંગેસ્ટ તથા મી૦ લશકરી સાથે બપોરનુ ખાણુ લીધુ.

### વોલ સ્ટ્રીટનુ નામ કેમ પડયુ.

ન્યુયોર્ક શહેર મધેની આજુબાજુની જગ્યાપર (જુના જમાનામાં યાને ૧૬૫૨ ના સાલમાં) સ્ટુઇ વેસાન્ટ (Stuy Vesant) નામનો

ગવરનરે ડચ લોકોનું એક નાનકડું દીપાયમાન ગામડું વસાવ્યું હતું. એ ગામડું વસાવવાની મુળ મકસદ એ હતી કે, તે અસલી જમાનાના રાતા માતા (રેડ ઇનડયન્સો) ની સામે કંઇપણ હુલ્લડ યાતો મોટો બળવો તેના ગંભીર પ્રકારમાં ફાટી નીકળે તો તેના રક્ષણ અર્થે એક ચોમેર ફરતી ગોળ દીવાળ બાંધવામાં આવી હતી. મજકુર દીવાલનું સમારકામ થોડે થોડે વખતે થતું હતું, કે જે પછવાડે પુશકળ નાણું ખરચાતું હતું. સને ૧૬૬૩ ના સાલમાં જયારે એ ડચ ટાઉન અંગ્રેજોના હાથમાં ગયું ત્યારે વળી મજકુર દીવાલના સુધારા વધારા પાછળ મોટા પ્રમાણમાં નાણું ખરચાયું હતું તથા એ 'વોલ'ને ટેકો આપવા પથ્થરના મજબુત થાંભલાઓ 'બ્રોડ વે' અને 'ઇસ્ટ રીવર' નામની જગમજાહુર જગ્યા આગળનાં દરવાજા નજદીક ઉભા કરવામાં આવ્યા હતા. જમાનો જેમ વહેતો ગયો તેમ એ 'વોલના' અંદરના ભાગમાંથી અમુક જગ્યા ખાસ એલાહેદી રાખીને તેની અતરાફમાં નાના નાના સુંદર મકાનો બાંધવામાં આવ્યાં જે મોહલ્લા સમાન માલમ પડતાં હતાં. ત્યાં ઘણી મોટી સંખ્યામાં મકાનોની હારમાલા હાલ જોવામાં આવે છે. અસલી જમાનાનું 'વોલ સ્ત્રીટ' નામ હજી સુધી સર્વેનાં મહોડામાં રમી રહયું છે.

### ન્યુયોર્કના શેરબજારને ટુંકમાં વોલ સ્ટ્રીટ કહે છે.

એ વોલ સ્ત્રીટનો આજુબાજુનો વીસ્તાર મોટાં પ્રમાણમાં માલુમ પડે છે, જે જોઇને આપણે વમાસનમાં પડીએ કે ખરેજ તેની પાછળ અબજો રૂપીયા ખરચાયા હશે.

તે બાબે એક મહાન લેખક પોતાનો અભીપ્રાય નીચે મુજબનો રજુ કરે છે કે—

'Paving stones might be replaced by gold bricks without exhausting the walls of wealth' યાને દોલતની દીવાલો ખપી જવા વગર ફરસબંદીના પથરોની જગ્યા સોનાની ઇંટો લઇ શકે.

હવે ન્યુયોર્ક કે જેને આપણે જગતમાં દઉલતનગર કહીએ છીએ, તેના રંગીલા શહેર મધેના સ્ટોક એક્ષચેન્જ બાબેનું દીલપઝીર વર્ણન નીચે મુજબનું છે.

## ન્યુયોર્કનાં શેરબજારની ટુંક નોંધ.

૧૭૯૦ ના સાલ સુધીમાં કોંગ્રેસે આશરે ઍંસી મીલયન ડોલર્સના બોંડસો કાઢયા હતા કે જે વખતે ત્રણ મોટી બેંકો ત્યાં હસ્તી ધરાવતી હતી, કે જેઓએ એ બોંડસો લોકોને વેચ્યા હતા. આ ઉપરથી લોકોમાં (લે વેચની) બોંડસોની ખરીદીની જાગ્રતી મોટા પ્રમાણમાં આવવા લાગી, કે જે કારણે ત્યાં ટુંક સમયમાં એક મારકેટની ખોટ જણાવાથી નાના પાયાપર એક નાનું જેવું સોદા કરવાનું બજાર 'બટન વુડ' નામના ઝાડ હેઠળ એક ડઝન દલાલોની બાંહેધરી હેઠળ સ્થપાયું હતું. સને ૧૭૯૨ ના સાલમાં દલાલોનું પ્રમાણ બારના આંકડાપરથી વધીને ચોવીસપર આવ્યું. સને ૧૮૧૨ નાં સાલમાં કેનેડા સાથની લડાઇમાં અમેરીકાનું કરજ વધી પડયું અને તેથી કરીને બીજા નવા બોંડસો કાઢવા પડયા હતા. એ પ્રમાણે ત્યાં અનેક પ્રકારનાં કારખાનાઓ સ્થાપવાને લીધે બીજી ઘણી ઇન્ડસ્ત્રી વધવા પામી હતી, તે કારણે જાત જાતની કંપનીઓના શેરોની સંખ્યા પણ વધી પડી હતી. સને ૧૮૧૦ ના સાલમાં દલાલો વોલ સ્ત્રીટમાં ઓરડાઓ ભાડે લઇને બજારનું કામકાજ કરવા લાગ્યા. તેઓએ પોતાના કામકાજનાં પટાવટ માટેનાજ કાયદા કાનુનો પણ ઘડયા હતા, કે જેમાં સૌથી પહેલો કાયદો એ ઘડયો હતો કે—

'Any member, making a fictitious sale or contract, shall upon conviction thereof, be expelled from the Board.' યાને ખોટાં વેચાણ કે સાટાં કરનાર કોઇ પણ સભાસદોને તે તેણે કીધેલું સાબેત થતાં બોર્ડમાંથી કહાડી મેળવામાં આવશે. ઉપલો કાયદો થોડા વરસની વાતપર ન્યુયોર્કના કાયદા પોથીપર મુકવામાં આવ્યો હતો. રફતે રફતે બજારનું કામકાજ જેમ જેમ વધવા પામ્યું તેમ તેમ સોદા કરવાને માટે મોટી જગ્યાની ખોટ માલમ પડી, એ કારણે આખરે છેક થાકીને સને ૧૮૬૩ ના સાલમાં જે અસલ બજારનું નામ 'ન્યુયોર્ક સ્ટોક એન્ડ એક્ષચેન્જ બોર્ડ" કરીને હતું, તેપરથી હાલના બજારનું નામ 'ન્યુયોર્ક સ્ટોક એક્ષચેંજ' તરીકે હસ્તીમાં આવ્યું છે.

## બાવીસ મજલાની શેરબજારની ઇમારત.

થોડા અરસા બાદ દલાલોએ સોદાના કામકાજ માટે ખાસ ધણીયાતું પાકકું મકાન બંધાવ્યું, કે જ્યાં 'ન્યુયોર્ક સ્ટોક એક્ષચેંજ

બીલ્ડીંગ કંપની' ખોલી છેલ્લા પચાસ વર્ષની વાતપર ત્યાં રોજનો સરાસરી સીત્તેર હજાર શેરોનો જંગી સોદો થતો હતો. હાલમાં બાવીસ મજલાનું સ્ટોક એક્ષચેંજનું મકાન છે, તે સને ૧૯૨૨ ના સાલમાં બંધા-



ન્યુયોર્ક સ્ટોક એક્ષચેંજની ભવ્ય ઇમારત.

ઇને તૈયાર થયું હતું. સને ૧૯૨૮ ના સાલમાં સ્ટોક એક્ષચેંજના કામકામનો બોજો યાહોમ વધતો જવે, હાલના મકાનની પાસેની બીજી બે ઇમારતો ખાસ ફરજયાત ખરીદવામાં આવી, જેથી એક્ષચેંજના કામકાજ માટેનો સઘળો મળી હાલનો એકંદર ફ્લોર સ્પેસ એરીયા ૭ હજાર સ્કવેર ફીટનો ગણાય છે. અમો જ્યારે સ્ટોક એક્ષચેંજ જોવા ગયા હતા, તે વખતે ત્યાં મેમ્બરો (સર્ટીફાઇડ બ્રોકર્સ)ની સંખ્યા એકંદર ૧૩૭૫

ની અમારા જોવામાં આવી હતી. મજકુર સ્ટોક એક્ષચેંજની બીલ્ડીંગ ૨૨ (બાવીસ) મજલાની ભવ્ય ઇમારત ધરાવે છે.

## ૧૭ લાખનો સરટીફાઇડ બ્રોકર કાર્ડ

અમારા જાણવામાં આવ્યું હતું કે સરટીફાઇડ દલાલનાં એક કાર્ડની કીંમત રૂ. ૧૭ લાખ જેટલી અંકાતી હતી, પણ જમાનાની ગીરદેશીના સબબે ત્યાં મોટી ક્રાઇસીસ થવા પછી કાર્ડની કીંમત હાલમાં રૂપીઆ આઠેક લાખની થયલી કહેવાય છે. ન્યુયોર્કના શેરબજારની કમીટીમાં પ્રેસીડન્ટ, સેક્રેટરી અને ત્રેઝરર તથા બીજા ચાળીસ સભાસદોની એક સામટી થયલી બોર્ડ બેસે છે. શેરબજારનાં બીજા કામકાજોને માટે જુદી જુદી બોરડો હોવા ઉપરાંત, વળી અધુરામાં પુરી સ્ટેન્ડીંગ કમીટીઓ પણ નેમાઇ છે, જેવી કે (૧) કમીટી ઓન એડમીશન્સ, (૨) આરબીત્રેશન કમીટી. (૩) કમીટી ઓન બીઝનેસ કોન્ડકટ કે જે કમીટી પબ્લીક તરફની જોબી કાંઇ ફરીયાદ યા તો દલીલ તેના કાને આવે તો તેનો તાત્કાળીક ફેંસલો કરવાના કામકાજમાં આગેવાનીભર્યો ભાગ લે છે તે (૪) લો કમીટી (કે જે પ્રેસીડન્ટ અને બોર્ડને સલાહકારી કમીટી તરીકે નીવડી તાબડતોડ કામકાજ આટોપી લે છે, તે) તથા બીજી એવી હરેક કીસમની નાની મોટી કમીટીઓ છે કે જેઓ ઉલટથી કામ બજાવીને બજારના કાયદા--કાનુનને અનુસરીને પ્રજાની સેવા બજાવી ભારે પ્રસંસા મેળવે છે. સ્ટોક એક્ષચેંજના મકાનમાં કોઇથી પણ રજા વગર અંદર જઇ શકાતું નથી. કદાચ અંદર જવાની રજા મળે તોએ ફકત ગેલેરીપરથી ચાલતું કામકાજ જોવાની માત્ર છુટ છે, પણ જ્યાં સોદા ચાલતો હોય તે જગાપર તો કોઇને પણ જવા દેવામાં આવતા નથી.

સ્ટોક એક્ષચેન્જના સભાસદોનેજ ફકત સોદા કરવાની જગ્યાએ આવવા દેવામાં આવે છે. ત્યાં ખાસ એલાહેદી ફોનની સગવડ હોવા ઉપરાંત જુદી જુદી કંપનીઓનાં સોદા કરવા માટેના પોસ્ટો (થાંભલાઓ) તથા Ticker Transmitters (યાને કેટલા શેરોનો અને કઇ કઇ કંપનીઓનો સોદા થયો હોય, તે બાબદનું નોંધવાનું યંત્ર) હોવા ઉપરાંત વળી Announciator Call Board નામનાં બોર્ડ ઉપર ઘરાકને પોતાનાં દલાલને શેરની બાબેદસર કાંઇબી વાતચીત કરવા માટે બોલાવવો હોય, તો તે દલાલના નંબરની સીગનલ થાય છે; એટલુંજ




ન્યુ યોર્કના શેરબજારમાંનો સોદો કરવાનો ગંજાવર હોલ.

નહીં પણ વળી મની ડેસ્ક રહે છે, કે જ્યાં સીકયુરીટીની ઉપર લોન યાને અમુક મુદ્દતને માટે ઉછીકા નાણાં ધીરવા હોય તે બાબદસર ખાસ મની કલાર્કને પણ બેસાડવામાં આવે છે. એ બજાર સહવારે દશથી તે બપોરે ત્રણ કલાકના અમલ સુધી (પાંચ કલાકને માટેજ) ચાલે છે, કે જે અરસામાં રોજીંદો સરાસરી એકંદર સોદો પચ્ચીસ લાખ શેરોનો ઉતરે છે. સને ૧૯૨૯ ના અકટોબર નવેમ્બર માસમાં ઓચીંતો ભયાનક ક્રાઇસીસ આવવાના સબબે તે વખતે સોદો વધીને આશરે એકથી તે સવા કરોડ શેરો ઉપરનો થવા ગયો હતો. પ્રીય વાંચનાર તમને તેનો કાંઇ ખ્યાલ આવે છે કે ? શનીવારનું બજાર દશથી તે એક વાગા સુધી ચાલે છે.

બજારનાં ભાવને માટે ખાસ Tape System (ટેપ સીસ્ટમ)ની યોજનાં અમલમાં મુકવામાં આવી છે, કે જેનાપર ઇલેક્ટ્રીક મશીનની હરેક પ્રકારની સગવડ અનુસાર રોજીંદા (જેટલા દીવસ બજાર ચાલતું

હોય) તેટલા દીવસ સુધીનાં છપાવેલા ભાવો જોવામાં આવે છે. રોજનું Cash System થી એટલે રોકડેથી પટાવટ પણ થાય છે.

## ન્યુયોર્કનાં શેર દલાલના કાર્ડ (membership) ની કીંમતની વધઘટનો ખ્યાલ.

હવે આપણે ન્યુયોર્ક સ્ટોક એક્ષચેંજના એક સર્ટીફાઇડ બ્રોકરના કાર્ડની કીંમતમાં જંગી મોટી વધઘટ કેમ થવા પામી હતી તે બાબે જણાવીએ તો વીગતવાર ૧૮૮૫ માં ૩૪,૦૦૦ ડોલર યાને આશરે એક લાખની ઉપર તેની કીંમત ગણાતી હતી, કે જે મજકુર સાલમાં ઘટીને ૨૦,૦૦૦ ડોલર યાને આશરે રૂ. ૬૦,૦૦૦ થઇ હતી. એ ઘટેલી કીંમતમાં પણ ૧૮૯૫ નાં સાલમાં વીશેષ ઘટાડો થવા પામ્યો તે એકે ૧૭,૦૦૦ ડોલર યાને આશરે રૂ. ૫૧,૦૦૦ ની કીંમત અંકાઇ. આપણા મુંબઇના શેર બજારમાં જયારે બ્રીટીશ અને જર્મન વચ્ચે એક બીજા વીરૂદ્ધ મહાન યુદ્ધ ચાલ્યું હતું, તે નહેસ્ત લડાઇનાં હીંગામે તેની મજકુર કીંમત થવા ગઇ હતી. એ પછી ૧૯૦૦ ના સાલમાં યાને પાંચ વર્ષના ગાળા બાદ ન્યુયોર્ક સ્ટોક એક્ષચેંજનું બીઝનેસ યાહોમ વધી જવે કાર્ડની કીંમતમાં એકદમ મોટો ઉછાળો ૪૭,૫૦૦ ડોલરનો થવા પામ્યો, પણ તેજ વર્ષમાં કાર્ડની કીંમતમાં ફેરફાર યાને ૩૭,૫૦૦ ડોલર બોલાયા હતા. એ પછી યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં ધનદોલતની રેલમ છેલમ તેના પુર બાહારમાં યાહોમ વધતી ગઇ યાને વેપારની આબાદાની દીન પ્રતીદીન વધુને વધુ થવે દલાલના કાર્ડની કીંમતમાં પણ ફેરફાર થવા લાગ્યા. દલાલભાઇઓના કાર્ડની કીંમતના આંકડાનો પારો પણ હરહમેશાં તેના ધંધારોજગારની ચઢતી પડતીપર રહે છે, તે માફક ૧૯૧૦ ના સાલમાં કાર્ડની કીંમત ૯૪,૦૦૦ ડોલર વધીને તેજ વરસમાં ૬૫,૦૦૦ ડોલરપર ઘટી હતી. અમેરીકામાં વેપાર રોજગારમાં મંદી થવે ૧૯૧૪ ના સાલમાં કાર્ડની કીંમત ૩૪,૦૦૦ ડોલરની થવા પામી હતી. યાને ૧૮૮૫ ના સાલમાં શરૂઆતમાં જે કાર્ડની કીંમત હતી તેજ કીંમત આવી હતી.

૧૯૧૪ ના સાલના આખેરીના અરસામાં બ્રીટીશ અને જરમન વચ્ચે મહાન લડાઇ ફાટી હતી, કે જે વેળા દેશદેશમાં યુદ્ધના ભણકારા આપણા સાંભળવામાં આવ્યા હતા યાને પશ્ચીમ મધ્યેના ઘણાખરા દેશોએ

એક બીજાનો ટોટો પીસવા એકબીજાની વીરૂદ્ધ ઝીંપલાવ્યું હતું. ભારે લડાઇ પશ્ચીમના મુલકમાં ચાલતી હતી તે વખતે અમેરીકા મુંગે મહોડે બેસીને તે વખતનો બારીક મામલો તપાસ્તો હતો યાને ખરૂં પુછો તો તે ૧૯૧૮–૧૯ સાલ સુધી તો અલગ રહી મોટા દુરબીનના કાચમાંથી સર્વે રાહઘાટ જોતો હતો, પણ ધન દોલતના ડુંગરાપર એકદમ જવાનું કુદરત તરફથી ફરમાન થયાથી વેપાર રોજગારમાં ભારે ઝીંપલાવ્યું, કે જેથી એમબી કહો તો તે વગર શકે ચાલે કે તેને ખરો સોનેરી ઉમદા ચાન્સ મળી ગયો, તેથી દલાલભાઇઓના કાર્ડની કીંમતબી વધી ગઇ અને ૧૯૧૯ માં કાર્ડની કીંમત વધીને ૧,૧૦,૦૦૦ ડોલર યાને લગભગ રૂ. ૩,૩૦,૦૦૦ પર આવી લાગી. ત્યારબાદ વધઘટ થઇ થઇને ૧૯૨૭ ના સાલમાં કાર્ડની કીંમત ૩,૦૫,૦૦૦ ડોલર અને રૂ. ૯,૧૫,૦૦૦ ની થઇ હતી. લડાઇ બાદ પણ આખા અમેરીકાની આબાદી વધતીજ ગઇ અને ૩૦ મી નવેમ્બર ૧૯૨૮ ને દીને એક કાર્ડ ૫,૮૦,૦૦૦ ડોલર યાને રૂ. ૧૭,૦૦,૦૦૦ ની કીંમતે વેચાયો એમ ઓફીસીયલ આંકડાપરથી માલમ પડે છે.

ન્યુયોર્ક સ્ટોક એક્ષચેંજના એક દલાલને માટે બોલવું ત્યારે ત્યાંની પ્રજા એક કરોડપતીને માટે બોલાય છે એમ સમજે છે, કારણ કે આગલા પ્રકરણોમાં આપણે લખી ગયા છીએ તેમ અમેરીકાના રૂના દલાલના કાર્ડની કીંમત ઘણીજ ઓછી કહેવાય છે, કારણ કે રૂ બજારના કાર્ડની છેલ્લી કીંમત ૩૦ થી ૩૫ હજાર ડોલર હાલે છે કે જે આશરે ઘણુંખરૂં ૧ લાખ રૂપીયા જેટલી થવા જાય છે, તે શેરબજારના કાર્ડની કીંમત કરતાં ઘણીજ ઓછી કહેવાય.

## અમેરીકાથી ઇંગ્લંડની સફરે.

તા૦ ૨૫ મી સપટેમ્બરને દીને ન્યુયોર્ક સ્ટોક એક્ષચેંજ જોઇ આવ્યા બાદ અમોએ મોટરમાં બેસી બંદર તરફ હેરીયું લીધું, કે જ્યાં અમારી મશહુર સ્ટીમર 'લેવીએથન' ઉભી હતી, તેમાં સરસામાન વગેરે ગોઠવી દઇને હોટલ તરફ 'કવીક માર્ચ' કરી. રાત્રે આંઠેક વાગે જમ્યા બાદ અમેરીકાથી ઇંગ્લંડ ભણીની મુસાફરી માટે મોટી થતા મોટા દરીયાઇ મહાલ 'એસ. એસ. લેવીયેથન' માં ઠરી ઠામ થયા.

હડસન નદીમાંથી બહાર પડી 'સ્ટેચ્યુ ઓફ લીબરટી' પસાર કર્યો. એ સ્ટેચ્યુને માટે એમ બોલાય છે કે અમેરીકાની પુર્વ દીશા તરફથી બારામાં દાખલ થતાંજ આખી દુન્યાની લીબર્ટીના યાને ખરેજ સ્વતંત્રતાની ભાવનાના ખ્યાલો હૈડે ધાઇ આવે છે.

## અમારી ગંજાવર બાદશાહી સ્ટીમર.

અમારી દરીયાઇ સ્ટીમર 'લેવીયેથન' માટે બે શબ્દો વાંચનાર માટે લખી જણાવીએ છીએ. મજકુર સ્ટીમરનો બોલ કાંઇ ગ્રીક યાતો લેટીન ભાષાપરથી ઉપજાવેલો છે. એનો અર્થ 'સી મોનસ્ટર' યાને 'દરીઆઇ રાક્ષસ' એવો થાય છે. ઉપલું જે નામ આપવામાં આવ્યું છે, તે તેના રાક્ષસી કદ પ્રમાણેજ ખરેજ મુનાસેબ છે.

મજકુર સ્ટીમર યુનાઇટેડ સ્ટેટસ લાઇન્સ કંપનીની છે અને તે ન્યુયોર્ક, ચેરબર્ગ અને સાઉધેમપટનની વચ્ચમાં આવજાવ કરે છે. તે ઘણું-ખરૂં ૫ દહાડાને ૬ કલાકનો વખત પોતાની મુસાફરી પુરી કરતાં લે છે. એ દરીયાઇ મહાલ આખી દુન્યામાં મોટામાં મોટું પેસેંજર શીપ ગણાય છે.

એ 'સી મોનસ્ટર' નો ગ્રોસ ટનેજ ૫૯,૯૫૬ હોવા ઉપરાંત તેની લંબાઇ ૯૫૦ ફીટ ૭ ઇંચ, પોહળાઇ ૧૦૦ ફીટ અને ઉંચાઇ ૧૮૪ ફીટ છે, એટલુંજ નહીં પણ, નોરમલ સી સ્પીડ ૨૩ 'નોટસ' છે. જો કે એની મજકુર જણાવેલી સ્પીડ છે, તે છતાં એ રાક્ષસી કદની સ્ટીમરની દરયો કાપવાની વધુમાં વધુ શકતી ૨૭ 'નોટસ' ઉપરની ગણવામાં આવે છે. પેસેનજરો લઇ જવાની સગવડ ૩,૩૯૭ જેટલી છે. એ ઉપરાંત, ખલાસીઓ, એન્જીનીયર્સ, પોલીસમેન, ડોકટર્સ અને બીજા 'ક્રુ' મળીને જો એકંદર આંકડો ગણીએ તો તે સઘળો સરવાળો ૪,૫૦૦ નો થાય છે, એટલે કે ૩,૩૯૭ પેસેનજર્સની સગવડ માટે બીજા ૧,૧૦૩ માણસો કંપની તરફથી ખાસ રોકાયલાં રહે છે. દરેક ફર્સ્ટ કલાસ કેબીનોમાં ટેલીફોન સરવીસ હોય છે, જેવી સગવડ બીજી કોઇપણ સ્ટીમરોમાં હોતી નથી.

## સ્ટીમર ઉપરજ શેર બજારનાં થતા સોદા.

ધંધાદારી શખ્શોને માટે ત્યાં ખાસ એક મોટો સ્ટોક એક્ષચેન્જ રૂમ રાખેલો છે, કે જે જાણીતા દલાલ નામે મેસર્સ એમ. જે. મેકેન એન્ડ કુંપનીની માલેકીનો છે. ત્યાં બોહોળા પાયાપર ધીકતું બીઝનેસ રેડીયો મારફતે ચાલે છે અને મરજી મુજબના શેરોના સોદાઓ વટીક થવા ઉપરાંત શેરોના ભાવોના ચાલુ ફેરફાર બોર્ડપર જણાવવામાં આવે છે.

ફ્સ્ટ ક્લાસ બી. ડેક વીથ પ્રાઇવેટ બાથનો ફક્ત પાંચ દીવસનો ચાર્જ ૩૧૦ ડોલર યાને આશરે રૂ. ૯૩૦ નો છે, જ્યારે ઇ. ડેક વીથ પ્રાઇવેટ બાથનો ચાર્જ ૨૭૨.૫૦ ડોલર્સ જેટલો થવા જાય છે. પેસેન્જરો એફ. ડેક સુધી ફ્સ્ટ ક્લાસમાં રહી શકે છે. એફ. ડેક ઉપર ડાઇનીંગ હોલ આવ્યો છે, કે જેની ૧૨,૦૦૦ સ્કવેર ફીટની ફ્લોર સ્પેસ થવા જાય છે.

## સ્વીમીંગ બાથ.

ત્યાંથી નીચે જી. એન્ડ એચ. ડેકપર જતાં ત્યાં મોટો સ્વીમીંગ પુલ યાને બાથ રોમન આર્ટીક ડીઝાઇનપર બનાવેલો જોવામાં આવે છે. સહેજ ઉપર જતાં ત્યાં હેર ડ્રેસીંગ સલુન તેમજ બ્યુટી પારલર આવ્યો છે, જેની રચના એવી તો પહેલ્લા નંબરની શુશોભીત હોય છે, કે તેનું જેટલું વર્ણન કરીએ તેટલું ખરૂં પુછો તો તે ઓછુંજ ગણાય એમ છે. એલીવેટરમાં બેસીને બી. ડેકપર આવી ત્યાંના મોટા કસરત કરવાના જીમનેશીયમ રૂમમાં દાખલ થતાં આપણે કસરત કરવાની હરેક પ્રકારની સામગ્રીઓ જોવા ઉપરાંત, કસરત કરાવનાર ઇન્સ્ત્રકટર આપણને કસરતથી કેવા ઉત્તમ ફાયદા મેળવાય છે, તે બાબદનું વીગતવાર વર્ણન સમજાવે છે.

## ફ્રાંસના બંદરે.

બીજી અકટોબરની રાત્રે સાડાત્રણ વાગે ફ્રાંસનું બંદર ચેરબર્ગ આવી લાગ્યું કે જ્યાં કોન્ટીનેન્ટપર કેટલાંક પેસેનજરો ઉતર્યા અને ત્યારબાદ અમો ચેરબર્ગથી સહવારના સાતના અમલે ઉપડયા અને ઇંગ્લીશ ચેનલના છેડાપરના ભાગમાં દાખલ થઇ સાઉધેમપટન શહેર કે જ્યાં અમારી સ્ટીમર લંગર કરનાર હતી ત્યાં બપોરના સવાએનાં સુમારે જઇ પુગ્યા. ન્યુંયોર્કથી ઇંગલંડ આવતાં ઘડીયાળ પાંચ કલાક જીયોગ્રાફીકલ અને મેરીડીયન ચેનજીસનાં અનુસાર આગલ કરવાનો હુકમ કેપટન મારફતે મળી ચુકવે તે મુજબ અમોએ અમલ કર્યો. ન્યુયોર્કથી સાઉધેમપટનનો છેટો આશરે ત્રણ હજાર નેવું માઇલ ઉપરનો ગણાય છે. સાઉધેમ્પટનમાં કસ્ટમ અને પાસપોર્ટની ખરૂં પુછો તો ઘણી કડાકુટ જેવું નથી, તેનું કારણ એ કે અમો બ્રીટીશ સબજેકટસ હતા.

## ઇંગલંડની ભુમીપર અમારાં પગલાં.

સાઉધેમપટનમાં અમોએ ત્યાંના સાઉથ વેસ્ટર્ન હોટલમાં ઉતારો લીધો હતો, કે જે એક નાનકડું બંદર છે. અમો બસમાં બેસી વીન-




૧૯૨૮ ના સાલ સુધી દુન્યાની મોટામાં મોટી ગણાતી સ્ટીમર એસ. એસ. 'લેવીયેથન' જે યુનાઇટેડ સ્ટેટસ લાઇનની માલેકીની છે.

ચેસ્ટર, કે જે હેમ્પશાયર મધ્યે આવ્યું છે, ત્યાંસુધી મોજમજાહ મેળવવા માટે લીલોતરીવાળાં પરાંઓમાં રાઉન્ડ કરી આવ્યા. સાઉધેમપટન કે જે ઇંગ્લંડનું પહેલું પેસેનજર પોર્ટ છે, કે જેની વસ્તી લગભગ એક લાખ વીસ હજારની અંકાય છે. તે શહેરમાં લંડન મધ્યેથી ફક્ત દોઢ કલાકના અરસામાં રેલ્વે ટ્રેન મારફતે જવાય છે. જો કે એ શહેર નાનું છે, તે છતાં તે અત્યંત શોભાયમાન દીસે છે. સને સોળસો વીસના સાલમાં જગજાણીતા 'પીલગ્રીમ ફાધર્સ' (જાત્રાળુ બાવાઓ)ની 'મે ફ્લાવર' નામના મોટા સઢવાળા રાક્ષસી વહાણમાં બેસી પહેલવહેલા અમેરીકા મધ્યે મજકુર બંદરેથી રવાનગી થઇ હતી, તેનું અત્રે કારણ જણાવવાનો મુળ હેતુ એ છે કે ત્યાંના રોકસ (ગોદી)ના દરવાજા આગલ ખાસ મેમોરીયલ બનાવવામાં આવ્યું છે. સાઉધેમ્પટનથી થોડે દુર હીસ્ટરીમાં જગજાહેર થયલું 'ન્યુ ફોરેસ્ટ' આવે છે, કે જયાં સને અગીઆરસોના સાલમાં 'ધી રેડ કીંગ'નું ખુન કરવામાં આવ્યું હતું. હવે બીજી અકટોબરે અમારા શુભ પગલાંની બખતાવર છાપ ઇંગ્લંડની ભુમીપર પડી. ત્રીજી અકટોબરે સહવારે આશરે દશના સુમારે સધર્ન રેલ્વેમાં બેસી લંડન મધ્યે પોણાબારના સુમારે અમે જઇ લાગ્યા અને ત્યાંના પીકેડીલી અને રીજેન્ટ સ્ટ્રીટપર આવેલાં હોટલ પીકેડેલીમાં મુકામ કર્યો.

## પાર્લામેન્ટની નજર નોંધ.

પાંચમી અકટોબરે થોમસ કુકની આખા દીવસની ટુર ઉપર બસમાં પીકેડીલી સરકસપરથી નીકળી હાઇડ પાર્ક પસાર કરી એપસ્લી હાઉસ કે જે ડયુક ઓફ વેલીંગટનની માલેકીનું હતું, તે વીંટાવી વીકટોરીયા સ્ટ્રીટ મધ્યે આવી લાગ્યા અને ત્યાંથી પાર્લામેંટ સ્ટ્રીટમાં જઇ લાગ્યા ત્યાર બાદ અમો હાઉસીસ ઓફ પાર્લામેન્ટ જોવા ગયા.

એ પાર્લામેંટ બીલ્ડીંગનું બાંધકામ અઢારસે ચાલીસની સાલમાં બાંધવાનું શરૂ થયું હતું, તે આંઠ એકર જગા રોકે છે અને એનો કલોક ટાવર ૩૦૦ ફીટ ઉંચો છે, કે જેની અંદર આવેલા ઘડીયાળના ઘંટનું નામ 'બીગ બેન' કરીને છે, કે જે પાર્લામેંટ વીગેરેનો આખો ખર્ચ ત્રીસ લાખ પાઉંડ યાને તે વખતે થયલા રૂપીઆ સાડાચાર કરોડ અડસટવામાં આવે છે, તેમાં અગીઆરસો ઓરડાઓ છે. શરૂઆતમાં દાખલ થતાંજ 'ધી કીંગ્સ રોબ રૂમ' (બાદશાહને કપડાંના ઠાઠમાઠથી સજ




**હાઉસીસ ઓફ પાર્લામેંટ અને વેસ્ટમીન્સ્ટર બ્રીજનો**
**થેમ્સ નદીમાંથી દેખાતો દેખાવ.**

કરવાનો ઓરડો) આવે છે. એ ઉપરાંત અમોએ ધી પીયર્સ લોબી તથા એક મોટો દીલપઝીર ચેમ્બર કે જેનું નામ હાઉસ ઓફ લોર્ડ્ઝ છે તે પણ જોયો.

## વેસ્ટમીન્સ્ટર એબીની મુલાકાત.

વેસ્ટમીન્સ્ટર એબી ગોથીક સ્ટાઇલને અનુસાર બાંધેલું છે. નાના

મજકુર એબીને માટે કહેવાય છે કે "The only sport whose monuments epitomize a people's History તે કહેણ મગરૂરી લેવાજોગ છે, તેનું કારણ એ છે કે ત્યાં એબીમાં ઇંગ્લંડનાં રાજારાણીઓ, મહાન લડવૈયાઓ, આરટીસ્ટો, કવીઓ, લખનારાઓ તથા શોધકોની કબરો અને મોન્યુમેન્ટસ ખાસ મુકવામાં આવેલા છે, એટલુંજ નહીં પણ ઇંગ્લંડના અનનોન વોરીઅરની ઘોર, થર્ડ એનીવરસરી ઓફ

આરમીસ્ટીસ કે ૧૧ મી નવેમ્બર ૧૯૨૧ માં કીંગ જોર્જ, કવીન મેરી, મીનીસ્ટરો તથા બીજા મહાન નરોની હાજરીમાં ખુલ્લી મુકવામાં આવી હતી, કે જે હંમેશાં ફુલોથી ઢંકાયલીજ હોય છે અને ત્યાંના એક ભાગનું નામ 'ધી ટુમ્બ્સ આફ ધી કીંગ્સ' આપવામાં આવ્યું છે. એ ઉપરાંત વળી બીજા ભાગનું નામ 'પોએટસ કોરનર' કરીને આપવામાં આવ્યું છે જેમાં જાણીતા કવીઓ, જેવા કે–

ચોસર, સ્પેનસર, ટેનીસન વગેરેઓને દફન કરવામાં આવેલા છે. લેખકોમાં જેવા કે ચારલ્સ ડીકીનસ, ઠેકરે, તથા જોનસન વીગેરેને પણ દફનાવવામાં આવેલા છે. એક કબર થોમસ પાર (Parr) નામનાં એક સાધારણ શખસની છે, કે જે બાપડો એકસો બાવન વર્ષની વૃધ ઉમરે પરલોકવાસ પામેલો, તેને ઇંગ્લંડનાં દશ રાજકરતાઓનો અમલ જોયો હતો!

એક બીજી કબર ત્યાં સર જેમ્સ આઉટરામની છે, કે જેનાં બાપે ત્રામ કારની શોધ કરી હતી. Out Ram ના આખા બોલમાંથી Ou નામનાં અક્ષરો જો આપણે કાઢી નાંખીએ, તો ફકત Tram રહે છે, માટે ઉપલા સંજોગસર ત્રામનું નામ હસ્તીમાં આવ્યું છે.

## જોવા લાયક સંગ્રહસ્થાન.

એ બાદ અમોએ લંડનના નાના મોટા પ્રખ્યાત કસબાઓ કેનટીશ ટાઉન, કામદીન ટાઉન વગેરે પસાર કર્યા પછી રસલ સ્ટ્રીટમાંનું લોકપ્રીય થઇ પડેલું બ્રીટીશ મ્યુઝીયમ કે જે ત્યાંની પબ્લીક માટે વગર દામે જોવાનું મુખ્ય મથક ગણાય છે, ત્યાં અમો જઇ પુગ્યા. મજકુર અજાયબ મ્યુઝીયમ કે જે The Greatest Museum of Antiquities in the World યાને આખી દુન્યા મધેનું પુરાણીક ચીજોનું ભવ્ય સંગ્રહસ્થાનનું પહેલે નંબરે આવતું સૌથી મહાન મ્યુઝીયમ કહેવાય છે.

## ઇંગ્લંડનો જગજાણીતો ભવ્ય હાઇડ પાર્ક.

અમોએ સાંજના જાણીતા હાઇડ પાર્કમાં હેરીયું લીધું હતું, કે જે લંડન મધેનાં રહેવાસીઓનું ફરવા હરવાનું મુખ્ય ધામ કહેવાય છે. તેનો વીસ્તાર છસો નેવું એકરનો છે. તે આખા પાર્કમાં બસમાં ફરીને ગમત મેળવાય છે. એ પાર્કની વચમાં તો મોટો 'સરપનટાઇન લેક' આવ્યો છે, કે જેનો દેખાવ જોનારની નજરમાં રળીયામણો તેમજ સાંપના જેવો આડો અવળો (ઝીગ ઝેગ) જેવો લાગે છે. ખાસ કરીને રવીવારનાં

દીવસે એ પાર્કમાં ઘણી ગમ્મત પડે છે, કારણ તે દીવસે 'હોલીડે' હોવાથી લોકોનાં ટોળાં કીડીઓની માફક ત્યાં ખાસ ઉતરી પડે છે.

## બ્રાઇટનની મુલાકાતે.

સાતમી અકટોબરનાં સોમવારે ટ્રેનમાં બેસી બ્રાઇટન ગયા, કે જેને ત્યાંની પબ્લીક 'Queen of all English Watering Places' યાને હવા ખાવાના મથકોમાં તે ઇંગ્લંડમાં સૌથી અગ્રપદ જગા ધરાવે છે, તે જોવા જઇ લાગ્યા. જેવું તેવું નામ આપવામાં આવ્યું છે, તેવુંજ તે જોવા લાયક સ્થળબી છે. લંડનથી તે એકાવન માઇલને છેટે છે.




બ્રાઇટન બીચ (કીનારો.)

સૌથી ધ્યાન ખેંચનારો ત્યાં એક પેવીલીયન છે, કે જ્યાં હરેક પ્રકારની રમતો ગમતો થાય છે. અમોને ત્યાં ઇંગ્લીશ રેસીસ જોવાની પણ અચ્છી તક મળી હતી. ગમે તે કહો પણ એ શહેર યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં એટલાનટીક સીટીના જેવું મનમોહક દીસતું નથી.

## ગીલ્ડ હોલ તરફ હલાઇ હોપ!

લંડન મધ્યે અમારી પધરામણી થઇ તેના વળતાં દીને યાને આઠમી અકટોબરે 'પીકેડીલી સરકસ' પરથી બસમાં નીકળી શેફટસબરી એવેન્યુ પસાર કરી ચીપ સાઇડના કીંગ સ્ટ્રીટપર આવેલા ગીલ્ડ હોલપર જઇ પુગ્યા. એ ઇમારત લંડન શહેરની હીસ્ટોરીક મ્યુનીસીપલ બીલ્ડીંગ

છે, કે જેની વચમાં બે મોટા રીસેપશન અને બેન્કવેટીંગ યાને (ખાણું લેવાના) હોલો આવ્યા છે, જ્યાં દર વરસ લોર્ડ મેયર્સ ડીનર થાય છે. એ ખાણામાં લંડન મધેનાં જાણીતા પુરૂશો સામેલગીરી આપે છે. અમોએ ત્યાંનું સેન્ટ પોલનું કેથીડ્રલ પણ જોયું કે જે મરહુમ સર ક્રીસટોફર રેનના પલાન મુજબ સને સોળસો પંચોતેરના સાલમાં તેનું બાંધકામ શરૂ થયું અને તે છેક સત્તરસો દશની સાલમાં બંધાઇને તૈયાર થયું હતું. એ ચર્ચની વોલ્ટમાં મહાન યોધ્ધાઓ કે જેવા કે નેલસન, વેલીંગટન, રેન વીગેરેઓ થઇ ગયા છે તે નરોની કબરો છે, એટલુંજ નહીં પણ મહાન લોર્ડ કીચનરનું મેમોરીયલ પણ છે, તેનો ડોમ (ગુંબજ) ત્રણસે પાંસેઠ ફીટ ઉંચો છે. કેથેડ્રીયલમાં ખાસ મોટા પબ્લીક ફંકશન વખતે મોટી સરવીસ-(બંદગી) કરવામાં આવે છ.

## ટાવર ઓફ લંડનની મુલાકાત.

વધુ આગળ રસ્તો કાપતાં મેન્શન હાઉસ, કે જે લંડનનાં લોર્ડ મેયરનું ખાસ ઓફીશીયલ રહેઠાણ છે, તે પસાર કર્યા બાદ અમો બેંક ઓફ ઇંગલંડ, ધી રોયલ એક્ષેચેનજ વગેરે બહારથી જોઇ મશહુર ધી ટાવર ઓફ લંડનપર આવી તેમાં દાખલ થયા. એ ટાવર વીલીયમ ધી કોનકરરે એક હજાર ઇઠોતેરનાં સાલમાં બાંધવાનું શરૂ કીધું હતું. મજકુર ટાવરની આસપાસની થોડી અસલ રોમન વોલ હજી રહેલી છે, જે તેનાં બાંધકામની 'અમર યાદ' સદાની સાચવે છે. પુરાતન જમાનામાં તે મેહલ તરીકે પણ વપરાતો હતો અને પાછળથી 'સ્ટેટ પ્રીઝન' તરીકે પણ વપરાતો, કે જેમાં જાણીતા શખસો જેવા કે એન બોલીન, લેડી જેન ગ્રે, સર વોલટર રેલે વીગેરે મહાન નરોને તેમાં કેદ કીધા હતા. અમોએ અંદરના વહાઇટ ટાવરમાં બહુ કીંમતી આર્મસ એન્ડ આરમર વીગેરે જોયાં હતાં, એટલુંજ નહીં પણ વેકફીલ્ડ ટાવરમાં કરોડો રૂપીયાનાં બાદશાહી જવાહીરો નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુનાં જોયાં હતાં, તેમાં હીરા જડીત મુગટો (તાજો) તથા નામાંકીત કોહીનુર હીરો પણ અમારા જોવામાં આવ્યો હતો.

## મેનચેસ્ટરની મુલાકાતે.

દશમી અકટોબરની સહવારે સાડા દશના સુમારે લંડન મીડલેન્ડ અને સ્કોટીશ રેલ્વે ત્રેનમાં યુસ્ટન સ્ટેશનપરથી કુચ કરીને મેનચેસ્ટર બપોરનાં બે વાગે પુગ્યા અને ત્યાર બાદ 'ક્રશનસ સોપ ફેકટરી' જોઇ.

-ક્રશનસના ભલા દીકરાએ ફરીને અમોને આખ્ખું કારખાનું ઉલટ સહીત બતાવ્યું. શું એ મોટી ફેક્ટરી! તેની અંદર એક નાનકડું શહેર આસાન સમાઇ જાય, તેવીજ તે મોટી ફેક્ટરી હતી. બીજે દીવસે યાને અગીયારમીની સહવારે સાડા નવ વાગે સેવક મેનચેસ્ટરથી નીકળી સ્કોટલેંડની રાજધાનીનાં શહેર એડીનબરોનાં કાલોડાનીયન સ્ટેશનપર બપોરનાં ત્રણ વાગે જઇ પુગ્યો. બારમી અક્ટોબરે સહવારનાં સાડાચાર વાગે વેવરલી સ્ટેશનપરથી નીકળી જાણીતા સર વાલટર સ્કોટે લેડી આફ ધી લેકની કવીતામાં સુંદર તેજસ્વી કલમે ચીતરેલા મશહુર તળાવોઃ-જેવા કે લોક લોમોન્ડ, લોક લોંગ, લોક લીની, વીગેરે સ્થળો પસાર કર્યાં બાદ ફ્રોર્ટ વીલીયમ સ્ટેશને ઉતર્યો અને ત્યાંથી બસમાં બેસી.છેક બેલાસુલીશ કે જે લોક લીવનપર આવ્યું છે, તે પસાર કરી ત્યાંથી સ્કોટલેન્ડની નેચરલ બ્યુટી



'લોક લીવન'—લીવન નામનો તળાવ.

ખરાં રંગ રૂપમાં નીહાળી બપોરનાં લોક લીવન હોટલમાં ખાણું લઇ પાછો ફોર્ટ વીલીયમ આવ્યો, જયાંથી ગ્રેટ બ્રીટનનો ઉંચામાં ઉંચો પહાડ બેન લેવીસ કે જેની ઉંચાઇ ચાર હજાર ચારસો ૭ ફીટ છે તે જોયો. ફોર્ટ વીલીયમથી સાંજના પાંચ વાગે નીકળી રાતના સાડાનવ વાગે સ્કોટલેંડની રાજધાનીનું પ્રસીદ્ધ શહેર એડીનબરો મધ્યે વળી પાછો જઇ લાગો.

## પાંચ કરોડનો જંગી રેલ્વે પુલ.

તેરમી અકટોબરે મી૦ વહાડયા નામનાં એડીનબરો યુનીવરસીટીનાં સ્ટુડંટ સાથે જાણીતા 'ધી ફોર્થ રેલ્વે બ્રીજ' જોવા ગયો. એ પુલ બંધાતા સાત વર્ષ લાગ્યા હતા અને પાંચ હજાર માણસોએ તે માટે રાત દીવસ કામ કર્યું હતું. તેની પાછળ પાંત્રીસ લાખ પાઉંડ યાને લગભગ પાંચ કરોડ રૂપીઆ ખરચાયા હતા, એ પુલની લંબાઇ દોઢ માઇલ છે. સૌથી ઉંચો ભાગ ત્રણસે એકસોઠ ફીટ છે અને ફોર્થ નદીમાં ઉંડો પાયો એકાણું ફીટનો છે. પુલપર વપરાયલા લોખંડ કામનું વજન એકાવન હજાર ટનનું છે અને એ પુલની ઓપનીંગ સેરીમની મરહુમ નામદાર એડવર્ડ ધી સેવન્થના મુબારક હાથે કરવામાં આવી હતી. ફરતાં ફરતાં ત્યાંથી પ્રીનસેસ સ્ટ્રીટ ગારડનમાં જતાં ત્યાંનાં મોટાં ઘડીયાળમાં કલાક મીનીટના કાંટાઓ તેમજ એકથી તે બાર કલાક સુધીની ડાયલ તેમજ કાંટા વીગેરે ઘડીયાળની સઘળી સામગ્રીઓ ફુલોથી ભરેલી જોવામાં આવી હતી. એ ઘડીયાળ દુન્યામાં મશહુર છે. તેની ઇલેકટ્રીક મશીનરી બગીચાની નીચે છે, તેથી કરીને એ ફુલો હરહમેશાં જાણે કે તાજાજ હોય એવા તે સુગંધીદાર દીસે છે.

## હોલીરૂડ કેસલ.

તે બાદ હોલીરૂડ કેસલમાં જઇ લાગ્યા. એ કેસલ દીલપઝીર અને જોવા લાયક છે. અંદર દાખલ થતાંમાંજ સુકકી મોટ (ખાહી) આવી છે, કે જે પુરાતન કાળમાં ડ્રો બ્રીજ પુલ સાથે જોડાયલી હતી. એ કીલ્લામાં વધુ આગળ જતાં હાફ મુન બેટરી યાને તોપખાનું આવે છે, કે જેનું નામ તેના આકારથી ખાસ આપવામાં આવ્યું છે. એ કીલ્લાના સૌથી ઉંચા ચોગાણમાં કે જેને ક્રાઉન સ્કવેર કરીને કહે છે, તેની પુરવે પેલેસ બીલ્ડીંગ આવી છે. ઉતર દીશામાં સ્કોટીશ નેશનલ વોર મેમો-રીયલ આવ્યું છે. મજકુર વોર મેમોરીયલમાં પથ્થરની ટેબલપર 'રોલ્સ ઓફ ઓનર' નામની ચોપડી ખાસ મુકેલી છે અને ત્યાંના બારીના કાચો-

પર સુંદર નકશીના હરેક પ્રકારના રંગીન દેખાવો અપ-ટુ-ડેટ સ્ટાઇલ પ્રમાણે છેલ્લી મહાન લડાઇને લગતા ખાસ કોતરવામાં આવ્યા છે, તે ઘણાજ જોવાલાયક છે. એ કીલ્લાપરથી આખ્ખા એડીનબરો શેહેરનો દેખાવ અતી મનમોહક લાગે છે.

## એડીનબરોનું દીલપઝીર વર્ણન.

એડીનબરો શહેરની વસ્તી આશરે ચાર લાખની ગણાય છે. એનો વીસ્તાર બત્રીસ હજાર એકરનો છે. એ શહેર અગીઆર માઇલ લાંબુ



**પ્રીન્સેસ સ્ટ્રીટ, એડીનબરો.**

આ પીકચરમાં માળવાલી ટ્રામ દેખાય છે, જેમાં ઉપરનો પાછલો ભાગ અહીંની ટ્રામકારો જેવો નથી દીસતો પણ ખુલ્લો દેખાય છે.

મેરી' જોવા ગયા હતા. અઢારમીએ અમો થોમસ કુકસ ઓફીસમાં જઇ અમારી યુરોપ અને નીયર ઇસ્ટ ટુરની બાબદનો બંદોબસ્ત કરી બપોરનાં ટાઇમે ઓલ્ડ બેલી (લંડનની પોલીસ કોર્ટ) લંડન સ્ટોક એક્ષચેંજ બીલ્ડીંગ વીગેરે જોઇ રાતનાં હીઝ મેજેસ્ટીસ થીએટરમાં બીટર સ્વીટનો નાટક જોઇને ૧૯ મી અકટોબરની રાત્રે ઓલીમપીયાપર જઇ 'મોટર શો' જોયો, કે જેનો અતી મોટો વીસ્તાર હતો, કે જેમાં હરેક પ્રકારની આજની છપછબની મોડલની મોટરકારો ગોઠવી હતી.

## લંડનથી કુચ.

તા૦ ૨૦ મી અકટોબરે સહવારનાં મોટરમાં નીકળી એકવાર ફરી હાઇડ પાર્કમાં ચક્કર મારી બકીંગહામ પેલેસ જોવા ગયા. એ પેલેસમાં આપણા નામદાર શહેનશાહ તથા શહેનશાહ બાનુનો મુકામ છે. એ મેહેલ



નામદાર શહેનશાહ જયોર્જ
પાંચમાં.

સેહેલાણીઓને દેખાડવામાં આવતો નથી, પણ બહારથી કમ્પાઉંડમાંથીજ તે નીહાળી શકાય છે. અમોએ પણ કંપાઉંડમાંથીજ જોઇને સંતોષ મેલવ્યો.




બકીંગહામ પેલેસ અને વીક્ટોરીયા મેમોરીયલ.

હતો. એ મેહેલ ૧૭૦૩ ના સાલમાં ડયુક એફ બકીંગહામે બંધાવ્યો હતો અને માજી જયોર્જ ત્રીજાએ સતરસો બાસેઠની સાલમાં તેની પાસેથી ખરીદયો હતો, તેમાં પાછળથી કાંઇક સુધારો વધારો કર્યો હતો. એ મેહેલમાં માજી રાજા એડવર્ડ ધી સેવન્થનો જન્મ અઢારસો એકતાલીસની સાલમાં થયો હતો. એ મેહેલની બહાર લોકોમાં ભારે વીખ્યાતી પામેલું વીકટોરીયા મેમોરીયલ આવ્યું છે. ત્યારબાદ લંડનના વીકટોરીયા સ્ટેશન પરથી સહવારના અગીયાર વાગે જાણીતી સધર્ન રેલ્વેની 'ગોલ્ડન એરો' નામેની ટ્રેનમાં ઉપડી બપોરનાં સાડાબાર વાગે ડોવર આવ્યા.

## લંડનની ટુંક નોંધ.

હવે આપણે પ્રખ્યાત લંડન શહેર માટે કાંઇક નોંધ લખી જણાવીએ, તો તે એક એની વસ્તી નાનાં મોટા કસબાઓ સાથે એકંદર પંચોતેર લાખની થવા જાય છે. લંડન શહેર માટે જો આપણે વસ્તી પ્રમાણનો અંદાજ કાઢીએ તો તે વગર શકે દુન્યામાં સૌથી પહેલ્લે હરોળે આવે છે, પણ મોજમજાહની બાબદમાં તથા ટેરીફીક ટ્રાફીક અને એલીવેટેડ કાર્સની બાબદમાં ખરૂં પુછો તો અમેરીકા યુનાઇટેડ સ્ટેટસ મધેનું દુન્યામાં એકકી અવાજે વખણાયલું ન્યુયોર્ક શહેર આખી દુનીયામાં હરેક શહેરોને એક બાજુએ હડાવી મુકે, તેવું સઉથી પહેલ્યે નંબરનું અત્યંત ગમ્મતીપુર્વક શહેર ગણાય છે, કે જેને માટે ખરૂં પુછો તો હવે બે મત છેજ નહીં. ન્યુ યોર્કની વસ્તી આશરે સાઠ લાખ માણુસની અંકાય છે. જયારે લંડનની ૮૦ લાખ બોલાય છે. લંડન શહેર મધેની ચહેલમહેલ દરેક મુસાફરી કરનાર શખસે તો ઓછામાં ઓછી એક અઠવાડયાનીબી કરવી ઘટે છે. જો ઉપર જણાવ્યા મુજબની મોજમજાહ મેળવવા બાબેની સગવડ સહેલાણીઓને નહીં મળતી હોય તો પછી લંડન આવ્યા બાદ, કોઇ પણ રવેશે ત્યાંની જોવાલાયક ચીજો જેવી કે વેસ્ટમીનીસ્ટર એબી, ધી ટાવર ઓફ લંડન, સેંટ પોલ્સ કેથીડ્રલ, હાઉસીસ ઓફ પાર્લામેન્ટ અને બ્રીટીશ મ્યુઝીયમ જોયા વીના હિંદુસ્તાન પાછા ફરવું નહી, એવી અમારી નમ્ર વિનંતી છે.

## એક માઇલનાં વીસ્તારમાં ચાલીસ થીએટરો!

ત્યાંના ચેરીંગ ક્રોસના એક માઇલના વીસ્તારમાં ચાલીસ થીએટરો તથા ત્રીસ પીકચર પેલેસીસ આવ્યા છે, જે સઘળાઓમાં લગભગ હંમેશ

હજાર માણસો આસાનીથી બેસી શકે એમ છે. ફ્રુએરી લેનમાં આવેલી થીએટરો ત્યાંની પ્રજામાં સૌથી પહેલ્યે નંબરની ગણાય છે. લંડન મધેનો વેસ્ટ એંડ ભાગ મુખ્ય કરીને રમત ગમતનો તેમજ મન બહેલાવનારો વીભાગ ગણાય છે, જ્યારે એથી ઉલટો ઇસ્ટ એંડ વીભાગ વેપાર તેમજ કામકાજને લગતો ધંધાદારી ભાગ લેખાય છે. ત્યાંની ત્રાફેલગર સ્કવેર એ લંડનની સેન્ત્રલ મીટીંગ પલેસ ગણાય છે, તેનું કારણ એ કે મધ્ય ભાગમાં એડમીરલ લોર્ડ નેલસન જે ૧૪૫ ફીટ ઉંચા મોટા કોલમપર જાણે કે ટટણખાર ઉભેલા છે, તેવું તે બાવળું છે. નીચેના ભાગમાં શોભાયમાન સીંહો મુકવામાં આવ્યા છે, જેથી આ દેખાવ ઘણો દીલ બેહેલાવનારો દીસે છે.

## કબુતરને દાણાં.

વાહલા વાંચકો ! તમો સારી પેઠે જાણતા હશો કે મુંબઇ નગરીમાં ભુલેશ્વરપર કબુતરોને અનાજના દાણા હેતથી ખવડાવવામાં આવે છે, એજ પ્રમાણે આ લખનારે નજરોનજર કબુતરોને અનાજનાં દાણાં નાંખતાં ઘણાં અંગ્રેજોને નીહાળવા ઉપરાંત પોતે પણ તે મુજબ અમલ કર્યો હતો અને અનાજનાં દાણાં હાથમાં રાખી કબુતરોને બોલાવીને ગમત મેળવી હતી. લંડન શહેરમાં ત્રામ કરતાં બસની ભારે ત્રાફીક છે, જેનું માઇલ દીઠ એક પેન્સ ભાડું લેવામાં આવે છે. મી૦ ફ્રીનડલે મુરહેડના જણાવવા મુજબ લંડનની કાઉન્ટીપર નવસો બાવીસ બોમસો છેલ્લી મહાન યુરોપ જરમન લડાઇના હીંગામે ફેંકવામાં આવ્યાં હતાં અને તે બારીક કટાકટીના વખતે પાંચસો ચોવીસ શખસો માર્યા ગયાં હતાં. એક બોમ્બ ટાવર ઓફ લંડનપર પણ ફેંકવામાં આવ્યો હતો, એટલુંજ નહીં પણ મજકુર જણાવેલાં શહેરપર એકંદર ચોવીસ જરમન એર રેડસ પણ થયા હતા.

## બ્રીટીશ સરકારની હકુમત.

હવે આપણે લંડન છોડી પેરીસ જઇએ છીએ તે પહેલાં બ્રીટીશ એમ્પાયરનો ખ્યાલ આપીએ. આપણાં બ્રીટીશ એમ્પાયરનો વીસ્તાર સઘળો મળીને એક કરોડ બત્રીસ લાખ છવ્વીસ હજાર સાતસો ઓગણપચાસ સ્કવેર માઇલ જેટલો ધારવામાં આવે છે, કે જેવો મહાન એરીયા (વીસ્તાર) આખી દુન્યામાં કેહે પણ હોય એમ જણાયું નથી,

એવું તે મોટું સલતનત છે અને એ આખ્ખા સલતનતની વસ્તી બાબેનો જુમ્મલે આંકડો ગણીયે તો તે લગભગ પીસ્તાળીસ કરોડની આસપાસ આવે છે.

આખ્ખા યુનાઇટેડ કીંગડમનો એરીયા કે જેમાં ઇંગ્લંડ, વેલ્સ, સ્કોટલેન્ડ, નોરધન આયર્લેન્ડ, આઇલ ઓફ મેન (ટાપુ) વીગેરેનો સમાવેશ થવા ઉપરાંતબી વધુમાં ચેનલ આયલેંડ પણ સમાઇ જાય છે, તેનો જુમલે વીસ્તાર ચોરાણું હજાર બસો ચોરીયાસી સ્કવેર માઇલ જેટલો અંકાય છે અને વસ્તી સામટી રીતે જોતાં ચાર કરોડ એકતાળીસ લાખ જેટલી ધારવામાં આવે છે. આપણી ભારતભુમીનો બ્રીટીશ રાજહકુમત હેઠળનો એરીયા અઢાર લાખ સ્કવેર માઇલ જેટલો થવા જાય છે અને એની વસ્તી પાંત્રીસ કરોડની અંકાય છે.

આફ્રીકા ખંડ આડત્રીસ લાખ સ્કવેર માઇલનો વીસ્તાર ધરાવે છે અને તે પણ નામદાર બ્રીટીશ સરકારની પનાહ હેઠળ છે યાને પાંચ કરોડની ઉપર રાજ્ય ચલાવવાની રાજલગામ બ્રીટીશોના હાથમાં છે. નોર્થ અમેરીકા કે જેમાં કેનેડા તથા બીજા નાના ટાપુઓનો પણ સમાવેશ થાય છે, તેનો એકંદર વીસ્તાર આડત્રીસ લાખ સ્કવેર માઇલ જેટલો છે અને ત્યાંનું વસ્તીનું પ્રમાણ એક કરોડ ઉપરનું અડસટવામાં આવે છે, કે જ્યાં નામદાર બ્રીટીશ ગવર્નમેંટનો વાવટો ચાલુ ફરકતોજ રહેલો છે. સાઉથ અમેરીકામાં પણ નામદાર બ્રીટીશ સરકારની રાજહકુમત ચોરાણું હજાર સ્કવેર માઇલ જેટલી છે અને ત્રણ લાખ માણસોપર તે રાજ અમલ કરે છે.

હવે આપણે ઓસ્ટ્રેલીયા બાબેનું બોલીએ તો તે એ કે એનો જુમલે વીસ્તાર ઓગણત્રીસ લાખ સ્કવેર માઇલ જેટલો છે અને જો કે એ વીસ્તારની બાબદમાં મોટો ગણાય છે, તે છતાંએ વસ્તીની ગણત્રીમાં તો આપણે વગર શકે હીંદ કરતાં નાનોજ ગણી શકીએ. ત્યાંની વસ્તી માત્ર સાઠ લાખનીજ અંકાય છે. સ્ટ્રેટ સેટલમેન્ટ, કે જેમાં સીંગાપોર, પીનાંગ વીગેરે જેવા આદી સ્થળોનો સમાવેશ થવા ઉપરાંત, વધુમાં ચીન બાજુનો પણ આખો હોંગકોંગ ટાપુનોબી સમાવેશ થઇ જાય છે, તેનો એકંદર વીસ્તાર ત્રણસો એકાણું સ્કવેર માઇલ જેટલો ધારવામાં

આવે છે અને તે આપણા નામદાર બ્રીટીશ ગવર્નમેંટના રાજ હકુમત હેઠળ છે, એટલુંજ નહીં પણ બીજા એવા તો ઘણા સંખ્યાબંધ ટાપુઓ દુન્યામાં ચોમેર પડેલા છે, કે જે અત્રે દરશાવ્યે તેનો પાર આવે એમ નથી. કહે છે કે દુન્યાનો ચોથો ભાગ બ્રીટીશ સરકારની માલેકીનો છે.



'વરસેલ્સ પેલેસ.'

આ પેલેસમાં અસલ ફ્રાંન્સના રાજાઓ રહેતા હતા અને છેલ્લી મહાન લડાઇ વખતે જે ટેબલપર 'ત્રીટી ઓફ વરસેલ્સ' થઇ હતી તે ટેબલ પણ હજુર સુધી ત્યાં જાલવી રાખી છે. આ બાગમાં સંખ્યાબંધ ફુવારાઓ છે જે સાંજને છેડે ઉડતા રહે છે અને મારબલના પુતલાંઓ જાત જાતના મુકેલાં હોવાથી તેનો દેખાવ એવો દીલપઝીર લાગે છે કે પેરીસથી ૪૦ માઇલ દુર એ પેલેસ હોવા છતાં રોજ સહેલાણીઓની મોટી સંખ્યા ત્યાંના બાગમાં ઉતરી પડે છે અને સાંજ રળીયામણી પસાર કરે છે. પુતલાંઓમાંથી એક પુતલું આ લેખકને ઘણુંજ પસંદ પડવે ત્યાંજ એક સ્નેપ શૉટ લેવડાવી તે પુતલાંનો આર્ટીસ્ટીક દેખાવ અત્રે રજુ કરૂં છે.

પેરીસ જતા દરેક સહેલાણીઓએ ઉપલો પેલેસ જોવાને ચુકવું નહિં એવી મારી ભલામણ છે.

## લંડનથી અમારી વીદાયગીરી.

તારીખ ૨૦ મી અકટોબરે લંડનના વીક્ટોરીયા સ્ટેશનેથી સહવારના અગીયાર વાગે સધર્ન રેલ્વેની 'ગોલ્ડન એરો' નામની ત્રેનમાં ઉપડી બપોરના સાડા બાર વાગે ડોવર આવ્યા. બપોરના એકના સુમારે 'ચેનલ સ્ટીમર'માં બેસી 'ઇંગ્લીશ ચેનલ' પસાર કરી બપોરના સવા બે વાગે 'કેલે' આવી લાગ્યા અને પછી ત્યાંથી પા કલાકમાં 'ફ્રેંચ મેલ'માં નીકળી સાંજના સાડા પાંચ વાગે પેરીસની રંગીલી ભુમીપર આવી પુગવે ત્યાંના હોટલ રેજીનામાં ઠરીઠામ થયા.

## પેરીસમાં ડોકીયું.

હવે આપણે ફ્રાંસની રાજધાનીનું રંગીલું, છબીલું શહેર પેરીસમાં ડોકીયું નાંખીએ. અમોએ વીસમી અકટોબરની સાંજથી તે છવીસમી અકટોબરની સાંજ પેરીસમાં ગુજારી. પેરીસ શહેરની એના કસબાઓ સાથની એકંદર વસ્તી છેંતાળીસ લાખની ગણાય છે. બાવીસમી અકટોબરે 'વરસેલ્સ' સુધીની ત્રીપ કરી ત્યાંના 'વરસેલ્સ' પેલેસમાં લુઇસ ધી ફ્રોરટીન્થ અને મેરી એનટયેનેટના સુંદર ઓરડાઓ તથા જાતજાતનાં પેઇન્ટીંગસો જોવાની તક હાથ કરી. ત્યાંના એક ઓરડામાં છેલ્લી મહાન લડાઇ વખતે જે ટેબલપર "ત્રીટી ઓફ વરસેલ્સ' થઇ હતી, તે પણ હજી સુધી ત્યાં જાળવી રાખવામાં આવી છે.

## મશહુર ઇફ્લ ટાવરની મુલાકાત.

એક દીવસે એક પગલું આગળ વધી આપણો બંદો 'લા માર્સ' નદીપર આવેલો જગજાહેર 'ઇફ્લ ટાવર' કે જે લગભગ નવસો પંચાયસી ફીટ ઉંચો છે અને જે દુનીયામાં સૌથી ઉંચામાં ઉંચો ટાવર કહેવાય છે તે ઉપર જઇ જોયો. તેને સૌથી છેક મથાળે જતાં ત્રણ વખત લીફ્ટ બદલવી પડે છે, એટલુંજ નહીં પણ છેક મથાળેથી આખા પેરીસ શહેરનો અતી મનમોહક દેખાવ નજરે પડે છે. મશહુર 'ગુસ્ટવ ઇફેલા' નામના એક મોટા ફ્રેન્ચ એન્જીનીયરે એ 'ઇફ્લ ટાવર'નું બાંધકામ શરૂ કર્યું હતું, તેથી એનું ઉપલું નામ પડયું છે. અઢારસો નેવીયાસીના સાલમાં જ્યારે એક મહાન

પ્રદર્શન ત્યાં ભરાયું હતું, ત્યારે એનજીનીયરે, 'મીનીસ્ટર ઓફ કોમર્સ'ને એવી સલાહ આપી હતી કે, લોખંડી ટાવરના બાંધકામ કરવા બાબદની મંજુરીયાત આપવી, કે જેથી કરીને આખી દુન્યામાં ફ્રાંસની જાહોજલાલી પેહલ્લે પંકતીની ગણાઇ શકાય. સને અઢારસોને નેવયાસીના સાલની એકત્રીસમી મારચે મી૦ ઇફ્લ એનજીનીયરે પોતે એ મીનારો તૈયાર થયલો જાહેર કર્યો, તે અર્થે માનની ઇધાની ખાતર ફ્રેન્ચ વાવટો ઉડાવવાને તે



દુનીયાની અજાયબી—ફ્રાંસની મીરાસ.

આ 'ઇફ્લ ટાવર' દુનીયાનો સૌથી ઉંચામાં ઉંચો લોખંડી મીનારો છે. દુન્યામાં એની બીજી જોડી નથી. એને મથાળેથી લગભગ ત્રેપન (૫૩) માઇલ સુધી જોવાઇ શકાય છે.

ભાગ્યશાળી બન્યો હતો. એ ટાવરના બાંધકામ પાછળ થયલો ખરચ ઇઠ્ઠોતેર લાખ ફ્રેંકસ યાને તે વખતના એક્ષચેન્જના હીસાબે લગભગ પોણો કરોડ રૂપીઆ ખરચાયલા અડસટવામાં આવે છે. એ ટાવરપર દાદરા મારફતે પણ જવાય એવી મનમાનતી સગવડ છે પણ જ્યારે આઇતી લીફ્ટ મળે ત્યારે દાદર ચઢવાનું કોણને ગમે ? લીફ્ટમાં છેક ટોંચ સુધી જવાય છે. ટાવરપર જવા માટે ફી ઘણી નજીવી લેવામાં આવે છે. ટાવરપર હોટલની માફક ખાવાપીવાની પણ સગવડ રાખવામાં આવી છે. જ્યારે આકાશ ખુલ્લું દીસે છે, ત્યારે ટાવરના છેક મથાળેથી ૫૩ માઇલનો લાંબો છેટો દેખાય છે. એ ટાવરપરથી દરરોજ બપોરના બાર વાગે તોપ ફોડવામાં આવે છે, તેનું મુળ કારણ એ છે કે આખું પેરીસ તેમજ તેની આજુબાજુના કસબાઓને ખરો ચોકકસ ટાઇમ જાણવાને અનુકુળ થઇ પડે. અઠવાડીયામાં એક વખત મજકુર ટાવરની ઉપર છેક મથાળેથી તે નીચેના ભાગ સુધી ખાસ ભભુ-કાદાર તેજસ્વી ઇલેક્ટ્રીક લાઇટ સળગાવવામાં આવે છે. પલાસ ડ લા કોન કોર્ડ, કે જે પેરીસનો વચલો ભાગ ગણાવા ઉપરાંત સૌથી સુંદર અને મોટો ચોગાણ દુન્યામાં ગણાય છે, કે જેની આસપાસ આઠ મોટા બાવ-લાઓ આવેલા છે, જેથી તેનો દેખાવ અતી સુંદર તેમજ મનમોહક લાગે છે. જાણીતો ધોરી રસ્તો સાં એલીઝે કે જે પલાસ ડ લા કોન-કોર્ડ અને આર્ક ડ ત્રાયોમફ સુધી દોઢ માઇલ છેક લંબાયલો છે, કે જે પેરીસના પબ્લીકનો ખાસ ફરવા હરવાનો મુખ્ય મોજ મજાહનો ધોરી રસ્તો કહેવાય છે. ( Arce de Triomphe ) આર્ક ડ ત્રાયોમફમાં નહીં નામ જણાયલા યાને (unknown warrior) લડવૈયાની કબર આવેલી છે, કે જેપર હમેશાં દીવો બળતો રાખવામાં આવે છે. મજકુર આર્ક પહેલા માજી નેપોલીયને સને અઢા-રસો છના સાલમાં બંધાવીને તૈયાર રાખ્યો હતો અને જે ભાગ કાંઇક અધુરો રહી ગયલો તે માજી લુઇસ ફીલીપે પુરો કર્યો હતો, કે જેની પાછળ લગભગ રૂપીઆ સાઠ લાખ ખર્ચાયા હતા, એમ અમારી જાણમાં આવ્યું હતું. એની ઉંચાઇ દોઢસો ફીટ હોવા ઉપરાંત વચમાંનું આરકું નેવું ફીટ ઉંચું છે. ત્યાંનું સૌથી વધુ જાણીતું મ્યુઝીયમ કે જે 'લુવ્રર' (Lovure) મ્યુઝીયમ'ના નામથી ઓળખાય છે, તેમાં હમા જાતનાં પેઇન્ટીંગસો, પુતલાંઓ વીગેરે મુકવામાં આવેલાં છે, કે જે બારી-કીથી જોતાં અનેક દિવસો લાગે એમ છે. હોટલ ડ ઇનવેલીડસ નામનું




ઇફલ ટાવર ઉપર પડાવેલો ફોટો.

વાંચનાર, આ કંઇ ખરો ફોટો નથી, પણ દોકાં વગરના તૈયાર ફોટોના શરીરપર સેવકને મોટાં મોહડાં સાથે દેખાડેલા છે જે પણ ત્યાંની ફોટોગ્રાફીનો હુન્નર છે.

બાદશાહી મકાન કે જે માજી લુઇસ ચૌદમાએ સને સોળસોને ઇકોતેરના સાલમાં બંધાવ્યું હતું અને પાછળથી માજી નેપોલીયન પહેલ્લાએ તથા

ત્રીજાએ સમારકામ કરીને વધાર્યું હતું, તેમાં પાંચ હજાર ધાયલ થયલા સોલજરો માટે ખાસ આસાયસનું ધામ રાખવા ધાર્યું હતું. ત્યાંના વચગાળેના ભાગમાં ગુંબજની નીચે માજી પહેલા નેપોલીયનની કબર છે, જે જોવા ત્યાંનું પબ્લીક તેમજ સહેલાણીઓ જાય છે. પેરીસની જગજાહેર સવ્ય ગ્રાંડ ઓપેરા હાઉસ પણ પહેલી પંકતીની ગણાય છે.

પેરીસમાં અનડરગ્રાઉન્ડ રેલ્વે, કે જેને ફ્રેંચ ભાષામાં 'ધી મેત્રો' કરીને કહે છે, તેની ઘણી મનમાનતી સગવડ છે, કારણ કે ત્યાં લોકની આવજાવ વીશેષ પ્રમાણમાં હોવાના સબબે ટેક્ષી કેબમાં જતા આવતા ઘણો વખત લાગે છે. ઉપલા સંજોગસર મજકુર રેલ્વેનો ત્યાંની પ્રજા ભારે ઉલટ ભરેલો લાભ લેય છે. ત્યાંની ટેક્ષી કેબના ભાવો પણ પબ્લીકને પરવડી શકે તેવા છે. વળી એ મુલક માંહેલું કેથીડ્રલ ઓફ નોત્રડેમ, કે જેનું બાંધકામ સને અગીયારસો ત્રેસઠના સાલમાં શરૂ થયું હતું અને તે બંધાઇને અગીયારસોના પચાસના સાલમાં ખતમ થયું હતું. તે આખા યુરોપમાં એક જગજાહેર મોટું દેવળ કહેવાય છે, કે જેના બાંધકામની રચના જોનારના મનસે ઓર લાગે છે. તે ખરેજ શોભાયમાન દીસે છે. એ દેવળની ભીંતો અને બારીનાં કાચોપર રંગબેરંગી અને જોનારનું મન હરી લે એવું પેન્ટીંગ કરવામાં આવ્યું છે.

## રંગીલા સ્પેનના દર્શન.

અમો પેરીસથી ૨૬ મીની રાત્રે બરાબર સાતના ટકોરે કી દોરઝીપરથી રાત્રે નીકળી સહવારનાં ૨૭ મીની અકટોબરે ફ્રેંચ ફ્રન્ટીયર (સેરબેર) યા હોમ પસાર કરી સહવારનાં દશના સુમારે સ્પેનના સરહદ (પોર્ટબુપર) પાસ પોર્ટ અને સરસામાન તપાસવા પછી બારસીલોના એક્ષપ્રેસ રેલ્વે ત્રેનમાં સાડાદશ વાગે ઉપડી બપોરનાં એક વાગે બારસીલોના મધ્યે આવી ત્યાંના જાણીતા હોટલ કોલનમાં ઠરીઠામ થયા.

## ગોધાની લડાઇનો અનુભવ.

અકટોબર માસની તારીખ ૨૭ મીના રોજે આશરે ત્રણને અમલે અમોએ બપોરનું લંચ લીધા બાદ ફરાગત થઇને બારસીલોના મધ્યેના જગજાણીતા સ્ટેડીયમમાં જોવા લાયક જંગલી ગોધાનું યુદ્ધ ખેલાય છે તે જોવા જઇ લાગ્યા.

વીસમી સદીનાં હાલનાં જમાનામાં બુલ-ફાઇટની મોજ ચાખવી એબી એક નવાઇજ કહેવાય. થોમસ કુક એંન્ડ કું૦ નાં અમારા ગાઇડે

બુલ-ફાઇટનો દેખાવ જોવા આગમજ અમને પહેલ્લેથીજ વીગતવાર હકીકતથી વાકેફ કર્યા. વધુમાં તેણે એવી સુચના કરી કે, જો બુલ-ફાઇટની મોજ તેના ખરાં રંગરૂપમાં મેળવવી હોય તો, દરેક જણે બેધડક Spirit યાને જુસ્સામાં આવવું જોઇએ અને તે માટે સદે એટલો કાચ્ચો બ્રાન્ડી હોઇયાં કરી તૈયાર તથા તેજી બનવું જોઇએ. અમોએ એ ભલા ગાઇડની ઉપલી સુચના સ્વીકારી, સ્પેનીશ રીત મુજબ સ્ટેડીયમની બહારનાં સ્ટોલપર કાચ્ચા બ્રાંડીનું એક એક વાઇન ગલાસ ગટાવ્યું. આ પછી અમને પણ આંગમાં ગરમી આવવા લાગી અને શુર છુટયું કે અમો પણ જાણે બુલ-ફાઇટની રમતગમ્મતમાં ભાગ લેતા હોઇએ. કાચ્ચા બ્રાન્ડીની ઝેન તો છેક જીભનાં ટાળવાં સુધી આગમજની લાગી ગઇ હતી, કે જે દરમ્યાન અમો સહેજસાહજ જુસ્સાદાર બન્યા હતા. બુલ-ફાઇટની ગમ્મત નિહાળવા અર્થે સ્ટેડીયમનાં દરવાજામાં જ્યારે આપણે દાખલ થઇએ છીએ, ત્યારે આપણે અજાયબીમાં લીન બની સ્પેનીશ પ્રજાઓનાં ટોળાં તેમજ બીજા દેશોનાં લોકોની એકઠી થયલી માનવમેદની જોઇ ચકભ્રમ બની 'ચોરીયાસીનાં ચકરાવાનાં વમળ'માં ગોથા સપડાઇએ છીએ એવું લાગે છે. બારસીલોનાનાં સ્ટેડીયમમાં બુલ ફાઇટનો કરતોકારવતો પ્રેસીડન્ટ, અમારા જોવામાં આવ્યો, જે બાબે અમને જણાવવામાં આવ્યું કે, તે એક મોટો સ્પેનીશ ઓધ્ધેદાર હતો. રમતગમ્મત વેળાએ કાંઇ Instructions (સુચનાઓ) આપવી હોય, તો તે આપી શકતો હતો. એક બુલફાઇટ ખેલાડીને મદદ કરનારાઓનાં નીચલાં નામો હોય છે, જેવાં કે:-Pike-Dors (ઘોડાપર બેસી ભાલા ભોકનારાઓ) Boundaries (ખેલાડીઓને મદદ કરનારાઓ) તથા બુલ-ફાઇટર પોતે, કે જે Torero ના નામથી ઓળખાય છે.

પ્રથમ જંગલી ગોધાને વચલા ચોગાનમાં છોડતાં તે બુલની ખરી ઝનુની જાત દેખાડી જે લડાયક દેખાવ કરે છે, તે જોઇ અમો પણ હેરત પામ્યા. ખરેજ તે માટે વીસમી સદીની નવાઇ કહી શકાય. બુલ-ફાઇટર તેને દોડાવીને છેક થાકવી નાંખ્યા પછી પ્રેસીડન્ટનાં હુકમને અનુસાર Pike-Dors અંદર ચોગાનમાં રમત ગમ્મતવાળી જગ્યા પર ઘોડાપર બેસી અણીયારા (દીલ કંપાવે એવા) ભાલા સાથે આવે છે, કે જે વેળા તુરતજ બુલ-ફાઇટરને, તે જગા છોડીને ચાલી જવું પડે છે અને Pike-Dors બુલ (ગોધા)ને છેડી ખુબ દોડાવી ભાલાઓ

ભોકીને લોહીલુહવાન કીધા પછી Pike-Dors અંદર ચાલ્યા જાય છે અને બુલ-ફાઇટર પાછો arena (ચોગાનમાં) દાખલ થાય છે. એટલું ઉપર મુજબનું કરીને પણ ન ધરાતાં, બુલ-ફાઇટર હાથમાં બે તીરો લઇને પાછો આવે છે અને હજી કાંઇક ગમ્મત મેળવવાની બાકી રહી હોય, તેમ ઉશકેરાયલા ગોધાને આઠથી દશ અણયાળાં જીવલેણ તીરોથી વધુ લોહીલુહવાણ કરી ઉપર મુજબનો ઘાટકી જીવલેણ પ્રયોગો બાપડા નિર્દોષ પ્રાણીપર અજમાવે છે. આથી ગોધો ખરેજ ઝનુની અને વેરસી બની જાય છે અને તેવો કમકમાટ ભરેલો દેખાવ જોતાં આપણને ધ્રુજરાં છુટે છે.

અમોએ અમારી અજાયબી વચ્ચે જે વધુ જોયું હતું, તે એ હતું કે બુલ-ફાઇટરની રમવાની વારી વેળાએ તે તેનાં એક હાથમાં તલવાર પકડવા ઉપરાંત બીજા હાથમાં લાલ કપડું પકડી ઘાયલ થયલા ગોધાને



**બુલને લાલ કપડાંથી ભડકાવે છે તેનો દેખાવ.**

ખૂબ ભડકાવે છે, જેથી તે બાપડું મુંગું ગરીબ પ્રાણી જીવ લઇને દોડવા માંડે છે. આ વખતે તુરતજ તેનાં સીનામાં યા તો શરીરનાં બીજા કોઇ-પણ ભાગમાં તીક્ષણ તલવાર યા તો બે શીંગડાઓની વચ્ચે અણીયાળા ખંજર જેવા જાડા ભાલા ભોકી દેવામાં આવતાં તે પ્રાણી તરફડીને પોતાનો અમુલ્ય પ્રાણ ખોય છે. એ દેખાવ અમો લોકોને તો ઘણોજ ઘાટકી દેખાયો. એ વેળા પોચા હૈયાવાળા શખ્સનું હ્રદય કંપી ઉઠે છે. આ સમયે



અણીયાળા જાડા ભાલા ભોકતો બુલ-ફાઇટર.

તમાશો જોવા બેઠેલા હજારો લેટીન દેશોનાં ધાટકી લોકો પેલી કહેતી મુજબ 'કાગડાની હાંસ અને દેડકીનો જીવ જાય,' તે પ્રમાણે હોંશથી ગમ્મત મેળવે છે અને વળી એથીએ ન ધરાતાં નાહકનાં ખોટા 'હુરરે'નાં પુકારો કરે છે. એવા જુઠા દેખાવ અને ઢોંગી બુમાટાથી પોતાની નામના વધારે છે. સ્પેનીશ પ્રજાની સુકીયાણી માન્યતા એ છે કે, બુલ-ફાઇટની એક શરત પ્રમાણે (ઉપર આકાશ અને નીચે ધરતી) એક થઇ જાય, તોયે પણ કોઇબી રીતે બુલ (ગોધા) નો તો જીવજ લેવો જોઇએ. ઉપર મુજબનું જીવલેણ કૃત્ય કર્યા બાદ એક માણસ ત્રણ ઘોડાઓ પોતાની સાથે લાવીને, મુવેલા બુલ (ગોધા) ને બરાબર બાંધીને, Arina (ચોગાન) માં ગોળ ચકરાવામાં ફેરવીને, લોકોને કહેવાતી ધાટકી ગમ્મત બતાવીને પોતાની આબરૂનું લીલાંઉ કરે છે! જ્યારે આપણાં જીવને કંપારી છુટે છે, ત્યારે બારસીલોના મધેનાં ઉપલા તમાશબીનો જાણે શું એક મોજમજાહ મળતી હોય, તેમ તે વેળાએ માંથાપરથી ટોપીઓ કાઢીને ફેંકે તો વળી કોઇક દોઢચતુર અકકલનાં બારદાનો એથી ઉલટું, શું એક મોજ મળતી હોય તેમ પોતાનાં રૂમાલો હર્ષનાદો વચ્ચે ઉરાડીને જાણે કે બુલ-ફાઇટર પોતે શું એક શુરાતન લડવઇઓ હોય તેમ કમ્મરમાંથી અકરીઅકરીને વાંકો વળી વળીને નમીને ઓડીયન્સને સલામ કરે છે. એ વેળા અમો જેવા ભારત

ભુમીવાસી ભાઇઓનું ખરેજ પાકીને પલેઠર થઇ જાય; એટલુંજ નહિં પણ વળી આપણો જીવ પણ કમકમે તે તો જુદો! કહેવામાં આવે છે કે સીઝન વેળાએ બુલ-ફાઇટરને ઘણી મોટી 'પ્રોફેશનલ ફી' આપવામાં આવે છે, જે નાંખી દેતાં રૂપીઆ દશ હજાર જેટલી થવા જાય છે. ઉપર મુજબની બુલ-ફાઇટરને જે 'પ્રોફેશનલ ફી' મળે છે, તેમાંથી રૂપીઆ ત્રણથી ચાર હજારની રકમ તે પોતાનાં મદદનીશોને આપે છે, જ્યારે બાકીની રકમ બુલ-ફાઇટર પોતે રાખે છે. ઉપલા કમકસાટ ભર્યા બનાવને જો આપણે કહીએ કે તે ખરેજ વીસમી સદીનો 'Cruel sport' છે, તો તેમાં મુદ્દલે ખોટું નથી. એ ઘાટકી sport ખેલાય તે વેળાએ કેટલીક પોચા હૈયાની સ્ત્રીઓ ધાસ્તીને લીધે બેશુદ્ધ વટીક થઇ જતી હતી.

બુલ-ફાઇટની રમતગમ્મતનો અખાડો બપોરનાં ત્રણ વાગાથી તે સાંજના પાંચ વાગા સુધીનો ખેલાયો હતો, જે અરસા દરમ્યાનમાં ત્રણ ચાર બુલ-ફાઇટો થઇ હતી. આપણે લખાણમાં ત્યાંના લોકોને ઘાટકી કહ્યા છે, તેનું કારણ જો એ લોકો ઉપલી ફાઇટને ઉત્તેજન ન આપે અને ટોળે ટોળાંમાં પૈસા ખર્ચીને એકઠાં ન થાય તો એ ઘાટકી રમત સદાને માટે બંધ પામે. અમો રાત્રે સ્પેનીશ ખેલ 'Cleopatra' (કલીઓપેટ્રા) જોવા ગયા અને પછી મોડી રાત્રે અમારા હોટલમાં મજકુર બુલ-ફાઇટનાં ઘાટકી sport નાં વીચાર સાથે નીંદ્રામાં પડયા.

## કરોડોના ખર્ચનું જંગી બારસીલોનાનું પ્રદર્શન.

બીજે દીને યાને તારીખ ૨૮ મીની અકટોબરની ખુશનુમાં સહવારે અમો બારસીલોના મધેનું પુર્ણ પસંદગી પામેલું પ્રદર્શન જોવા ગયા હતા. એ મહાન પ્રદર્શન ગઇ તારીખ ૧૯ મી મેના સને ઓગણીસો ઓગણત્રીસના વરસના દીનથી ત્યાંની ખાસ એકઝીબીશનની જગાપર બહાર ચોગાનમાં ગ્રેટ હોલ, કે જે મોટો કામચલાઉ નેશનલ પેલેસ જેવો બનાવવામાં આવ્યો હતો, ત્યાં ભરવામાં આવ્યું હતું, કે જ્યાં સ્પેનના તથા બીજા દેશોના મળીને લગભગ ત્રણ લાખ માણસોની એકઠી થયલી મોટી મેદની જોવામાં આવી હતી. પ્રદર્શનની જગાના મોટા હોલના નેશનલ પેલેસમાં પ્રાઇમ મીનીસ્ટર (વડો પ્રધાન) સીનોર ડ માઇગવેલ (પ્રાઇમ ડ રીવેરા) કે જે હાલ પરલોકવાસ પામ્યા છે; તેમનું વીદ્વતાભરેલું ભાષણ થયું હતું; જે ખતમ થયા બાદ તે વખતના નામદાર સ્પેનના

રાજા કે જેઓ હાલ જમાનાની ગીરદેશીના સબબે ત્યાંની રાજગાદીએથી તેઓને પદભ્રષ્ટ યાને ઉડાડી મેલવામાં આવ્યા છે, તેઓનું પણ ભાષણ થયા પછી વધુમાં તેઓએ નીચલા બોલોમાં પ્રદર્શન ખુલ્લું મુકવાની દબદબાભરી મોટી જાહેર ક્રીયા કરી હતી, જે એ કે The Barcelona Exhibition of 1929 is hereby inaugurated.

જે સ્થળે ઉપલું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, તે એકઝીબીશન પાર્કનું નામ 'મોન્ટીગવીયુશન પાર્ક' કરીને હતું, કે જેમાં દાખલ થવાનો મુખ્ય રસ્તો 'પ્લાઝા ડ એસપાના'પર આવ્યો હતો. રાત્રે જ્યારે ત્યાં વીજળીની લાઇટસ (ઇલ્યુમીનેશન્સ) થતી હતી તે વખતે તેનો દેખાવ આપણે ખરેજ બે ઘડી જોયા કરીએ એવો શુશોભીત અને રમણીય દીસતો હતો.

મજકુર એકઝીબીશનમાં ત્રણ પોસ્ટ અને ટેલીગ્રાફ ઓફીસો હોવા ઉપરાંત વળી વાયરલેસ ટેલીગ્રાફ સરવીસની પણ સારી સગવડ રાખવામાં આવી હતી, એટલુંજ નહીં પણ વીઝીટરો માટે વધુ સગવડ બેન્કીંગ અને ફોરેન એક્ષચેન્જની પણ રાખવામાં આવી હતી. ત્યાં જુદા જુદા કામચલાઉ ઓફીશીયલ પેલેસીસ પણ બનાવવામાં આવ્યા હતા. જેવા કે નેશનલ પેલેસ, કોમરશીયલ એન્ડ ટ્રાન્સપોર્ટ પેલેસ, એગ્રીકલચરલ પેલેસ, સીટી ઓફ ધી બારસીલોના પેલેસ, સ્ટેડીયમ, સ્પેનીશ વીલેજ એન્ડ રોયલ પેવેલીયન વીગેરે, વીગેરે. એ પ્રદર્શનમાં દુનીયાના નીચલા દેશોની હુન્નરમંદીના હરેક કીસમનાં નમુનાઓ પહેલ્લી પંકતીએ લોક-પ્રસંસા પામે એ અર્થે ત્યાં ગોઠવવામાં આવ્યા હતા, જેવા કે જરમની, ઓસ્ટ્રેલીયા, બેલજીયમ, ઇટલી, યુનાઇટેડ સ્ટેટસ, ગ્રેટબ્રીટન અને જાપાન વીગેરેના.

## હીંદી ભાઇઓના હાથના નમુનાઓ.

એ એકઝીબીશનમાં અમોએ આપણાં હીંદી ભાઇઓના હાથનાં હરેક કીસમની હુન્નરમંદીની કળાઓના નમુનાઓ જોઇ ઘણાજ વખાણ્યા હતા. આખા પ્રદર્શનમાં સૌથી મોટો પહેલ્લા નંબરનો નેશનલ પેલેસ ગણાતો હતો, કે જેનો એકંદર વીસ્તાર એકત્રીસ હજાર સ્કવેર મીટર્સનો હતો અને તેનાં મોટાં એસેમબ્લી રૂમમાં વીસ હજાર માણસો આસાનીથી બેસી શકે, તેવી હરેક પ્રકારની મનમાનતી સગવડ રાખવામાં આવી હતી.



બારસીલોનાના પ્રદર્શનમાંનો એક દેખાવ.
જ્યાં વચમાં એક મોટો ફુવારો અને તેની પાછળ
જુદા જુદા દેશોનાં કામચલાઉ પેવીલ્યનનો દેખાવ
આ ચિત્ર દેખાડે છે.

## પ્રખ્યાત બારસીલોનાનાં એકઝીબીશન બાબેની વધુ નોંધ.

એકઝીબીશનમાં લોકોનું મન રીઝાવવા અર્થે ખાસ રમતગમતનો વીભાગ પણ રાખવામાં આવ્યો હતો, જ્યાં સઘળું સ્પેનીશ સ્ટાઇલપર બાંધવાનું તેમજ ગોઠવવામાં આવ્યું હતું. તે એટલે સુધીનું કે ત્યાં એક બનાવટી સ્પેનીશ શહેરબી તેનાં સઘળા લત્તાઓ અને નામઠામ સાથે બનાવવામાં આવ્યા હતા. એ બનાવટી ગામડામાં એક ટાઉન હોલ પણ ઉભો કરવામાં આવ્યો હતો, કે જે જોવાને લોકોનાં ટોળેટોળાં ઉભરાઇ જતાં હતાં. એ ઉપરાંત રેસ્ટોરાં, મ્યુઝીક તથા ડેનસીંગની પણ પહેલ્યે નંબરની સગવડ સારી રવેશે રાખવામાં આવી હતી.

એમ કહેવામાં આવે છે કે એ મહાન પ્રદરશન પાછળ તેર કરોડ સ્પેનીશ પેઝેટાસ, કે જે સ્પેનનાં ચળણમાં સૌથી ઉંચો સીકકો ગણાય છે, તે આપણા હીંદુસ્તાની ચળણમાં આશરે રૂપીઆ પાંચ કરોડની અંદર તે વખતે થવા ગયો હતો, એવો તે મોટો બાદશાહી ખર્ચ થયો હતો. આખા એકઝીબીશનનો પાર્ક સાથેનો એરીયા (વીસ્તાર) અગીયાર લાખ તયાસી



**બાર્સીલોનાની મારકીટ તરફનો રસ્તો**
જેને આરકાંઓ અને ઇલેકટ્રીક લાઇટથી
શણગારેલો હંમેશાં રાખે છે, તે દેખાવ રાતના
બાગે પરસ્તાન જેવો લાગે છે.

હજાર સ્કવેર મીટરસનો હતો, કે જેમાં સઘળી નાની મોટી મળીને લગભગ બે લાખ કરતાં વધુની સંખ્યાના નાનાં મોટાં કામ ચલાઉ મકાનોનો સમાવેશ થયો હતો સાંજના સમએ અમો બાર્સીલોના શહેરની લટારે નીકળ્યા, જ્યાં ફરતા જુનું પુરાણું કેથેડ્રલ જોવા ઉપરાંત વધુમાં એ જોયું કે મહાન કોલમબસે અમેરીકા ખંડ શોધી કહાડયો હતો અને જ્યારે તે અમેરીકાથી બારસીલોના ફર્યો તે વખતે જ્યારે તેને મેહેલની સીડીઓપર સ્પેનના રાજાએ માનપત્ર તેમજ

આવકાર આપ્યો હતો, તે મેહેલની સીડીઓ પણ અમારા જોવામાં આવી હતી.

બારસીલોના શહેરની વસ્તી આશરે દશ લાખની અંકાય છે અને તે આખા સ્પેનની બે કરોડની એકંદર વસ્તીનું મોટું વેપારી બારૂં ગણાય છે. એનો સૌથી જાણીતો સ્કવેર નામે 'પ્લાઝ કેટેલુના' છે, જે બારસીલોનાના મધ્ય ભાગમાં આવ્યો છે, તે અમારા હોટલ કોલન કે જ્યાં અમે ઉતારો લીધો હતો તેની સામે દીસ્તો હતો. બીજો જાણીતો સૌથી મોટો ધોરી રસ્તો રામબલા કરીને છે, કે જે લગભગ પોણો માઇલ જેટલો લાંબો છે.

ધી રામબલા રસ્તો છેક બંદર આગળથી તે પલાઝા કેટેલુના સુધી લંબાય છે. મહાન નર કોલમબસનું સ્ટેચ્યુ (બાવળું) પ્યુરટા ડ લા પાઝ નામના રસ્તાપરનાં બંદર આગળ આવ્યું છે, કે જે પુતળું સાતસો સીત્તેર મીટર ઉંચું છે.

બારસીલોનાની આજુબાજુ સુંદર નાનકડા ઝાડોથી ભરચક ભરાયલી નાની મોટી સાઇઝની ટેકડીઓ આવેલી છે. ઉંચામાં ઉંચી ટેકડી સત્તરસો ફીટની છે. એ સ્પેનનું ઇનડસ્ત્રીયલ, કમરશીયલ અને મુખ્ય ઉદ્યોગીક વેપારી શહેર કહેવાય છે. સ્પેનીશ લોકો રોમન કેથોલીક ધર્મ પાળે છે. તેઓને ધર્મનું ઝનુન વધુ હોય છે. તેઓની ચામડીનો રંગ આબાદ પારસીની ચામડીના રંગરૂપ હોય તેવો દીસે છે. એ મુલ્ક મધેની સ્ત્રીઓને જો પારસી સાડી પહેડાવી હોય તો તેઓ આબાદ આપણી જરથોસ્તી બાઇઓનાં જેવીજ દીસે છે. ત્યાંની સ્પેનીશ ભાષા ફ્રેન્ચ ભાષાથી તદનજ નીરાળી છે, તે અમોએ અમારા ગાઇડ તરફથી તેમજ અનુભવપરથી જાણ્યું હતું. આ લખનારને સ્પેનમાં તેમજ કહો કે આખ્ખી મુસાફરી દરમ્યાનમાં સૌથી પહેલ્લો સવાલ એજ પુછવામાં આવ્યો હતો કે, 'તું જાતનો સ્પેનીશ વતની છે કે?'

## ફ્રન્ટીયરનું બીજું ગામ.

અમો તારીખ ત્રીસમી અકટોબરની સાંજે સાત વાગે બારસીલોનાથી ફ્રન્ટીયર પસાર કરી ફ્રાંસ મધેના ફ્રન્ટીયરપર શેરબેર ગામમાં આવી લાગ્યા, કે જ્યાં સામન તથા પાસપોર્ટ તપાસાયા બાદ રાતના અગીયાર વાગે સરહદ પરથી ઉપડી બીજે દીવસે યાને તારીખ એકત્રીસમી અકટોબરે મારસેલ્સ સહવારનાં સાત વાગે આવી પુગી ત્યાંના જાણીતા હોટલ નો-આઇ-ઇમાં ઠરીઠામ થયા. બપોરના ટાઇમે અમો ત્યાંના જાણીતા 'બાસો' રેસ્ટોરાંમાં જઇ લાગ્યા.

અને ફ્રાંસની વખણાયલી યાને સૌના મોહને રમી રહેલી વાણી નામે 'બુયઃ બાઝ' ખાઇ અમારૂં મન મનાવ્યું. જમ્યા બાદ અમો થોમસ કુક એન્ડ કંપનીની બસ એક્ષકરઝનપર નીકળવે માર્ગમાં અમોએ નોત્રે ડેમ ડ લા ગાર્ડ નામનું ચર્ચ કે જે મોટી ઉંચી ટેકડીપર આવ્યું છે અને જ્યાં ફ્યુનીક્યુલર રેલ્વે મારફતે ચહડીને જવાય છે, ત્યાં જઇ આખા માર-સેલ્સનો તેમજ ઇતીહાસમાં જાણીતો થયલો કીલ્લો નામે 'સાટો ડીફ' કે જે ફ્રીરોઇલ ટાપુપર આવ્યો છે તે પણ જોયો હતો.



**મારસેલ્સની બઝાર આગલની દુકાન જ્યાં જાત જાતની માછલીઓ વેચાય છે.**

મારસેલ્સ ફ્રાંસનું મુખ્ય બંદર છે, જેની વસ્તી આશરે આઠ લાખ ઉપરની ધારવામાં આવે છે. એ બંદરે દેશદેશની સ્ટીમરો આવજાવ કરે છે તેમજ ત્યાંથી ત્રેન મારફતે યુરોપનાં કોઇ પણ ભાગપર જવાય છે.

અમેરીકાનું ચીકાગો શહેર જેવી રીતે ચોરોનું લુંટફાટનું મુખ્ય ધામ કહેવાય છે, તે પ્રમાણે મારસેલ્સમાં પણ રાત્રે ફરવું હરવું એ ધાસ્તી ભર્યું છે એમ અમારા જાણવામાં આવ્યું હતું. પહેલ્લી નવે-બરે અમો સાડાદશના સુમારે મારસેલ્સથી ત્રેનમાં ઉપડયા અને તેજ દીવસે બપોરના સાડા ત્રણના સુમારે મોન્ટેકારલો મધ્યે જઇ પુગવે ત્યાંના મોન્ટેકારલો પેલેસ હોટલમાં દરીદાખ થયા.

## પ્રખ્યાત નીસ શહેરમાં પ્રવેશ.

હોટલમાં ફરાગત થયા બાદ પેલી કહેતી મુજબ 'ચલ ઘોડે અસ્વારરે' તે મીસાલ અમો ત્રણ સાથીઓ મોજમજાહ મેળવવા અર્થે આશરે પંદર વીસ માઇલનાં છેટાંએ પ્રખ્યાત નીસ નામનું સુંદર



**નીસ શહેરનો સુંદર કીનારો.**

શહેર આવ્યું છે, ત્યાં લટાર મારી અને ત્યાંના (Casina) કાસીનો જેટી પ્રોમેનેડમાં રાતનું ખાણું લીધું અને તે પછી અમારી ઉઠાંગીરી મોન્ટેકારલો ભણી થઇ અને ત્યાંનું કાસીનો નામનું જુગારખાનું જોવા જઇ લાગ્યા.

### જગજાહેર જુગારખાનું મોંટેકાર્લો.

હવે આપણે મોંટેકારલો મધેના દુન્યાના જાણીતાં જુગારખાના વીશે બે બોલ લખીએ, તો તે એકે એ જુગારખાનાને ટુંકમાં 'કાસીનો' કરીને કહેવામાં આવે છે, કે જેનો ફ્રેંચ ભાષામાં અર્થ 'નાની કલબ યા તો ધર્મશાળા' એવો થાય છે. એ જુગારખાનું મોંટેકારલો અને મોની-કોના ઇન્ડીપેન્ડન્ટ સ્ટેટના રાજકુંવરના હાથમાં છે અને એનો માલેક રાજકુંવર પોતે છે ત્યાં શરૂઆતમાંજ આપણી પાસપોર્ટ કાયદેસર જોવામાં આવે છે અને ત્યારપછી તે જુગારખાનામાં દાખલ થવાની ફી માત્ર નામનીજ દશ ફ્રેન્કસ યાને લગભગ રૂપીઓ એક (તે વેળાના exchange-rate પ્રમાણે) લેવામાં આવે છે. ફી



'કાસીનો' (જુગારખાનું) જે જમણા હાથપર નાકે નજરે પડે છે.



'કાસીનો'.ની ભવ્ય બીલ્ડીંગ અને તેને લગતો બાગ.
જુગારખાનામાં (Main Entrance) દાખલ
થવાનો મુખ્ય રસ્તો.

આપ્યા બાદ જો આપણે એ જુગારખાનામાં રમીયે યા નહીં રમીએ તોયે પણ ઉપલી ફી તો કાયદેસરનીજ બરહક ગણાય છે.

## મોન્ટીકારલોનું જુગારખાનું.

મોન્ટીકારલોનાં જુગારખાનામાં અંદર દાખલ થતાં કેટલાક ઓરડાઓ પસાર કર્યા બાદ એક મોટો હોલ આવે છે, તેની અંદર પાંચથી છ મોટી જુગારખાનાની ટેબલો મુકેલી હોય છે. એ ટેબલોપર બેથી ત્રણ મોટા સ્ટેટનાં ઓફીસરો સાથે સાથે બેસે છે, કે જેઓ રમનારાઓનાં નાણાં આપ લે કરવાના વહીવટમાં, રમતના કાયદા કાનુનોમાં તથા પાના તેમજ રોલેટ (કાંટાઓ) ફેરવવામાં કાળજીપુર્વક ધ્યાન રાખે છે. એ જુગાર-



'કાસીનો'ની બીલ્ડીંગનો રોણકદાર પાછલો દેખાવ.

ખાનાની રમતગમતને આપણે જો કોઇપણ પ્રકારની રમત યાતો ગમે તે કહીયે તોયે પણ આખર કરે ને નાણાં સાથેજ વહીવટ કરવાનો, એટલે ઓફીસરોને ઘણુંજ ચોકસાઇથી ધ્યાન આપવાની ફરજીયાત જરૂર પડે છે. એ જુગારખાનામાં છુપી પોલીસના ડીટેકટીવો વારંવાર જોવામાં આવે છે, તેથી કરીને બાપડા ખીસા કાતરૂઓથી એકપણ ડગલું આગળ વધી શકાતું નથી.

ત્યાં કાયદાકાનુનોની બેથી ત્રણ ભાષાની ચોપડીઓ રાખવામાં આવી છે, જેવી કે જરમન, ફ્રેંચ અને ઇંગ્લીશ. ઉપલું જુગારખાનું



**'કાસીનો'ની અંદરનો બાદશાહી હોલ, જે મધે જુગાર રમાય છે અને રોજની લાખોની ઉઠલપાઠલ થાય છે.**

સહવારનાં દશ વાગ્યાથી તે છેક મોડી રાતનાં બે વાગા સુધી તેના મોટા પાયાપર ચાલે છે.

## ત્યાં જુગારને બાદશાહી રમત ગણવામાં આવે છે!!

મોન્ટીકારલોનાં આખ્ખા સ્ટેટને કાસીનો યાને જુગારખાનાની કેટલી મોટી આવક થતી હશે, તેનો તમને કાંઇ ખ્યાલ આવે છે કે? એ જુગારખાનામાં મુખ્યત્વે કરીને બે રમતો રમાય છે, જેવી કે એકતો રોલેટ (કાંટા ફેરવવાની) તથા બીજી ત્રાનટ એ કારાનટ (પાનાનો જુગાર) કે જેનો લાભ મોટા પ્રમાણમાં લેવાય છે અને ત્યાંની પબ્લીક એ રમતને બાદશાહી રમત તરીકે પીછાણે છે. એ જુગારખાનાંની અમુક ટેબલોપર ચોકકસ સ્ટેકસ યાને ગણત્રીનાં (ફ્રેન્કસ) પઇસાનો જુગાર ચાલે છે અને તેથી કરીને વધારે એકસામટી રીતે રમી શકાય નહીં. કેટલીક ટેબલપર ઓછામાં ઓછો સ્ટેકસ (નસીબ અજમાવવાના) દશ ફ્રેન્કસ યાને લગભગ રૂપીઓ એક રાખવાનો કાયદો હોય છે, જ્યારે અમુક ટેબલપર તો ઓછામાં ઓછા ૪૦ ફ્રેન્કસ યાને આશરે રૂપીયા ચારનો જુગાર રમાય છે. આ તો આપણે ફક્ત જનરલ પબ્લીકની વાત જાણી. ત્યાંના બીજા ચોકકસ ઓરડાઓમાં તો ખાસ ૫૦ ફ્રેન્કસ યાને પાંચ બીજા રૂપીયા દાખલ




**મોન્ટીકારલોનાં જુગારખાનાની દરીયા તરફથી દેખાતી બાદશાહી બીલ્ડીંગ.**

મજકુર ચીત્રમાં જે દરીયો દેખાય છે, તેમાં હારેલા જુગારીઓ સઘળી દોલત ગુમાવવે પોતાનો કીંમતી જાન ગુમાવે છે.



**મોન્ટીકારલોનો બર્ડઝ આઇ વ્યુ.**

જમણા હાથપર દરીયો, વચમાં ત્રેફીકનો રસ્તો અને ડાબા હાથપર રેલ્વે લાઇન દેખાય છે.

થવાના આપવા પડે છે, જ્યાં ખરા ખેલાડીઓ માટે ખાસ એલાહેદી જગાઓ રાખવામાં આવેલી હોય છે, કે જ્યાં લાખો રૂપીયાની ઉઠલ-પાઠલ થાય છે.

## પ્રગણાઓમાં લટાર.

અમો તા૦ ૨ જી નવેંબરની સહવારે મોનટીકારલોથી નીકળી રસ્તામાં ઓગણત્રીસ કીલોમીટર દુર આવેલું જાણીતું નીસ શહેર હસીખુશીથી પસાર કરી આગળ ગ્રાસે ગ્રાન્ડ કોરનીસ ગોરઝ ડયુ–લુપ પોં–ડયુ–લુપ ગુરડોન કાન તથા એન્ટીબીસ લીગેરે નામના ફ્રાંસ મધ્યેના નાનાં મોટા હવા ખાવાના કસબાઓ મોટા પ્રમાણમાં જોઇ અમો હર્ષીત થયા. ઉપલી સઘળી જગ્યાઓ “ધી રીવીએરા”ના નામથી ઓળખાય છે, એટલુંજ નહીં પણ મારસેલ્સથી વેન્ટીમીગલીયા સુધી તે ફ્રેંચ રીવીએરના નામથી પણ ઓળખાવા ઉપરાંત જગજાણીતી છે. ત્યાંના આખા ભાગોમાં ફરીહરીને અમોએ ગમ્મત મેલવી. વેન્ટીમીગલીયાથી જીનોવા કે જે ઇટાલીયન રીવીએરા કહેવાય છે, તે બાજુએ પણ અમો ફર્યા. એ આખો રીવીએરા વીન્ટર રેઝોરટ યાને શીયાલામાં શોખીનોનું મોજમજાહનું મોટું ધામ કહેવાય છે, કે જે સીઝન નવેમ્બર માસથી તે મે માસ સુધીની રહે છે અને ત્યાં લોકોના ધાડાને ધાડા જાન્યુઆરી તથા ફેબ્રુઆરી માસમાં મોટા પ્રમાણમાં હવા ઘોરવાને ખાતર ઉતરી પડે છે, કારણ કે તે ખુશ હીંગામે ત્યાં કારનીવલ્સો, ફલાવર શોઝ તથા બીજા ઘણા જોવા લાયક દીલપઝીર મન બહેલાવનારાં ખેંચાણો થાય છે. મોંટીકારલોથી જીનોવા જવા બીજે દીને બપોરે અમારી ટોળી ટ્રેનમાં ઉપડી ઇટાલીયન ‘રીવીએરા’ પસાર કરી જીનોવાના સ્ટેશનપર ત્રણ કલાકમાં આવી પુગા. અમારો સામન સ્ટેશનપર રહેવા દઇ ત્યાંથી મોટરમાં બેસી જીનોવાનું કબ્રસ્તાન જોયું, જેને ત્યાં Campo-Santo કહે છે, ત્યાં મરેલાંઓની કબર ઉપર તેઓના ‘પ્રોફેશન’ મુજબ જાત જાતનાં પુતલાં મુકેલાં છે, જેથી જોનારને ખ્યાલ આવે કે આ કબરો પ્રોફેસરની મ્યુઝીશ્યનની તથા તેવાજ બીજા દેખાવો આપતાં પુતલાં મુકેલાં હોવાથી એક મ્યુઝયમ જેવો દેખાવ લાગે છે. જીનોવા જનારે જરૂર આ ‘સીમેત્રી’ની મુલાકાત લેવી, જેથી નવુંજ શીખવાનું મળશે. ત્યાંથી આગળ જતાં ઉંચામાં ઉંચી જગ્યા નામે ‘રીગી’ પર જઇ ત્યાંથી આખા જીનોવાનો ‘Bird's Eye View’ જોયા બાદ ફયુનીકયુલર રેલ્વેમાં બેસી નીચે આવ્યા.

ઉપલા જીનોવા શહેરની વસ્તી આશરે છ લાખ માણસની અંકાય છે અને તે એક મોટું ઇટાલીયન પોર્ટ કહેવાય છે. અમો રાતના ૧૨ વાગે જીનોવાના સ્ટેશનપર પાછા આવી સામન સાથે લઇ ત્રેનમાં રોમ જવા ઉપડયા. બીજે દીને યાને ૪ થી નવેમ્બરની સહવારના નવ વાગ્યાના સુમારે રોમ કે જે ઇટાલીનું મુખ્ય રાજધાનીનું મોટું શહેર ગણાય છે, ત્યાં આવી ઉભા. રોમની ઉડતી મુલાકાત લેવા અર્થે થોમસ કુકની સાઇટ સીઇંગ ટુર કરવા પીયાઝા એસીન્ડ્રો ખાતેની ઓફીસમાં અમો ઘટીત પુછપરછ કરવા ગયા. ફરતા હરતા અમો ધી પાનથીઓપર (Pantheon) ગયા, કે જ્યાં ઇટાલી દેશનાં મરહુમ રાજાઓની તથા જાણીતો આર્ટીસ્ટ રાફેલ થઇ ગયો છે, તેની તેમજ બીજા અનેક જાણીતા પુરૂશોની કબરો જોઇ હતી, કે જે જગ્યા લગભગ અઢારસો વરસો ઉપરની જુની છે. અસલનાં જમાનામાં એ હીધન ટેમપલનાં નામે ઓળખાતી હતી. ગઇ સાતમી સદીની શરૂઆતમાં પોપ બોનીફેઇસ ચોથાએ એમ્પરર ફોકાસ પાસે ગ્રાંટ મેળવ્યા બાદ તે કબરવાળી ઇમારત ધી વરજીન અને બીજા મારટીયર્સને (ડેડીકેટ) અર્પણ કરી હતી.

પાનથીઓપરની કબરવાળી ઇમારતમાં ઇટલીનો પહેલો રાજા વીકટર ઇમાન્યુઅલ બીજો તથા રાજા હમ્બર્ટ પહેલાને ત્યાં અંદર રોટનડામાં દાટવામાં આવ્યા હતા. એ કબરવાળી ઇમારત જોયા બાદ, અમો જાણીતા રસ્તા ધી પીયાઝા વેનીઝીયાપર જઇ લાગ્યા અને મરહુમ રાજા વીકટર એયુનયુલ બીજાનો જોવા લાયક મેમોરીયલ અને ત્યાંજ રાખેલી નહીં ઓળખવામાં આવેલા લડવૈયાની કબર જોયા બાદ ત્યાંથી આગળ પેલેટાઇન હીલ નામની જાણીતી જગા આવેલી છે, ત્યાં પણ ગયા કે જ્યાં અસલના ખંડયરો જેવા કે સીઝરનો મેહેલ, જાણીતો નીરો અને ટાઇબીરીયસનાં મકાનો તથા પુરાતન કાળની થોડી બંધાતી રહી ગયલી રોમુલુસના વખતની છસે બી. સી. ના વખતની દીવાલો જોઇ હતી. ઉપર મુજબનું સઘળું નિહાળ્યા બાદ રાજરાજેશ્રીઓની અમારી સ્વારી રોમન ફોરમ અને મારકેટપર જઇ લાગી, કે જે મારકેટ લગભગ બે હજાર વરસો ઉપરની જુનામાં જુની છે. હાલમાં તે બીસ્માર હાલતમાં સબડી રહી છે. જાણીતા નર ઓગેસ્ટસે ટેમ્પલ ઓફ જુલીયસ સીઝર જે બેંતાળીસ બી. સી. માં બંધાવેલું, તે પણ અમોએ ત્યાં જોયું. અમારી જાણમાં વધુ એમ પણ આવ્યું હતું કે જ્યાં એ

## સેંટ પીટરનું દેવળ

## દુન્યાની અજાયબી ગણાય છે.

મજકુર ચર્ચનો પોરટીકો છાસેઠ ફીટ ઉંચો હોવાથી તેની ઉપર જવા પછી એ દેવળના ભાગમાં દાખલ થવાય છે, કે જ્યાં શરૂઆતમાં દાખલ થવાનો એ હોલીડોર ધામીક બારણું જેને ઇટાલીયનો પોરટા સાન્ટા કરીને કહે છે તે આવે છે કે જે બારણું દર પચ્ચીસપચ્ચીસ વરસે નામદાર પોપના હાથે ક્રીયાઓ કીધા પછી ખાસ ઉઘાડવામાં આવે છે અને નહીં તો પછી તે પચ્ચીસ વરસ સુધી બંધ કરવામાં આવે છે. હવે આપણે નેવમાં દાખલ થયા કે જ્યાં અંદર મારબલ અને સોનેરી કામ જોતાં આંખે ચીતરી ચઢે છે અને આફ્રીનનાં ઉદગારો મ્હોડામાંથી બહાર પડે છે. માનસાઇ કદના સંગેમરમરનાં દેવતાઓના પુતળાંઓ પણ ત્યાં મુકવામાં આવ્યાં છે. ત્યાંનું મોઝેક પેન્ટીંગનું કામ ભીંતોપર ચીતરવામાં આવ્યું છે. ભીંતોપર ક્રીશ્ચિયન ધર્મની વાર્તાઓ લખી હોય તેવો ભાસ આવવા ઉપરાંત, સેન્ટસ (દેવતાઓ)ના ચિત્રામણો પણ ઘણાજ અચ્છા આકારમાં દીલપઝીર રીતે ચીતરવામાં આવ્યા છે, કે જે જોનારનું મન બે ઘડી હરી લે છે. ત્યાંનું હાઇ ઓલટર સેન્ટ પીટરની ટુંબ (ગુંબજની) ઉપર છે, જ્યાં આગળ પંચાણું બત્તીઓ વરસનાં ત્રણસે પાંસેઠ દીવસ રાત દીન એકસરખી રીતે બળતી રહે છે અને ત્યાં આવેલી કનફેશન (માફી માંગવાની જગ્યા) આગળ પોપ પાયસ છઠ્ઠાનું ઘુંટણ મંડીને પઢતું બાવળું મુકેલું આપણા જોવામાં આવે છે. નેવની જમણી બાજુ સેન્ટ પીટરનું કાંસાનું બાવલું સંગેમરમરનાં તખ્તપર બેસાડેલું છે, જે પુતળાંને ધામીક રોમન કેથોલીકો માનની ખાસ ઇધાણી ખાતર ચુંબન કરે છે, એટલું તે પુતળાંને તેઓ પવીત્ર ગણે છે. એ ઉપરાંત ત્યાં અંદર બીજા ઘણાં ચેપલ્સ અને મોન્યુમેંટસ છે. ત્યાંના વધુ જાણીતા થયલાં કવાર ચેપલમાં (choir chapel) રોજની બંદગીઓ થાય છે. એ દેવળમાં તેમજ તેની આસપાસની હરોલમાં સઘળા મળીને બીજા લગભગ ત્રણસે છનનું નાની મોટી સાઇઝનાં બાવળાંઓ તથા ત્રીસ બંદગી કરવાના ઓરડાઓ છે. એકસો એકવીસ લેમ્પસો અને એકસો પાંત્રીસ પોપની કબરો છે. મજકુર દેવળની બહારની લંબાઇ છસેં છત્રીસ ફીટ અને અંદરની છસેં પંદર ફીટની છે. નેવની ઉંચાઇ એકસો ત્રેપન ફીટ છે.

વંચલા ગુંબજનો (ડોમબનો) અંદરનો ઘેરાવો એકસો ઓગણચાલીસ ફીટ અને બહારનો ઘેરાવો એકસો છંતુ ફીટ છે. મજકુર ગુંબજની ઉંચાઇ પેવમેંટ (પગથીઆં) પરથી ગણતાં આશરે ચારસે ઉડતાળીસ ફીટ છે, કે જે આપણા મુંબઇ નગરીના રાજાબાઇ ટાવરની ઉપર બીજો આખો એક વધુ ટાવર ઉંચો બનાવ્યો હોય એવો ખ્યાલ આવે છે. એ દેવળ વ્હાઇટ સ્ટોન તેમજ મારબલનું બાંધેલું છે.

**ફેશનેબલ બઇરાંઓને ઇટાલીના દેવળમાં જવાની સખત મનાઇ.**

ઇટાલીમાં બઇરાંઓને માથાં ઢાંકયા વગર તેમજ ખુલ્લા હાથો અને ટુંકા ડ્રેસો સાથે તથા મરદોને એમલાહજાભર્યાં કપડાં પહેર્યાં હોય તો દેવળમાં અને વેટીકનના વીસ્તારમાં દાખલ કરવામાં આવતા નથી. દરેક મુસાફરે ઇટાલીમાં ફરતાં એ યાદ રાખવું ઘટે છે. જો કે સાધારણ રીતે બીજા મુલકોમાં એમલાહજાભર્યા કપડાં પહેરવાનો રીવાજ કદાચ હશે, પણ ઇટાલી કે જે કેથોલીક પ્રજાનો મોટો દેશ ગણાય છે, ત્યાં ઘણી સખતાઇથી ઉપલા હુકમો પાળવામાં આવે છે. એ દેવળમાંનું સઘળું પુરતી રીતે નીહાળ્યા બાદ ત્યાંથી નીકળી અમો ધી કાપુસીની દેવળ જોવા ગયા, કે જેમાં લગભગ તેરસો પાદરીઓની યાદ જળવાઇ રહે એ અર્થે જેવી રીતે મ્યુઝીયમમાં જોવાલાયક ચીજો મુકી રાખે છે, તે માફક તેઓનાં હાડકાંઓ ખાસ ગોઠવી રાખવામાં આવ્યાં છે.

**પોપનું રાજય.**

ઓગણીસે ઓગણત્રીસના સાલના ફેબ્રુવારી માસની તા૦ ૧૧ મીએ ધી વેટરન ત્રીટીના નામે ઓળખાતાં લખાન મુજબ જાણીતો ધી રોમન કવેસચન એ નામે ઓળખાતી ખટપટનો છેડો હમેશને માટે આવી ગયો છે, કે જેનું માન ખરૂં પુછો તો હાલના રાજા વીકટર એમેન્યુલ ત્રીજો તથા હાલના પોપ પાયસ અગીયારમો અને વડા વજીર (પ્રાઇમ મીનીસ્ટર) મુસોલીનીને ઘટે છે. એ કોલકરારની કલમ મુજબ નામદાર પોપને એક નાનાં સ્વતંત્ર રાજકરતા જેવો વેટીકન હદમાં હક મળ્યો છે. નામદાર પોપના હરેક પ્રકારના કામકાજ, રહેઠાણ તથા એમની રૈયતને ઇટાલીના કાયદાકાનુન સાથે હવે કાંઇપણ સનાનસુતક નથી. હવે નામદાર પોપ એક રાજકરતાની પેઠે પોતાનું નાનું લશકર ધરાવવા ઉપરાંત પારકા દેશના રાજદ્વારી નેતાઓને પોતાના રાજમાં બોલાવીને રાજદ્વારી બાબદસર તેઓનું અંગત મત વટીક પુછે છે, એટલુંજ નહિં પણ માનપાન પણ

આપીને પોતાની સર્વોપરી લાયકી પુરવાર કરે છે. હવે તો ત્યાં એટલો બધો સુધારો થયો છે કે પોપ પોતાની હદમાં પોતાના પોસ્ટેજ સ્ટેમ્પસ વાપરવાનો હોકમ પોતાની પ્રજાને ફરમાવે છે. એ માટે નામદાર પોપને ખરેજ ધન્યવાદ ઘટે છે. અમારી જાણવામાં વધુ એ આવ્યું હતું કે ઇટાલીયન સરકાર નામદાર પોપને ચોકકસ સાલીયાણું બજેટમાંથી આપે છે. ધી વેટીકન કે જે પોપ લોકોનું મુખ્ય રહેઠાણ કહેવાય છે તે એક નાનાં શહેર જેવું છે, કારણ કે એમાં મ્યુઝીયમો, આર્ટ ગેલેરીઓ, લાઇબ્રેરીઓ, ચેપલો, હુન્નરમંદીના તેમજ સાહીત્યના ખજાનાઓ વીગેરે જોવામાં આવે છે. તેનો એકંદર વીસ્તાર તેર એકરથી વધુ જગ્યા રોકે છે. એમાં દરેકે દરેક ધી રનેસાંસ વખતનાં આર્ટીસ્ટોનાં કામો જોવાની આપણને ઉમદા તક મળે છે. શરૂઆતમાં દરવાજાપર સ્વીસ ગાર્ડસ



**વેટીકન પેલેસમાં દાખલ થવાનો રસ્તો.**

ડાબા હાથપર દરવાજાપર બે સ્વીસ ગાર્ડસ ઉભેલા દેખાય છે.

(ચોકીબાનો) રંગીન કપડાંમાં સજ થયલા આપણા જોવામાં આવે છે. મજકુર વેટીકન પેલેસમાં તેરસો ઓરડાઓ અને વીસ્તારવાળાં મોટાં ચોગાનો છે, કે જેમાં સંખ્યાબંધ માણસોનાં ટોળેટોળાં ચાલુ જોવામાં આવે છે.

## ધી વેટીકન.

એ જોઇને આપણે ખરૂં પુછો તો લગભગ ચકભમ જોવા થઇ જઇએ, એવી અમારી એ રસમય અને પહેલ્લે નંબરની કાંઇક કહાણી છે. અંદરના ભાગમાં વેટીકન પીકચર ગેલેરી તેમજ રાફેલનું દીવાન-ખાનાનું પેન્ટીંગસ ચીતરવામાં આવેલું છે, જે આંખે ઉડીને વળગે તેવું રમણીય દીસે છે. એ ઉપ્રાંત મ્યુઝીયમ પણ જોવા લાયક તેમજ દીલપઝીર છે. અમો ત્યાં જનારા સેહેલાણીઓને ખાસ એલતેમાસ કરીએ છીએ કે તે જોવાને મુદ્દલ ચુકવું નહીં. રાજદ્વારી અને ધાર્મીક નજરે જોવા લાયક ત્યાં આવેલું ધી સીસ્ટાઇન ચેપલ છે, કે જે ચેપલ પોપ સીક્ષટસ ચોથાપરથી ખાસ ઓળખાય છે અને ચૌદસો તોંતેરની સાલમાં તે બંધાઇને તૈયાર થઇ ચુકયું હતું, કે જે ૧૩૩x૪૫ ફીટ છે. એનું ફ્રીસકોસનું કામકાજ જાણીતા પેન્ટર માયકલ અનજેલોએ કર્યું હતું. તે લોકપ્રીય નરતું 'ધી લાસ્ટ જજમેન્ટ' નામનું કામ દુન્યામાં આશકારા થયું છે. કહે છે કે મજકુર સીસટાઇન ચેપલની સીલીંગનું કામ પોપ જયુલીસ બીજાએ માઇકલ અનજલોને સોંપ્યું હતું, કે જે શખ્સે સને પંદરસો આઠમાં શરૂ કરી પંદરસો બારના સાલમાં તે પુરૂં કરી આપ્યું હતું. કહે છે કે એ બાપડા મજકુર પેન્ટરે આખો વખત માંથું હેઠળ રાખી અને આંખો બરાબર ઉંચે સીલીંગ તરફ રાખી ચીતર-કામ કર્યાં કર્યું હતું, તેથી એ બીચારાની આંખોપર બહુ માઠી અસર થવા પામી હતી.

## જગજાણીતું 'કોલીઝીયમ.'

જે દીવસે ઉપર મુજબની મોજ પુરતા પ્રમાણમાં ચાખી હતી, તે દીવસની બપોરે ફોરમની નજદીક આવેલું ધી કોલીઝીયમ જોવા ગયા, કે જયાં પોણો લાખ કરતાં વધુ માણસોને પુરાતન કાળનાં જમાનામાં બેસી શકે એવી હરેક પ્રકારની સગવડ અચ્છી રીતે રાખવામાં આવી હતી. હાલ એ ઇમારત અત્યંત બીસમાર હાલતમાં આવી છે. પહેલાં સનેના ઓંતેરના સાલના આગમજની એ ઇમારત છે, કે જેનો ઘેરાવો એક માઇલનાં ૧/૩ જેટલો છે અને એ છ એકર જગ્યા રોકે છે. એ ઇમારત પુરાતન કાળમાં એકસો સાઠ ફીટ ઉંચી અને ચાર મજલાવાલી હતી, દરેક માળે હુંસી આરકાંઓ ઘણી સારી આકૃતી (ડીઝાઇન) માં બનાવવામાં આવ્યાં હતાં. અસલના જમાનામાં ચોગાનમાં જયારે લડાઇ થતી હતી ત્યારે સૌથી



'કોલીઝીયમ' જ્યાં અસલ અખાડાઓ થતા હતા.

પહેલા ભાગમાં રાજવંશી કુટુંબો અને ગવરમેંટ ઓફીસરો બેસતા હતા. બીજામાં સેનેટર્સ યાને પારલામેંટનાં સભાસદો બેસતા હતા. ત્રીજામાં લશકરના વડાઓ તથા નાઇટસ બીરાજતા હતા અને ચોથા તથા સૌથી છેલ્લામાં રોમની પ્રજા બેસતી હતી. દરેક બેઠકની ઉપર રેશમી છત્ર તડકાની સામે રક્ષણ અર્થે કરવામાં આવતું હતું. એ કોલીઝીયમ રાજા વેશપેસીયને સને ઓંતેરના સાલમાં બાંધવાનું શરૂ કર્યું હતું અને એ મરહુમ રાજાના દીકરા ટાઇટસે સને ઍંસીમાં બંધાવીને તઇયાર કરાવ્યું હતું. કોલીઝીયમ બાંધનાર મશહુર એનજીનીયર ગોડેન્ટીયસ હતો, કે જેને પાછળથી વેશપેસીયન રાજાએ પોતાના રાજ અમલમાં મારી નંખાવ્યો હતો. એ ઇમારતનો આકાર ઇકલીપસ યાને ઇંડાની આકૃતીને આબાદ મળતો આવે તેવો મનહર દીસે છે. એ ઇમારતનું નામ તે બાજુએ આવેલા મોટા નીરોનાં બાવળાં 'કોલોઝસ ઓફ નીરો' કરીને છે, તેપરથી પડયું છે. એ સબબસર ઉપલું નામ પણ જગઆશકારા થયું છે.

વાઘ-વરૂ સાથે લડનારા બહાદુર પહેલવાનો.

'નીરો'નું ઘર નામે 'ગોલ્ડન હાઉસ' કરીને કહેવાય છે, ત્યાંજ કોલીઝીયમ બાંધવામાં આવ્યું છે. કોલીઝીયમમાં 'ગલેડીએટર્સ' કેદ પકડાયલા લડવઇયાઓ ફક્ત માણસો સાથે લડાઇના જંગમાં ઉતરતા હતા, એટલુંજ નહીં, પણ એમબી અમારા જાણવામાં આવ્યું હતું કે તેઓ

જંગલી સીંહ, વાઘ અને વરૂ જેવા વીક્રાળ ફાડી નાંખનારા પ્રાણીઓ સાથેની ઝુંબેશ કરતા હતા, કે જેમાં રોમની પ્રજા ભારે ઉત્સાહ તેમજ મોજ લેતી હતી. ચોગાનમાં ઘણા ક્રીશ્ચિયનોને રોમનો તે વખતે પેગેન્સ (ક્રીશ્ચિયન ધર્મ નહીં પાળનારા હોવાને લીધે મજકુર શખ્સોને ઉપલા ઝનુની અને ફાડી નાંખનારા જાનવરોની દયા ઉપર છોડવામાં આવતા હતા.)

## એક માઈલના વીસ્તારમાં સોળસો માણસો નાહી શકે એવો જંગી બાથ !

કોલીઝીયમ જોઇને આગળ જતાં અમો ટેમ્પલ ઓફ વીનસ, રોમ અને ત્રાયંફલ આર્ક ઓફ કોન્સ્ટનટાઇનનો ઓળખાતો મહેરાબ પસાર કર્યા બાદ બાથસ ઓફ કારાકાલાપર જઇને થોભ્યા. એ બાથસ (પબ્લીકની નાહવાની જગાઓ રાજા કારાકાલાએ સને બસોને બારના સાલમાં બાંધવાનું શરૂ કર્યું હતું, તેનો ઘેરાવો એક માઇલ જેટલો છે અને તેમાં સોળસો માણસો એક સામટી રીતે નાહી શકતા હતા, એવી મજકુર બાથસની પહેલ્લા નંબરની સગવડ કરવામાં આવી હતી. ત્યાંના ખંડયરોમાં હજીએ હોલ, કપડાં બદલવાના ઓરડાઓ, નાહયા પછી યાતો આગમજ કરવાની કસરતશાળાઓ, પાણી ગરમ અને ઠંડુ કરવાનાં ઓરડાઓ તેમજ બગીચાઓ વીગેરે અમારી નજરે પડયું હતું. એ ઉપરથી કહી શકાય કે એ રોમન બાથ કરીને જે બોલ બોલાય છે, તે બે હજાર વર્ષ પરના મજકુર રોમનોનાં ન્હાવાનાં રીવાજને અનુસાર પડયો હોય. એમ જોવામાં આવે છે. વધુ આગળ જતાં અમોએ કાટા કોમ્બસ ઓફ સ્ત્રીટ, કેલીક્ષ્ટસ જોયો હતો, કે જે તે અસલનાં જમાનાની જમીન હેઠળ બનાવેલી (સબટરેનીયન સીમેત્રી) યાને કબ્રસ્તાન કહેવાય છે. સઘળા મળી એવા અઠાવીસ કાટા કોમ્બસ રોમની આસપાસની હદમાં સમાયલા છે. ક્રીશ્ચિયન જમાનાની શરૂઆતમાં જે ક્રીશ્ચિયનો મરણ પામ્યા હતા, તેઓને પેગન્સો તરફથી બચાવવા જમીનમાં મોટી ખાહીઓ ખોદી એક એકની ઉપર ઢગલો કરીને તેઓની લાશો રાખી મુકવામાં આવતી હતી, તેનું કારણ એ કે જેથી કરીને બહારથી કાંઇ નજર નહીં આવે અને તેમનાં જીવતાં સગાંવહાલાંઓ તેમજ અંગત પોતાનાઓને હલાકી પુગે નહીં. ઇટાલી જતા સહેલાણીઓએ જરૂર મારબલનાં પુતળાંઓ એક યાદગારી તરીકે ખરીદયા વીના પાછું ફરવું નહીં. કારણ કે એ મુલકનાં મારબલનાં પુતળાં-

એ આપણા હીંદુસ્તાનમાં ચારગણી કીંમતે વેચાય છે. રેમની જાણીતી દુકાન નામે ગેલેરીયા રેમમાંથી મનપસંદ મારબલની ચીજો મળી શકે છે. હવે આપણે રેમને માટે બે બોલ લખીએ.

## રોમની વ્યાખ્યા.

રોમ નીચલા બે જાણીતા વાકયોપરથી ઓળખાય છે. (૧) સીટી ઓફ ધી સેવન હીલ્સ, (૨) ધી ઇટરનલ સીટી, કે જેમાં ઘણી વખતે મોનરકી અને ઘણી વખત તો રીપબલીક રાજનો પણ સમાવેશ થઇ ગયો હતો. એ રોમ શહેર આપણે લખી ગયા તે પેલેટાઇન હીલપર સને સાતસો ત્રેપનના બી. સી. માં રાજા સેમુલ્સે સ્થાપ્યું હતું. તે ટાઇબર નદીપર આવ્યું છે, પાછળથી પાંચસો દશ બી. સી. માં તે સ્વતંત્ર જાહેર થયું અને વળી ૩૧ બી. સી.માં રાજા સીઝર ઓગસ્ટસે નવું રાજતંત્ર સ્થાપ્યું. એ વખતનું રાજ્ય પાછળથી પુર્વ તથા પશ્ચિમનાં ભાગમાં વહેંચાઇ ગયું અને છેલ્લે રાજા રોમુલસ ઓગસ્ટસે સને ચારસો છોંતેરની સાલમાં તે ડીનેસ્ટી યાને વંશ પુરો થયો અને ત્યાર પછી સેંકડો વરસોના ગાળા પછી અનેક પ્રકારની ઉથલપાથલો થયા બાદ સતરસો અઠ્ઠાણુંના એ. ડી. ના સાલમાં ફ્રેંચોએ રોમને રીપબલીક જાહેર કર્યું અને અઢારસોના દશના સાલમાં "એમ્પાયર ઓફ ફ્રાન્સ"ની સાથે તેને જોડી દીધું. પાછળથી અઢારસો ચૌદમાં પોપ પાયસ સાતમાએ તે પાછું કબજે કર્યું અને ત્યારબાદ વરસો પછી સને અઢારસો સીત્તેરના સાલના સપ્ટેંબરમાં ઇટાલીયન સોલજરોએ એ પુરાતું રોમ પાછું કબજે કર્યું, ત્યારથી એ ઇટાલીની રાજધાનીનું શહેર ગણાતું રહ્યું છે. રોમ શહેરની હાલની વસ્તી નવ લાખની અંકાય છે. એમાં સઘળાં મળી નાના મોટાં એકંદર ચારસો દેવળો છે. રસ્તે રસ્તે જાતજાતનાં બાવળાંઓનાં આકારોનાં મોહડામાંથી પાણી વહેતા ફુવારાઓ જોવામાં આવે છે. એ એક પહેલ્લાં નંબરનું ધાર્મીક શહેર હોવાને લીધે રાતની વખતે ઘણું શાંત તથા ગંભીર માલુમ પડે છે. રાત્રે રોશનીની બાબદમાં પણ તે પછાત ગણાય છે.

## ઇટાલીની રાહરસમ.

ઇટાલીયન સ્ત્રીઓનાં ચેહેરા ઘણાં સુંદર તેમજ બે ઘડી જોયા કરીએ અને જીવતાં પુતળાં હોય તેવાજ મનહર દીસે છે. ઇટાલીયનોની સૌથી જાણીતી ડીશ યાને વાની 'મેક્રોની' કરીને છે, તે ખાવામાં અતી લેહજત-

પુર્વક ગણાય છે અને ત્યાંનું પબ્લીક તે હોંસથી ખાય છે. ઇટાલીમાં 'ફેસીસ્ટ મુવમેન્ટ' ચાલતી હોવાને લીધે આખ્ખો વખત રસ્તાપર સીપાઇઓ તલવાર સાથે દેખાવ દે છે, તેથી કોઇ નવાસવા આવનારાઓને એમ્જ જણાય કે એકાદ નવી લડાઇની તૈયારી થઇ ચુકી છે.'

## ગ્રીસ તરફની કુચ.

અમો રાતના સાડા દશે રોમથી નીકળી બીજે દીને આઠમી નવેંબરે બપોરે બારને સુમારે બ્રીનડીઝી બંદરે ગ્રીશ જવા માટે આવી લાગ્યા.

તારીખ ૮ મી નવેંબરે બ્રીનડીઝીનું હોટલ નામે ઇન્ટરનેશનલમાં બપોરનું ખાણું લીધા પછી લોઇડ ત્રીએસ્ટીનો એ નામની ઇટાલીયન કંપનીની સ્ટીમર 'સીમીરેમીસ'માં ગ્રીસની રાજધાનીનું શહેર એથન્સ જવા માટે ચાલુ મુક્યું. અમારી સ્ટીમર ઇટાલીયનોથી ભરપુર હતી. બીજે દીવસે યાને નવમી નવેંબરે મહાસાગર પસાર કર્યા પછી અમો કોરીન્થીએન કનાલમાં દાખલ થયા અને અમારી સ્ટીમરે બહુ ધીમે કદમે આગળ દરીયો કાપવા માંડયો. એ કોરીન્થીએન કનાલ સને અઢારસો એકયાસીના સાલમાં બાંધવાની શરૂ કરી હતી અને તે સને અઢારસો એકાતુની સાલમાં તૈયાર થઇને ખુલ્લીબી મુકાઇ હતી, કે જેની પાછળ એક કરોડ વીસ લાખ ડોલર્સ યાને લગભગ સાડાત્રણ કરોડ રૂપીઆનો બાદશાહી ખર્ચ થયો હતો. ઉપલી કનાલ આવેલી છે, તેની સામેના ભાગપર એક મોટો પુલ બાંધ્યો છે, કે જેપરથી ત્રેન અને રસ્તો ક્રોસ થાય છે. એ કનાલ સાડા ત્રણ માઇલ લાંબી છે. કનાલ પસાર કર્યા પછી તુરતજ અમને ગ્રીસની મેઇન લેંડ દેખાવા લાગી. અમો સાંજના પાંચના અમલે તો ગ્રીસના બંદર નામે પાયરીયસપર ઉતર્યા, કે જ્યાં પાસપોર્ટ અને સરસામાન વીગેરેનો બંદોબસ્ત કરી આશરે ત્રણેક માઇલને છેટે આવેલા એથન્સ મધે જઇ ત્યાંના હોટેલ નામે ગ્રાન્ડ બ્રીટેનીમાં ઉતારો લીધો અને રાત્રે પાંથીઓન નામનાં રેસ્ટોરાંમાં ખાણું લઇ, પ્રખ્યાત ગ્રીક નાટક (કે જે આપણા હીંદુસ્તાનમાં સીનસીનેરી ડ્રેસ તથા રાગરાગણીવાળા સંગીત સાથે ભજવાય છે) તેવોજ નાટક જોયો.

## ગુલામોનું બઝાર.

તારીખ ૧૦ મી નવેંબરે સહવારે અમારા ગાઇડ સાથ નીકળી ધી સ્ટેડીયમ સ્ત્રીટ અને યુનીવરસીટી સ્ત્રીટ પસાર કરી ત્યાંથી બેઝન્ટાઇનં

ચર્ચપર જઈ લાગ્યા, જે બાદ હરમીસ સ્ટ્રીટમાં દાખલ થયા. અને ત્યાંથી પુરાણી મારકેટ ઓફ સ્લેવઝ (ગુલામોનું બાઝાર) અને ટાવર ઓફ ધી વીન્ડઝ નજીક થોભ્યા. એ ટાવર અસલના જમાનામાં ગ્રીક લોકોનું વેધર બ્યુરો યાને વાયુશાસ્ત્રોનું મુખ્ય મથક ગણાતું હતું. એ મીનારો જાણીતાં એસ્ત્રોનોમર નામે એંડ્રોનીકસે સને ઇ. સ. ૩૫ માં બંધાવ્યો હતો, તેની દીવાલ ઉપર અસલના જમાનાનું સન ડાયલ જેપરથી વખતની ગણત્રી થતી હતી. એ ટાવર બેંતાળીસ ફીટ ઉંચો હોવા ઉપરાંત છવ્વીસ ફીટનો ઘેરાવો છે, એટલુંજ નહીં પણ આકારમાં પણ તે આઠ ભાગી સફેદ આકૃતીનો પથ્થરનો બાંધેલો દીસે છે. એની પાસે આવેલી સ્લેવ મારકેટ (ગુલામો વેચવાનું બઝાર) આવેલું છે, જે હાલમાં બીસમાર હાલતમાં છે. તેની ઉપર બાજુએ ભોંયમાં એક લાદી જડવામાં આવી છે, કે જેની ઉપર મશહુર રાજા હેડ્રીયનના જમાનાના વખતમાંના તેલ, મીઠું અને બીજી વપરાસને લગતી ઘરગતુ ચીજોના ભાવો લખેલા છે. ઉપલો મીનારો જોયા બાદ, ત્યાંથી આગળ જઈ કોલોનેડ ઑફ હેડરીયન જોયો અને તે પછી ટેમ્પલ ઓફ ગોડ થેસસપર ગયા, કે જે પુર્વે ચારસો એકવીસના જમાનાનો પુરાતન કાળનો હતો. તે એકસો ચાર ફીટ લાંબો હોવા ઉપરાંત પીસતાળીસ ફીટ પહોળો છે અને તેને ફરતા ગોળ થાંભલાઓ છે તથા પેનલ્સપર જાણીતા હરક્યુલીસ અને થેસસનાં જે બહાદુરીભર્યાં કામો કર્યાં હતાં, તે કોતરેલા દીસે છે. એ મંદીરના અંદરના ભાગમાં અસલનાં પથ્થરનાં મોન્યુમેન્ટસ મુકેલાં છે, તે જોઈ અમો નેશનલ મ્યુઝીયમપર ગયા.

## નેશનલ મ્યુઝીયમ—લગનમાં લોખંડની વીંટીની ભેટ.

મજકુર મ્યુઝીયમ તેને અઢારસો અને છયાસીની સાલથી તે અઢારસો અને નેવીયાસીની સાલ સુધીમાં લેંગ નામનાં ગ્રહસ્થે બંધાવ્યું હતું, તેમાં અસલની ગ્રીક એન્ટીકવીટીસ પુરાતન જમાનાની મુકી હતી. વચમાંના હોલમાં માઇસેનદીયનનાં જમાનાની ઇ. સ. પુર્વેના સને સોળસોના બી. સી. ની પુરાણી ચીજો મુકેલી છે, કે જે અસલવારેની ચીજો સ્કેહલીમેન નામનાં ગ્રહસ્થે સને અઢારસો સીત્તેરના સાલમાં માઇસીનલમાં શોધી હતી. તેથી એ ચીજો પુરાતન જમાનાની કહેવાય છે. ત્યાં અસલના જમાનાનાં ધાતુના

વાસણો તેમજ પ્યાલાઓ, લોખંડ તથા ધાતુઓનાં જરઝવેરાતો, હાડકાનાં બટનો, એલબેસ્ટરના દાબડાઓ, અસલના વખતનાં બાલ હોરવાના નીખીયાઓ તથા લોખંડની વીંટી વીગેરે અમોએ જોયું. અમારા સાંભળવામાં એમ આવ્યું છે કે, જ્યારે પુરાતન- કાળમાં સોનાની તથા ચાંદીની ખાણો જેવું કાંઇ જણાયું હતું નહીં, ત્યારે લોખંડની ખાણો વધુ પ્રમાણમાં માલમ પડતી હોવાના સબબે દરેક માણસો પછી તે અમીર કે ફકીર હોય તો તે પણ મોટાં માનઅકરામ સાથે અરસપરસ પરણતાં જોડાંઓને લોખંડનીજ વીંટી અર્પણ કરતા હતા.

એ મ્યુઝીયમમાં સંગેમરમરનાં દેવતાઓ જેવા કે હરમીસ અને આથેનાદેવી વીગેરેના હતાં, તે ઉપરાંત અસલનાં હથીઆરો તેમજ બીજી ઘણીક ચીજો જોઇ હતી અને ત્યાંથી સ્ટેડીયમ જોવા ગયા કે જે સ્ટેડીયમ પહાડ હીમેટસનાં ઢલાણવાળા ભાગમાં જાણીતા રાજદ્વારી લીકોરગસે આશરે ઇ. સ. પુર્વ ત્રણસો ત્રીસના બી. સી. માં બંધાવ્યું હતું અને ત્યારબાદ સને એકસો ચાલીસના એ. ડી. માં હીરોદસ એટીકસ નામના નરે તેમાં ઘટીટ સુધારો વધારો કરાવ્યો હતો, પણ મીડલ એજીસમાં ટર્કીશ લોકોએ સઘળું ભાંગી તોડી નાંખીને ત્યાં સફાચટ મેદાન કરી નાંખ્યું હતું.

## સ્ટેડીયમને રૂપીઆ ૨૪ લાખની બાદશાહી ભેટ !

અમો બપોરે હોટલમાં જમ્યા પછી સ્ટેડીયમ જોવા ગયા, કે જે સ્ટેડીયમ વરસના ગાળાઓ પાણીના રેલાની માફક વહી ગયા પછી લખોપતી ગ્રીક ગ્રહસ્થ નામે જ્યોર્જ એવરોફે ૮ લાખ ડોલર યાને લગભગ ૨૪ લાખ રૂપીયા ખર્ચીને અસલ ઢબે સને ૧૮૯૬ ના સાલમાં બાંધવાનું શરૂ કરવે સને ૧૯૦૬ ના સાલમાં બંધાઇને તૈયાર થયું, કે જે વરસમાં જાણીતી ઓલીમ્પીક રમતો ત્યાં થઇ હતી. એ સ્ટેડીયમના અંદરના ચોગાનમાં મશહુર નર હીરોદીસ એટીકસને દાટવામાં આવ્યો છે. ત્યાં દાખલ થતાં જમણા હાથપર જ્યોર્જ એવેરોફનું મોન્યુમેન્ટ છે. એ સ્ટેડીયમ ૬૭૦ ફીટ લાંબુ હોવા ઉપરાંત ૧૦૯ ફીટ પહોળું છે. એમાં સહેલાઇથી પચાસ હજાર માણસો સંગેમરમરની બેઠકોપર બેસી શકે છે. અસલ જાણીતી દોડવાની રેસ નામે મેરેથોન રેસ, કે જે પ્લેન આફ મેરેથોનથી શરૂ થઇ સ્ટેડીયમ આગળ પુરી થતી હતી, તેથી ઉપલું રેસનું નામ જાહેરમાં આવ્યું હતું. એ નીહાળવા બાદ ત્યાંથી

નીકળી અમો ટેમ્પલ ઓફ જુપીટર કે જેનું બીજું નામ ટેમ્પલ ઓફ ઝેસ કરીને છે, અને જે ઝેસ ગ્રીક લોકોનો મોટો દેવતા ગણાય છે, કે જેની ઉપરથી ઉપલું નામ પડયું છે, તે મંદીર જોયું. હાલમાં તે ઘણી બીસમાર હાલતમાં છે. અસલ એમાં ગોળ ફરતા સંગેમરમરના ૧૨૪ શુશોભીત થાંભલાઓ હતા, કે જે જમાનાની ગીરદેશી પછી હાલ ફકત ૧૫ ની સંખ્યામાં ભાંગાતુટા આકારમાં જોવામાં આવે છે. તે ૫૬ ફીટ ઉંચા અને ૫ ફીટના ઘેરાવાવાલા છે. એ થાંભલાંઓ સને ૫૩૦ ના બી. સી. માં બાંધવાના શરૂ થયા હતા. ૧૭૪ ના બી. સી. સુધી મજકુર ટેમ્પલપર ઇરાનીનાં ગ્રીસ ઉપર ચાલુ હુમલાઓ થવે એ કામ બંધાતું બોરંબે પડી ગયું હતું અને ત્યારપછી તે આખરે હેડ્રીયન નામના ગ્રીસ રૈયતનાં બાદશાહે સને ૧૩૦ નાં એ. ડી. માં એ મંદીરની પાછળ તે જમાનામાં ઘણા લાખ પાઉન્ડ ખર્ચીને તઇયાર કરાવ્યું, તેથી તેની કદર-સનાસીમાં ગ્રીસ લોકોએ એ મરહુમ બાદશાહનું બાવલું બનાવીને ઝેસ દેવતાની પાસે ખાસ ઉભું કર્યું હતું. ત્યાંથી અમો હેડ્રીયન આર્ક પસાર કરી એક્રોપોલીસ પર ગયા. એ એક્રોપોલીસ યાને ફોર્ટીફાઇડ સીટી (ફીલ્લેબંધ શહેર) એથન્સ શહેરની વચમાં આવ્યું છે અને તે એટીક પ્લેન આગળ છે. મજકુર એક્રોપોલીસ શહેરના કોઇપણ ભાગ ઉપરથી તે ઉંચી જગાએ આવવાથી જોઇ શકાય છે. એનો વીસ્તાર અઠાણું હજાર ચારસો સ્કવેર ફીટ છે અને પાંચસો ફીટ ઉપર દરીયાની સપાટીથી માલુમ પડે છે. દાખલ થતાં અંદર વીંગલેસ વીકટરી (Wingless Victory) નામનું ટેમ્પલ આવે છે, કે જે ચારસો ઓગણાયેંસી બી. સી. માં બંધાયલું હતું અને જે ગ્રીક લોકોએ ઇરાનીઓ ઉપર મેળવેલી જીતની ખુશાલી-ભરેલી યાદગીરી તરીકે બાંધ્યું હતું એમ કહેવાય છે. ત્યાં પ્રોપીલા નામનાં સંગેમરમરના સ્ટ્રકચર (બાંધણી) આગળ અમો જઇ લાગ્યા, કે જે ચારસો સાડત્રીસના સાલના બી. સી. માં બાંધવાનું શરૂ થયું હતું, તે પાછળ લગભગ એક કરોડ ગ્રીક નાણું નામે દ્રાકમાસ ખર્ચાયું હતું. એમાં એક વચલો મોટો હોલ અને આજુબાજુ પોર્ટીકોસ છે. ત્યાં આગળ પુરાણી પીકચર ગેલેરી હતી, કે જે પાછળથી ગવર્નમેંટ આફી-સમાં ફેરવી નાંખવામાં આવી હતી. વચમાં એક્રોપોલીસનાં ચોગાનમાં અસલનાં ખંડીયરો અને બાવળાંઓ વીગેરે વેરવીખેર હાલતમાં પડેલાં જોવામાં આવે છે, એટલુંજ નહીં પણ અસલની પેલેસગીયનના વખતની અસલી દીવાલો પણ માલમ પડે છે.

ત્યાં એક્રોપોલીસનાં ચોગાનમાં આવેલું પુરાતન કાળનું ધી પારથેનોન નામનું મંદીર કે જે જોવાજોગ છે તે પણ જોયું હતું. હાલ તે અત્યંત બીસમાર હાલતમાં છે. મજકુર મંદીર રાજા પેરીકલસના હુકમથી ચારસો આડત્રીસના બી. સી. માં બંધાઇ તૈયાર થયું હતું, જેમાં અસલ અઠાણું સંગેમરમરનાં થાંબલાઓ હોવા ઉપરાંત પચાસ માનસાઇ કદનાં મોટાં બાવળાંઓ ઉભાં રાખવામાં આવ્યાં હતાં, જેથી કરીને સદરહુ મંદીરની રચના તથા શોભાનો કાંઇ પાર રહયો ન હતો. એથેનાપલાસ નામનું એ મંદીર 'સરસ્વતી દેવીને' અર્પણ કરવામાં આવ્યું હતું. એ દેવીનું બાવલું બેંતાળીસ ફીટ ઉંચું હતું, જેની પહેલાં નંબરની કારીગરીની સાબીતી આપતું હતું.

એક્રોપોલીસનાં મથાળેથી આખા એથન્સ શહેરનો મનમોહક દેખાવ નજરે પડે છે, જે જોનારનું મન હરી લે તેવું છે. એક બાજુ દરીયાનો દેખાવ આકર્ષિત દીસે છે, જયારે બીજી બાજુપરથી વાંકીચુંકી આડીઆડકત્રી બે ટેકડીઓ ધ્યાન ખેંચનારી દીસે છે, એટલુંજ નહીં પણ વચમાં આવેલા હારબંધ જાહેર રસ્તાઓ નામે ધી સ્ટેડીયમ, યુનીવરસીટી, એકેડેમી અને હરમીસ સ્ટ્રીટસ, કે જેને ત્યાંની પબ્લીક ગાર્ડ ઓફ કોમર્સના નામે ઓળખે છે, તે પણ અમોએ સ્પષ્ટ આકારમાં જોયા હતા.

## ભેદી કેદખાનું અને સોક્રેટીસને સજા.

અમારા ગાઇડે અમને ત્યાંનું સોક્રેટીસ પ્રીઝન બતાવ્યું હતું, એ બાબે કહેવામાં આવે છે કે સોક્રેટીસને એક મહીનો એ કેદખાનામાં પુરવામાં આવ્યો હતો. એ સોક્રેટીસ પ્રથમ જોનારનું મન હરી લે એવા શોભાયમાન બાવળાંઓ બનાવતો હતો, પણ પાછળથી બાવળાં બનાવવાનો ધંધો છોડીને તેણે ઝનુની રાજદ્વારી ચળવળમાં ઝીંપલાવ્યું હતું. રાજદ્રોહી બાબદમાં દરેક જુવાનને સરકારની વિરૂદ્ધમાં ઉશ્કેરવાનું કામ તેણે જારી રાખ્યું અને આખરે એવી ચળવચમાં દીનપ્રતીદીન વધુને વધુ ભાગ લેવે અંતે તે બીચારાને લાંબા વખત સુધીનું બંદીખાનું સેહવવું પડયું હતું. પાછળથી એની તપાસ કોર્ટમાં જડજોની સન્મુખ ચાલી હતી, જેમાં એ બાપડો સરકારની વિરૂદ્ધનો સાહાઠ વધુમતીએ રાજદ્વારી ગુનેહગાર ઠર્યો હતો, જેથી એને મારી નાંખવાનું ફરમાન ના૦ જડજો તરફથી થયું હતું. તે ૪૬૯ બી. સી. માં જન્મી ૩૯૯ બી. સી. માં મરણ પામ્યો હતો.

ત્યાર બાદ પુરાણી નાટકશાળા નામે "થીએટર ઓફ બચુસ" જોઇ કે જેમાં અસલના જમાનામાં ૮ હજાર માણસો બેસી નાટક જોતા હતાં, પણ હાલમાં તે ઘણી ભાંગતુટ હાલતમાં (ખંડયર) જેવી દીસે છે. 'Armistice Day' ને દહાડે ૧૧ મી નવેંબરે અમો એથેન્સ મધેથી સાંજના ૭ વાગે ગાંસડા પોટલા બાંધી પાયરીયસ બંદરે જવા માટે સજ થયા અને 'સીટમાર લાઇન'ની ઇટાલીયન સ્ટીમર નામે સારડીનીયામાં રાતના અગીયાર વાગે દરીયો દોહવતા નીકળી કોનસ્ટેન્ટીનોપલ જવા માટે નીકલ્યા.

## એથેન્સનું વર્ણન.

હવે આપણે ગ્રીસના રાજધાનીનું શહેર જે એથેન્સ કહેવાય છે, તે બાબે બોલીએ, તો એથેન્સ શહેરની જહોજલાલીની તવારીખ આખા ગ્રીસની તવારીખને આબાદ મળતી છે. એથેન્સ કે જે, ગ્રીસની રાજધાનીનું એક મોટું દમામદાર શહેર કહેવાય છે, તે પુરાતન જમાનામાં જુદા જુદા સ્ટેટસનું બનેલું હતું અને તે વખતમાં ઉપલું શહેર એટીકા સ્ટેટની મુખ્ય રાજધાનીનું મોટું શહેર ગણાવા ઉપરાંત તે બે હજાર બી. સી. માં એટલે કે લગભગ ચાર હજાર વરસનું જુનામાં જુનું શહેર પેલાસગી નામના અમુક ચોકસ ટોળાએ સ્થાપ્યું હતું. એ શહેરે આપણા ઇરાન દેશ સાથની લડાઇઓ સાથે મુખ્ય ભાગ ભજવ્યો હતો. બેટલ ઓફ મેરેથોનની લડાઇ કે જે ચારસો નેવુંના બી. સી. માં જાહેર થઇ હતી, કે જે મહાન લડાઇ ગ્રીક અને ઇરાની પ્રજા વચે ચાલી હતી. તે પુરાતન જમાનામાં ગ્રીસ ઇરાની રાજયનો મુખ્ય ભાગ હતો. ઇરાનીઓ ઉપર ગ્રીક લોકો ચાલુ બળવો કર્યા જવે ઇરાનીઓને ગ્રીસ પર ચઢાઇ કરવી પડી હતી, પણ છેવટે ઇરાનીઓને શીકસ્ત મળી હતી. દશ વરસના ગાળા બાદ યાને ચારસે હેંસીના બી. સી. માં પંદર લાખ ઇરાનીઓનું જંગી લશકર અને ત્રણ હજાર લડાયક શુરવીરોનો મોટો કાફલો ક્ષેક્ષરસની સરદારી હેઠળ વળી પાછો એકવાર ગ્રીસ પર હુમલો કરવાને માટે લઇ જવામાં આવ્યો હતો. ગ્રીક લોકોએ સ્પાર્ટાની સરદારી હેઠળ ઇરાનીઓની વીરૂધમાં પાઠ ભજવવા લાગ્યા, એટલે કે, ઇરાનીઓને શીકસ્ત આપવાનું છટકું માંડયું. ગ્રીક કાફલા થેમીસ્ટુકલસની બાહેધરી હેઠળ હતો. બંને વચે મોટું યુદ્ધ ચાલ્યા પછી, ઇરાની કાફલો સલામીસ ટાપુ આગળ તદન હારી ગયો અને પછી છેવટે નાસભાગ કરવા લાગ્યા.

થોડા વર્ષોનાં ગાળા બાદ ચારસે અગણોતેરનાં બી. સી. માં Platæa (પલાટાઆ) આગળની લડાઇમાં વળી પાછા આપણા ઇરાની ભાઇઓ હારી ગયા અને તેઓએ એ હારથી એશીયા માઇનોરનો આખો મુલક ગુમાવ્યો અને ગ્રીકની રૈયતે તે દહાડેથી પોતાના મુલકને સ્વતંત્ર બનાવ્યો. વર્ષોના ગાળા પછી, એલેકઝાન્ડર ધી ગ્રેટે ત્રણસે ચોત્રીસના B. C. ના જમાનામાં વળી પાછો ઇરાની ભાઇઓ પર શું "કાળો કહેર" પડયો હશે કે, ગ્રીક રૈયતે ઇરાનપર ચહડાઇ કરી અને દારાયસને હરાવી, ઇરાની ભાઇઓને શીકસ્ત કર્યા. બાપડા દારાયસનો અમુલ્ય પ્રાણ પોતાનાજ લશકરી સીપાઇએ દગાફટકાનું છટકું માંડીને લીધો. બહાદુર દારાયસનું દગાફટકાથી મરણ નીપજ્યું, તે ખબર જ્યારે એલેકઝાન્ડરને પડી ત્યારે આંખમાંથી ભારે દીલગીરી સહિત આંસુઓ ટપકયાં હતાં, એવી નોંધ સરકારી ગાઇડમાં અમોએ વાંચી. દારાયસ રાજાનો જીવ લેનાર સીપાઇને પણ પેલી કહેતી મુજબ 'ખુનનો બદલો ફાંસી' એ મુજબ ફાંસીને લાકડે ચહડાવવામાં આવ્યો હતો. એલેકઝાન્ડરે પોતાના રાજ્ય અમલમાં પોતાનું રાજપાટ છેક આપણી હીંદુસ્તાનની સીંધુ નદી સુધી સ્થાપીત કર્યું હતું. એલેકઝાન્ડર ત્રણસે ત્રેવીસનાં બી. સી. માં બેબીલોનમાં મરણ પામ્યો હતો અને એના શબને એલેકઝાન્ડ્રા મધે દફનાવ્યું હતું. એલેકઝાન્ડ્રના મરણ બાદ ગ્રીક રાજપાટ વેરવીખેર હાલતમાં આવી પડયું હતું. રોમન્સો બસોનાં બી. સી. માં ગ્રીક રાજ્યોની નબળાઇનાં કારણસર દખલગીરી કરવા લાગ્યા, તે એટલે સુધી કે, સત્તાવીસનાં બી. સી. માં આખ્ખું ગ્રીસ મહાન રોમન એમ્પાયરનું એક પ્રાંત (Province) થઇ પડયું. વર્ષો સુધી ગ્રાક લોકો પોતાની સ્વતંત્રતા ખોહવા માટે, ચાલુ બળવો કરવા લાગ્યા, જેને રોમન્સો ચાલુ દબાવી દેતા હતા અને સેંકડો વર્ષો વહી ગયા બાદ, ગ્રીસ ટર્કીઓનાં હાથમાં સપડાયા અને ટર્કીઓએ લડાઇમાં ફત્તેહ મેળવી અને ગયા સને અઢારસે એકવીસના સાલ સુધી ટર્કીએ ગ્રીસની ઉપર રાજ્ય ચલાવ્યું અને ત્યાર પછી છેડાયલી ગ્રીક પ્રજા સ્વતંત્રતાની લડાઇ ટર્કી સામે છુટી છવાઇ શરૂ કરવા લાગી, કે જે સ્વતંત્રતાની લડાઇ 'Greek War of Independence' ના લાડકવાયા નામે ઓળખાય છે. અઢારસે બાવીસમાં ગ્રીકોએ મજકુર Acropolis કબજે કર્યું અને ઇંગ્લીશ અને બાજી યુરોપ્યન પ્રજાએ ગ્રીસ લશકરમાં વોલન્ટીયર તરીકે જોડાયા, કે જેમાં દુન્યાના મહાન જાણીતા ઇંગ્લીશ કવી Lord Byron એ પણ

છે, જ્યાં ઘણાંખરાં ગરીબ લોકો રહે છે અને તે સેરેગ્લીઓ પેલેસથી સામી બાજુએ છે). પેરા અને સ્ટમબુલને જોડનારો ગેલેટા બ્રીજ જે બોટોનો બનાવેલો છે, તેને અંગ્રેજીમાં પોન્ટુન બ્રીજ કહે છે. એ પુલ આખા બાલકન્સમાં જાણીતો હોવા ઉપરાંત ત્યાંથી હજારો માણસોની રોજની આવજાવ થતી રહે છે.



## 'સાંટા સોફાયા' મસજીદ.

અમો ગેલેટા પુલ પસાર કરી પહેલાં Santa (Sophia) સાંટા સોફાયા મોસ્ક નામની મસજીદ જોવા ગયા. એ ઇમારત અસલ ક્રીશ્ચીયનોનાં દેવળને નામે ઓળખાતી હતી, જેને 'કોન્સ્ટન્ટાઇન ધી ગ્રેટ' ત્રણસે છવીસના એ. ડી. માં બંધાવી હતી અને એનું નામ 'ચર્ચ ઓફ સેન્ટ સોફાયા (હોલી વીઝડમ)' હતું. પાછળથી રાજા જસ્ટીનીઆને નવેસરથી ઘણો મોટો ખરચ કરી એ દેવળને પાંચસે સાડત્રીસના એ. ડી. માં બંધાવ્યું હતું. પાછળથી એ મુલક ટર્કોને હાથ જવાના સબબે તેઓએ તે દેવળને ફેરવી નાંખીને મસજીદ બનાવી દીધી. એ મોસ્ક બસેં અગણોતેર ફીટ લાંબી અને બસેં તેંતાળીસ ફીટ પહોળી હોવા ઉપરાંત તેમાં એકસો છવીસ મારબલનાં થાંભલાઓ છે, કે જેમાંના આઠ થાંભલાઓ રોમ મધેનાં સન ટેમપલમાંથી ખાસ લાવવામાં આવ્યા હતા. એનો વચલો ગુંબજ એકસો પંચ્યાસી ફીટ ઉંચો અને એકસો સાત ફીટનો ઘેરાવો ધરાવે છે. એ ગુંબજની પુર્વે અને પશ્ચીમે બીજા બે નાનાં ગુંબજો

છે. તેઓની સાથની બાજુએ લાગેલા ચાર ઉંચા મીનારાઓ છે. ગુંબજ આગળનું સઘળું મોઝેઇક કામ કાઢી નાંખવામાં આવ્યું છે અને ઇમારતના બીજા ભાગ ઉપર પણ તેમજ કરવામાં આવ્યું છે. એક થાંભલાનું નામ 'વીપીંગ કોલમ' યાને 'આંસુ પાડતો થાંભલો' છે, કે જે થાંભલાના ખાડામાંથી પાણી ઝરક્યા કરે છે, કે જે એક માણસ પોતાની આંખમાંથી આંસુ ખેરવતો હોય તેજ માફકનો ખ્યાલ આપે છે. ત્યાં બે મોટાં સંગેમરમરનાં માટલાંઓ એક મોટા હોજ તરીકે વપરાય છે. રાજા મહમદ બીજાએ ચાદસો ને ત્રેપનના સાલના પહેલી જુનના શુક્રવારને દીને સૌથી પહેલ વહેલી નીમાઝ ત્યાં પઢવા બાદ ત્યાંની દીવાલપર પાંચ આંગલાં સાથનો પોતાનો છાપ પાડયો છે. ઉપલાં દેવળને મસજીદમાં ફેરવ્યા બાદ એમાં ચાર મીનારાઓ બાંધવામાં આવ્યા છે. તેથી એનો અસલી ધાટઘટમ બદલાઇ ગયો છે. અમો ત્યાંથી નીકળી બાંઝીલીકા સીસ્ટર્ન (ટાંકી) જોવા ગયા, કે જે અસલ રોમન્સોએ બાંધી હતી. એ ટાંકી તરફ જતાં જમીનથી નીચે ઉતરતાં પાણીનાં ટાંકાં તરફ જવાય છે. ત્યાં અંદર ઇલેકત્રીક લાઇટસ હોવાથી સઘળું સારી રવેશે જણાય છે. ચૌદસે વર્ષની વાતપર જમીનની હેઠળ તે બાંધવામાં આવી હતી. એક અન્ડરગ્રાઉન્ડ (જમીન હેઠળથી) પેસેજમાંથી પાણી આવજાવ કરે છે. એ પંદર ફીટ ઉંડી હોવા ઉપરાંત અંદર ત્રણસેં છત્રીસ થાંભલાઓ છે, કે જેથી એનાં છાપરાંને ટેકો મળે છે. કહે છે કે મજકુર શહેરમાં અસલ પાણીનાં ૧૯ ટાંકાં હતાં, કે જેમાંનું ઉપલું ટાંકું હજી વપરાસમાં છે. ત્યાંથી આગળ જતાં મીલીટરી મ્યુઝીયમપર અમારી સ્વારી નીકળી, જ્યાં ક્રુઝેડર્સના વખતના અસલના જમાનાનાં હથીયારો જોયા બાદ અમો ત્યાંથી મ્યુઝીયમ ઓફ એન્ટીકિવટીસ મધ્યે જઇ લાગ્યા, કે જ્યાં એલેકઝાન્ડર ધી ગ્રેટની સારકોફેગસ યાને ઘોરની પેટી હતી, તે જોઇ ત્યાંથી નીકળી હીપોડ્રોમ સ્કવેરપર ગયા. આગળ તે એક મેદાન હતું અને રમતગમતનાં અખાડા ત્યાં થતા હતા. પાછળથી મહમદ બીજાએ તે કાઢી નાંખવે તે જગ્યાપર હવે "કોલમ ઓફ થીઓડોસીયસ" છે, કે જે આગળ હેલીઓપોલીસે ઇજીપ્તમાં ઉભી કરાવી હતી. પાછળથી તે સ્ટમબુલમાં આરકેડીયસ રાજાએ ઉભી કરી હતી. પછી ત્યાં આવેલા "ધી સર્પેન્ટ કોલમ," કે જે ગ્રીક પ્રજાએ એપોલો દેવને પોતાની યાને ગ્રીસની ઇરાનીઓ ઉપરની જીતની ખુશાલીમાં ઉભી કરી હતી, તે રાજા કોન્સ્ટન્ટાઇન ડેલ્ફી શહેરથી મજકુર શહેરમાં લાવ્યો હતો. તે પણ જોઇ હતી.

## મોટી બ્લુ મોસ્ક.

ત્યારપછી બીલ્ટ કોલમ, (Built Column) કે જે સઘળી એક વખત કોપરપ્લેટસથી ભરેલી હતી તે જોયા બાદ, ત્યાંથી આગળ વધી સુલતાન આહમદ મસજીદ, કે જે મોસ્ક ઘણું ખરૂં બ્લુ રંગની હોવાના સબબે બ્લુ મોસ્ક (મસજીદ)નાં મજકુર નામે ઓળખાય છે, તે જોવા અમો જઈ લાગ્યા. તે સને સોળસો ચૌદની સાલમાં સુલતાન આહમદ પહેલાએ બંધાવેલી હતી અને એવું સમજવામાં આવ્યું છે કે એ બાદશાહ દર અઠવાડીયામાં એક વખત જાતે આવી કામદારોને ઉત્સાહ આપવા ખુદ પોતે પણ કામ કરતો હતો. આ દુનીયામાં એકજ મોટી બ્લુ મસજીદ છે, કે જેને ૭ મીનારાઓ છે. ફકત પવિત્ર મક્કા શહેરની તે મોસ્ક ઓફ ધી પ્રોફેટ સીવાય બીજે કોઈપણ ઠેકાણે મસજીદોને ૭ મીનારાઓ નથી. લોકોના ચાલુ અભાવને લીધે આહમદ સુલતાનને સાતમો મીનારો મક્કા શરીફની મસજીદને લોક લાગણીને તાબે થઈને લગાડવાની ખાસ ફરજયાત જરૂર પડી હતી, કે જેથી કરીને સ્ટમ્બુલ શહેરની મસજીદ તેના દરજ્જામાં મક્કા શરીફ શહેરની મસજીદ કરતાં કોઈક રીતે ઓછી લેખાય.

બ્લુ મોસ્કપરથી નીકળી અમો મોઝીક મોસ્ક જોવા ગયા, જે આગળ (Monastery) યાને ખ્રીસ્તી પાદરીઓનું રહેઠાણ હતું. આગળ જતાં ધી મોસ્ક ઓફ સુલેમાન ધી મેગ્નીફીશન્ટ જોવા અમો જઈ લાગ્યા, કે જે સને પંદરસો છપ્પનના સાલમાં જાણીતા ટર્કીશ સીનાન નામના કારીગરે બાંધેલી છે. એ બસે પચ્ચીસ ફીટ છે અને ગુંબજ ૮૬ ફીટ ઘેરાવામાં છે. ત્યાંથી પછી ગ્રાંડ બઝાર જોવા નીકલ્યા, કે જેનાં એક છાપરાં તળે લગભગ ૪૫૦૦ દુકાનો છે અને તેમાં દાખલ થવાના ૧૦૦ રસ્તાઓ છે. એ બઝાર સ્ટમ્બુલના વિભાગમાં આવેલું છે અને તે ઘણા એકરોની જગ્યા રોકવા ઉપરાંત ઘણી લાંબી અને સાંકડી ગલીઓથી ભરપુર છે. એ બઝાર સુલતાન બેયાઝીદ બીજાએ ઇ. સ. પંદરસોમાં બંધાવેલું હતુ. ત્યાંથી નીકળી અમો ગોલ્ડન હોર્ન જોવા ગયા. મજકુર ગોલ્ડન હોર્નનાં નામે ઓળખાતી જગ્યાએ બે નદીઓ એક ઠેકાણે આવીને મળે છે અને જો આપણે ઉપરથી એરોપ્લેનમાંથી જોઈએ તો મેંઢાનાં બે શીંગડાંઓની માફક તેનો આબાદ દેખાવ લાગે છે. એ ઉપરાંત ત્યાં ઘણાં મોટાં વહાણો વટીક આવે છે.



ટર્કીશ સ્ટીમર–જેમાં અમો ગેલેટા બ્રીજ આગળથી બેસી બોસફોરસ સ્ટ્રેટ ક્રોસ કરી સ્કુટારી ઉતર્યા હતા.

બીજે દીવસે યાને ૧૪ મી નવેંબરે કીનારે આવી નાની ટર્કીશ સ્ટીમરપર ગેલેટા બ્રીજ આગળથી બેસી સામે કીનારે સ્કુટારી, કે જે એશીયા ભાગની બાજુએ આવ્યું છે, ત્યાં બોસફોરસ સ્ટ્રેટમાંથી પસાર થઇ ગયા. કીનારે ઉતરી કારમાં બેસી સ્કુટારી ગામમાં ગયા. રસ્તામાં ઇંગ્લીશ કબ્રસ્તાન કે જે ક્રીમીયન વોરનાં વખતનું હતું, તે પસાર કર્યા પછી અમો એક ખુલ્લી જગ્યાપર આવી ઉભા, કે જ્યાંથી આખા કોન્સ્ટન્ટીનોપલ શહેરનો દેખાવ નજરે પડતો હતો. ત્યાંથી બોસફોરસ (Strait) એક નાકેથી બીજે નાકે સુધી દેખાય છે. એ સ્ટ્રેટ સાડીઓગણીસ માઇલ લાંબી છે અને વધુમાં વધુ બે માઇલ

પહોળી તથા ઓછામાં ઓછી અરધો માઇલ પહોળી છે. એના પાણી ઘણાં ઉંડા છે. ઉંડાઇ પાંસઠ ફેધમ્સ છે. મોટાં ભારી લડાયક વહાણો પણ એમાં આવી શકે છે. મજકુર બોસફોરસ શબ્દ ગ્રીક ભાષાનો છે, કે જેનો અર્થ ઓક્ષ–પેસેજ (Ox-passage) કરીને થાય છે. અમો ઉભેલા તે જગ્યાની એક બાજુ રશીયા સાઇડ તરફ બ્લેક સી અને બીજી ભણી ડાર્ડનલ્સ સ્ટ્રેટ અને ત્યાર બાદ સી ઓફ મારમોરા આવેલાં છે. બોસફોરસના કીનારાપર બાદશાહી મહેલો ઉપરાંત કીંમતી ઇમારતો જોવામાં આવે છે.

## સેરેગ્લીઓના મહેલમાં ઝવેરાતનો જંગી જથ્થો.

ત્યાર બાદ અમો સેરેગ્લીઓ પેલેસપર ગયા જ્યાંનાં મહેલનાં કમ્પાઉંડમાં ખજાનો છે કે જે ચાર મોટા ઓરડાઓની એક મોટી ઇમારત છે, જ્યાં જાણીતું પર્શીયન તખ્ત શાહ ઇસ્માઇલનું કે જે ટર્કીનો સુલતાન સલીમ પહેલો સને પંદરસો ચૌદના સાલમાં લઇ આવ્યો હતો, તે પણ અમે જોયું તેથી અમારી ખુશાલીનો પાર રહ્યો નહોતો. એ ઉપરાંત ત્યાં બીજા તાજ તેમજ જરઝવેરાત ઘણાં મોટાં પ્રમાણમાં છે. એ ખજાનામાં મોટા કદના લીલમના હીરા મોતી, માણેક, સોનાં, ચાંદી, ઝવેરાતનાં પાનાઓ મઢી લીધેલા જોવામાં આવવા ઉપરાંત, તાજ, તલવારો તથા બીજી હરેક પ્રકારની કીસમ કીસમની અમુલ્ય ચીજો અમારા જોવામાં આવી હતી, ત્યાંથી અમને મુદ્દલ ખસવાનું મન થતું નહોતું. ઉપલી સર્વે ચીજો નીહાલવાથી અમોને એવો ભાશ આવતો હતો કે અરેબીયન નાઇટ્સની જે વાર્તાઓ વાંચેલી તેની યાદ ખરા આકારમાં નજરે પડતી હતી. એ અમુલ્યવાન જરઝવેરાતો અમેરીકનોએ કરોડો રૂપીઆ આપીને લેવાની માંગણી કરી, પણ ટર્કીશ સરકારે તે વેચવા સાફ ના પાડી હતી, એમ અમે અમારા ગાઇડથી જાણ્યું હતું. એ ખજાનો દર અઠવાડીએ ફક્ત ગુરૂવારની બપોરનાં દોઢથી તે ચાર વાગા સુધી જાહેરમાં જોવા અર્થે ખાસ ખુલ્લો મેલવામાં આવે છે. ઉપલા ટાઇમે સઘળા સીપાઇઓ અને પ્રધાનોની ખાસ હાજરીમાંજ સઘળા ઓહ્દેદારો તે ઉઘાડે છે અને ચાર વાગ્યા પછી પાછો તે બરાબર સીલસાબ કરીને બંધ કરે છે. સારાં નસીબે એ દીવસે ગુરૂવાર હોવાથી અમો પણ જોવા જઇ લાગ્યા અને એ કીંમતી જરઝવેરાત જોઇ અમારી આંખો ઠેરવી. વેલાયતમાં ટાવર ઓફ લંડનમાં કોહીનુર હીરો તથા બીજું જરઝવેરાત વીગેરે જોવાનું મળે છે. પેરીસમાં થોડું ઘણું મળે છે, પણ

મજકુર જણાવેલા મેહેલના જરઝવેરાતને ઉપલા બે ભંડારો પુગી શકે એમ નથી. અમો સાંજના સ્ટીમરપર જઇ રાત્રે સાત વાગે કોન્સ્ટન્ટીનોપલથી ઉપડયા. એ શહેરમાં એક બે ઇન્ડયનોના કયુરીઓસના સ્ટોર્સ છે, કે જે ભાઇઓએ અમારી સારી રવેશે પરોણાગત કરી હતી, તે માટે અમો તેઓનાં આભારી છીએ.

## કોન્સ્ટન્ટીનોપલની થોડીક જાણવાજોગ હકીકત.

એ શેહેરનું અસલ નામ બેઝેનટીયમ કરીને હતું, કે જે બેઝાસ નામના શખસપરથી પડયું હતું. તે ઇ. સ. પુર્વે છસેં સતાવનમાં સ્થપાયા બાદ ત્યાં મોટું બેઝન્ટાઇન એમ્પાયર થયું હતું. સને ઇ. સ. પુર્વે પાંચસો પંદરના બી. સી. થી તે ઇ. સ. પુર્વે ચારસો ઇટોતેરના બી. સી. સુધી તે શેહેર ઇરાનીઓના હાથમાં હતું. પાછળથી રોમન શહેનશાહતના હાથમાં તે આવ્યું અને ત્યારબાદ બાદશાહ કોન્સ્ટન્ટાઇને ઇ. સ. ત્રણસે ત્રીસના એ. ડી. માં એ શેહેરને પોતાનાં નામ ઉપરથી કોન્સ્ટેન્ટીનોપલ કરીને આપ્યું. અસલ રાજકર્તાઓની જેમ પડતી થતી ગઇ તેમ તેમ એ શહેર ટર્કીશ પ્રજાએ ચૌદસે ત્રેપનના સાલમાં મે માસની તારીખ ઓગણત્રીસમીએ સુલતાન મહમદ બીજાના હાથ હેઠળ કબજે કર્યું. એ શેહેર આગળ ટર્કીશ રાજધાનીનું હતું. યુરોપ્યન અને એશીયાટીક કોસ્ટાને લાગેલું નાની સાત ટેકડી સાથનું તે શેહેર છે. તેઓ હઝરત મહમદ પયગમ્બરના ધર્મને માનનારા છે. હાલનું ટર્કી રીપબ્લીક થયું છે અને એનો પહેલો પ્રમુખ નામદાર મુસ્તફા કમાલપાસા છે, કે જે લોકોમાં ઘણો લોકપ્રીય અને ટર્કીશ રૈયતની કીર્તી વધારનારો થઇ પડયો છે. બીજા યુરોપ્યન સ્ટેટસની હરોલમાં આવવાને માટે યુરોપ્યન સ્ટાઇલનાં કપડાં પહેરવાં પડે છે, પછી પહેરનાર ગમે તો ઘોડાવાળો યા પાંઉવાળો હોય તોપણ ફરજ્યાત તેણે એ સ્ટાઇલનોજ ડ્રેસ પહેરવો, એવું એ પ્રમુખનું ફરમાન છે, કે જેથી ત્યાંની રૈયત પોતાની બાખુશીથી ઉપર મુજબનો ડ્રેસ સજે છે. ટર્કીમાં સ્ત્રીઓ પણ યુરોપ્યન બાનુંઓના ડ્રેસ જેવાંજ 'ગાઉન' પહેરે છે. ત્યાં બુરખો પહેરવાની સખ્ત મનાઇ કરવામાં આવી છે. સાડીઓ તથા મોટા પહાણી લેંગાઓ તેમજ લાલ મહોમેદન ગુંડાવાળી ટોપીઓ પહેરેલી ત્યાં હવે મુદલજ માલમ પડતી નથી. દાઢી રાખવાનો અસલ રીવાજ પણ સમુલગો મોટા પ્રમાણમાં નીકળી ગયો છે. ભાષા પણ ફારસી અક્ષરોમાં લખાતી નથી, પણ ટર્કીશ ભાષા કે જે પર્શીયનથી જુદીજ છે, તે લેટીન અક્ષરોમાં લખાય છે. દાખલા તરીકે 'માહતાબ' બોલ ટર્કીશ ભાષામાં

લખવો હોય તો, તેઓ 'Mahtab' કરીને લખે છે. ટર્કી લોકો દેખાવમાં ઘણાં દેખાવલાં છે અને મોટે ભાગે સોમાંથી નેવું ટકા લીલા ફીરમજી (માંજરા) ડોળાવાળા હોય છે. સઘળી બાજુ યુરોપ્યન સ્ટાઇલમાં મ્યુઝીક તેમજ ડાન્સ થાય છે. એ શેહેર પુર્વેનાં શેહેર જેવું હવે જરાએ લાગતું નથી. હવે પછી રીપબ્લીક થયા પછી એની રાજધાની યુરોપમાંથી એશીયામાં ખસેડવામાં આવી છે, કે જે રાજધાનીના શેહેરનું નામ (Angora) એનગોરા કરી છે, કે જે શેહેરની હાલત દીન પ્રતીદીન આગળ વધતીજ જાય છે.

## ટર્કીથી અમારી ઉઠાંગરી.

અમો ૧૪ મી નવેંબરની સાંજે સાત વાગે કોનસ્ટેન્ટીનોપલથી ઉપડી તારીખ સોળમીએ સહવારે અગીયાર વાગે રોહડસ આયલંડપર આવી લાગ્યા. અસલ એ ટર્કીશ ટાપુ હતો. ઓગણીસો બારની બાલકન લડાઇ પછી તે ઇટાલીયનોના હાથમાં આવ્યો છે. મોટરમાં બેસી ટાપુની આસપાસની ચાલીસ માઇલની મંજલે ફરી મ્યુઝીયમ તથા યાહુદી પ્રજાનું સીનેગોગ (દેવળ) વગેરે જોયું. અમારી સ્ટીમર રાત્રે સાત વાગતે ઉપડી અને પછી વળતે દીને યાને અઢારમી નવેંબરની સહવારે સાત કલાકે મર્સીના બંદરે અમો આવી લાગ્યા, કે જે ટર્કીશ બંદર કહેવાય છે. મર્સીના એશીયા માઇનોરનું મોટું બંદર છે અને એનેટોલીયા કોસ્ટા ઉપરનું વેપારનું મોટું બારૂં છે. એ બંદરનો મોટો એક્સપોર્ટ બીઝનેસ રૂ, ઉન અને સીરીયલસ (કઠોર) વીગેરેનો છે. અમો એ બંદરે હતા, ત્યારે ૧૫૦૦ રૂની ગાંસડી અમારી સ્ટીમરપર લેવામાં આવી હતી બપોરે બે વાગે બોટમાં બેસી કીનારે ઉતરી ગામમાં ફર્યા પછી મોટર કરી પાંચ માઇલ દુર આવેલાં ત્રણ હજાર વરસોનાં જુનાં શેહેર નામે 'પોમ્પીયા પોલીસ' જવા અમે જઇ લાગ્યા. એ શેહેર હાલ તદનજ બીસ્માર હાલતમાં અને વસ્તી વગરનું ઉજ્જડ વેરાન જેવું લાગે છે. અસલના થોડા ઇમારતના થાંભલાઓ રહી ગયેલા દીસે છે. રાત્રે સાડાઆઠ વાગે અમારી સ્ટીમરે લંગર ઉંચક્યું. વળતે દીને યાને ૧૯ મી નવેંબરે એલેક્ઝાન્ડર્યા અમો આવી લાગ્યા. એ બંદર સીરીયામાં છે, કે જે ફ્રેંચ ગવર્નમેંટના મેનડેટ (mandate) હેઠળનું છે.

એલેક્ઝાન્ડરેટા એ એક ફ્રેંચ સીરીયાનું બારૂં છે અને તે ગલ્ફ ઓફ એલેક્ઝાન્ડરેટાના શરૂઆતના દાખલ થવાના ભાગમાં આવ્યું છે

અને તે મેડીટરેનીયનના દરયાના એક છેડાપર આવ્યું છે. આ શેહેર એલેકઝાન્ડર ધી ગ્રેટે સ્થાપ્યું હતું, કે જ્યારે એલેકઝાન્ડરે ઇસસમાં ઇરાનના શહેનશાહ દારાયસની ઉપર ૩૩૩ બી. સી. માં જીત મેળવી હતી, તેની ખુશાલીમાં એ સ્થાપ્યું હતું. એ શેહેરને એલેકઝાન્ડ્રેટા કહેવામાં આવ્યું, તેનું કારણ એ કે, એલેકઝાન્ડ્રીયા શેહેર જે એણે ઇજીપ્ટમાં પણ સ્થાપ્યું હતું તેનાથી નાનું ગણાવા માટે ઉપલું નામ આપ્યું હતું. એ શેહેર ઘણુંજ સુખશાંતીભરેલું છે અને એની વસ્તી પાંચ હજારની ગણાય છે. ત્યાં એક સીમેંટ (છોય) ની ફેક્ટરી આવી છે. કહે છે કે સેંટપીટર અને સેંટપોલ સૌથી પહેલાં ક્રીશ્ચિયન પંથનો ફેલાવો કરવા ત્યાં આવ્યા હતા.



સીરીયન ઓફીસરોનો પેહેરવેશ.

સીરીયન ઓફીસરે કીનારે આવી અમારી પાસપોર્ટ તપાસી અને પછી અમોને ગામમાં જવા દીધા. ગામમાં ફરી સાંજે ચાર વાગે પાછા સ્ટીમરપર આવી સાડાપાંચ વાગે ઉપડયા. ૨૦ મી નવેંબરની સહવારે સાતને અમલે અમો ત્રીપોલી બંદરે આવી બોટમાં બેસી કીનારે આવ્યા, જે પછી કસ્ટમ એકઝામીનેશન થયા બાદ મોટરમાં બેરૂટ જવા નીકળ્યા, જ્યાં બપોરે સાડાબાર વાગતે પુગ્યા. બેરૂટ શેહેરની વસ્તી દોઢ લાખની ગણાય છે. એ બાદ ત્યાંથી બપોરે બે વાગતે નીકળી સાંજે પાંચ વાગતે એકસો નવ કીલોમીટર દુર આવેલાં દેમાસ્કસ શેહેર મધ્યે આવી ત્યાંનાં ગ્રાન્ડ હોટલ વિકટોરીયા મધ્યે ઉતારો લીધો. એ શેહેરની વસ્તી પાંચ લાખની ગણાય છે અને તે એક જુનામાં જુનું દુનયાનું વસ્તીવાળું શહેર કહેવાય છે. એમ તો આપણે ઉપર જણાવ્યા મુજબ 'પોમ્પીઆ-પોલીસ' તેમજ ઇરાનનું પર્સીપોલીસ વીગેરે બીજા ઘણાં જુનાં શેહેરો છે, પણ તે હાલ તદ્દન વેરાન થઇ પડયાં છે.

## પાયેરીયસ (ગ્રીસ) થી બેરૂટ.

પાયેરીયસથી કોન્સ્ટેન્ટીનોપલથી રોહડસ ટાપુ ૪૨૪ માઇલ, રોહડસ ટાપુથી મરસીના ૩૩૨ માઇલ, મરસીનાથી એલેકઝાન્ડ્રેટા આગણાહેંસી માઇલ, એલેકઝાન્ડ્રેટાથી ત્રીપોલી ૧૪૮ માઇલ અને ત્રીપોલીથી બેરૂટ ૪૨ માઇલ, એટલે એકંદર પાયેરીયસથી બેરૂટ ૧૩૮૩ માઇલની દરીયાઇ



ઓમાયદ મોસ્ક, દમાસ્કસ.

મુસાફરી અમોએ કરી હતી, જેમાંની છેલ્લી ત્રીપોલીથી બેરૂટ જમીન માર્ગે ફરતા મોટરમાં ગયા હતા.

૨૧ મી નવેંબરની સહવારે અમો દમાસ્કસમાં ફરવા ગયા, કે જ્યાં ઓમાયદ મોસ્ક જોઇ, કે જેનો અસલ અર્ધો ભાગ મોસ્ક અને બીજા અર્ધો ભાગમાં ક્રીશ્ચીયન દેવળ હતું. પંચોતેર વર્ષની ઉપર મુસ્લીમ ભાઇઓએ ચર્ચને મોસ્ક બનાવી દીધી હતી અને તે મકાન હાલમાં આખી મોસ્ક તરીકે વપરાય છે. ત્યાં નજદીકમાં આવેલી સલ્લાઉદ્દીનની ઘોર જોયા પછી અમો હાઉસ ઓફ આનૈ (Annais) જોવા ગયા, કે જ્યાં સેંટપોલે, આનૈ નામના આંધળાને પોતાની શકતીથી આંખે દેખતો કર્યો હતો, ત્યાં હાલ નાનું ચર્ચ ઉભું કર્યું છે, ત્યાંથી જુનાં શેહેરની દીવાલો જોઇ, તેની નજીક વીન્ડો ઓફ સેંટપોલ છે, કે જ્યાંથી સેંટપોલની જ્યારે યાહુદી લોકોએ પુઠ પકડી હતી અને જ્યારે તેમને મારી નાંખવા પછવાડે લાગ્યા, ત્યારે તેઓ ટોપલીમાં બેસી દોરડાંએ ટોપલી નીચે ઉતારી ત્યાંથી નાસી ગયા હતા, તે પણ અમે જોયું. ત્યાંથી આગળ વધી આરબ મ્યુઝીયમની મુલાકાત લીધી. ત્યારબાદ 'મોસ્ક ઓફ સુલેમાન ધી મેગનીફીશન્ટ' જોઇ, પછી આઝામ મહેલ તરફ હેરીયું લીધું, કે જે મહેલનો થોડો ભાગ સને ઓગણીસો છવ્વીસના સાલમાં બળવાખોરોએ બાળીને ભસ્મ કીધો હતો.

## દમાસ્કસમાં ડોકીયું અને જેરૂસલેમની સફર.

તે નીહાળવા બાદ અમો ત્યાંથી જરા ઉંચી જગ્યાએ જઇ દમાસ્કસ શેહેરનો રળીયામણો દેખાવ જોયો. એ શેહેરનું લાકડકામ તેમજ બ્રાસ વર્ક વીગેરે ઘણું વખણાય છે.

તારીખ ૨૨ મી નવેંબરે સહવારે સાત વાગે મોટરમાં દમાસ્કસથી નીકળી જેરૂસલેમ, કે જે પેલેસ્ટાઇન મધ્યે આવ્યું છે ત્યાં જવા અર્થે અમારી ત્રગડી નીકળી. દમાસ્કસથી જેરૂસલેમનો છેટો આશરે બસેં માઇલનો અડસટવામાં આવે છે. ત્યારબાદ આશરે નવને સુમારે અમારી સ્વારી-સીરીયાની હદપર જઇ લાગી, કે જ્યાં અમારી પાસપોર્ટ પર સહી શાખ થયા બાદ અમો જોર્ડન નદી કે જે પેલેસ્ટાઇન શહેરની હદમાંથી શરૂ થાય છે, ત્યાં જઇ પુગ્યા. બ્રીટીશ સત્તાધીકારીઓએ પાસપોર્ટ અને કસ્ટમ તપાસ્યા બાદ વધુ રસ્તા કાપતાં અમો 'સી ઓફ ગેલેલી' કે

દેખાય છે. ત્યાં આવેલાં કેપરનોમ ગામમાં કે જ્યાં યાહુદી લોકોનું એક સીનેગોગ (મંદીર) છે, ત્યાં એક યાહુદીની છોકરીને માનવંત સાહેબ જીસસ પયગમ્બરે મરણતોલ હાલતમાં હતી તેને સાજી કરી હતી, તે માટે એક અમર યાદ સદાની જળવાઇ રહે એ અર્થે ઉપલું મંદીર બંધાવ્યું હતું, કે જે બીજી સદીમાં ધરતીકંપ થવાથી જમીનદોસ્ત થઇ ગયું છે. એજ જગાએ ફ્રાનસીસ્કન પાદરીઓનાં ઘરો આવેલાં છે, કે જેઓ ત્યાં ઉપલું દેવળ પાછું નવેસરથી બાંધવાની ઉમેદ રાખે છે. ત્યાંથી આગળ જતાં રસ્તામાં બેદુઇન ટોળાનાં તંબુઓ અમારા જોવામાં આવ્યા કે જેઓ જીપ્સીઓની માફક એક ગામથી બીજે ગામ તંબુઓ મારી ગાય, ઢોર, ઘી, માખણ વીગેરેના ધંધો કરી સ્વતંત્ર રીતે પોતાનું ગુજરાન ચલાવે છે. એ સીનેગોગ (મંદીર)ની પાસે એક મેદાન આવેલું છે, કે જ્યાં ધારમીક જોન અને સેન્ટપીટરનું ઘર હતું, ત્યાંથી આગળ જતાં પ્લેન ઓફ નેઝેરેથ આવે છે કે જ્યાં માનવંત લોર્ડ ક્રાઇસ્ટ સઘળાં ગામડાંના લોકોને એકઠાં કરીને ધરમને લગનાં ધાર્મીક ભાષણો આપતા હતા. ઉપલાં મંદીર આગળથી વધુ રસ્તો કાપતાં અમોએ મેરી મેકડેલીનનું ઘર જોયું, કે જે ઘરથી વધુ આગળ જતાં ટાઇબીરીસ ગામડું આવે છે. ત્યારબાદ અમો વેલ ઓફ વરજીવન-પર જઇ લાગ્યા, કે જ્યાં વરજીન મેરી, તે માનવંત લોર્ડ ક્રાઇસ્ટનાં માનવંત માતાજી, પાણી ભરવા આવતાં હતાં. ઉપલા કુવાની સાથે પાણીનો એક ઝરો લાગેલો છે. એ કુવામાં બે હજાર વરસ થયાં મનમાનતું પાણી મળે છે અને ત્યાંની પ્રજા તેનો છુટથી ઉપ્યોગ કરે છે, એવો તે જાહેર અને ધાર્મીક કુવો છે. વધુ આગળ જતાં અમારી સ્વારી નેઝેરેથ ગામડાં મધ્યે જઇ લાગી, કે જેની વસ્તી ચૌદ હજાર માણસોની અડસટવામાં આવે છે. એ પછી અમો એનન્સીએશન દેવળપર જઇ લાગ્યા, કે જે જગ્યાની ગુફામાં વરજીન મેરી વસવાટ કરીને રહેતાં હતાં. ત્યાં ઉપલું હોટલ બાંધવામાં આવ્યું છે. એ દેવળ એક વખત ખંડયેર હાલત જેવું થઇ પડયું હતું, પણ તે પાછળથી નવેસરથી હાલના જમાનાને અનુસરતું બાંધવામાં આવ્યું છે. અમારા ગાઇડે અમોને દુરથી 'માઉન્ટ ઓફ ટ્રાન્સફીગ્યુરેશન' બતાવ્યો હતો, કે જે પહાડનાં છેક મથાળાંની ટોંચે ઓલાય છે, તેમ માનવંતા લોર્ડ ક્રાઇસ્ટે ગેબી રીતે પોતાના ચેલાઓને દેખાવ દેતા હતા. અમો ત્યાર બાદ જેકબ્સ વેલપર જઇ પુગ્યા. એ કુવા માટે એવી દંતકથા છે કે

સેમીરીટન ટોળાંની એક સ્ત્રીએ માનવંતા લોર્ડ ક્રાઇસ્ટને ઉપલા કુવાનું પાણી પાયું હતું અને માનવંતા લોર્ડ ક્રાઇસ્ટે તે મજકુર બાઇને કહ્યું હતું કે, 'તેં એક યાહુદીને પાણી પાયું' અને ત્યારબાદ એ બાઇની જાહોજલાલીની આગલી સઘળી તવારીખથી માનવંતા લોર્ડ ક્રાઇસ્ટે કહી સંભળાવી હતી, કે જે પરથી એ સ્ત્રીએ પોતાનાં ઉપલાં ટોળાંઓ આગળ જઇને કહ્યું કે, 'એક નવો મેસીયા (Messiah) યાને ગેબી અવતાર અવતર્યો છે.' ઉપલી દંતકથાને અનુસાર એ કુવો ઘણો જાહેર હોવા ઉપરાંત ત્યાંની પ્રજાસાં વખણાય છે. એ પછી અમારાં કદમો બાલફોરીયા ગામ મધ્યે જઇ લાગ્યાં, કે જે ગામડું લોર્ડ બાલફરે સ્થાપ્યું હતું. એની પાસે નાનું ગામડું આવ્યું છે, કે જ્યાં માનવંતા લોર્ડ ક્રાઇસ્ટે બાપડા દશ રગતપીત્યાઓને તદ્દનજ સાજા કર્યાં હતાં. એ બાદ રસ્તો કાપતાં અમોએ નેબ્યુલન્સ નામનું ગામડું પસાર કર્યું, કે જે વીશે બાઇબલ નામનાં ધાર્મીક પુસ્તકમાં ઘણું જાણવાલાયક બ્યાન આપવામાં આવ્યું છે. અમારી કાર આગળ ડપકાવતાં અમો એક જગ્યા કે જે 'માઉંટસ ઓફ ગુડ એંડ ઇવીલ' તરીકે ઓળખાય છે, ત્યાં જઇ પુગ્યા, જ્યાં ઇઝરાયલ ટોળાંની એક મોટી સભા ભરાઇ હતી. ઉપલું સઘળું દીઠા બાદ અમો સાંજે છને સુમારે જેરૂસલેમ મધ્યે જઇ પુગ્યા અને ત્યાં હોટેલ એલેન્બીસાં ઠરીઠામ થયાં.

તારીખ ૨૩ મી નવેંબરે સહવારે જેરૂસલેમ પગે ચાલતા તેમજ મોટરમાં જવા માટે નીકળ્યા. પ્રથમ અમો ડેવીડ સ્ટ્રીટમાં જઇ લાગ્યા, કે જે મોહોલ્લો ઘણોજ સાંકડો હોવા ઉપરાંત લગભગ એકસરખી હારેહાર દુકાનોથી ભરપુર હતો. એ બાદ અમો યાહુદીઓની જાણીતી જગ્યા નામે 'વેલીંગ-વોલ' યાને વીલાપ કરતી દીવાલ આગળ જઇ પુગ્યા. એ આખી દીવાલ બાવન વાર લાંબી હોવા ઉપરાંત તે ઓગણસાઠ ફીટ ઉંચી છે.

એ જગ્યાની નજદીકમાં 'રોક ઓફ મોરીયા' છે, કે જેની ઉપર મોટો ગુંબજ બાંધ્યો છે કે જેને 'ડોમ ઓફ રોક' કરીને કહે છે, તેની અંદરનો ભાગ પચાસવાર ઘેરાવામાં છે અને ઉંચાઇ છનું ફીટ છે.

## લોર્ડ ક્રાઇસ્ટને લગતી જગજાહેર હકીકત.

એમ કહેવામાં આવે છે કે માનવંત ક્રાઇસ્ટ જ્યારે બાર વરસની વયના હતા, ત્યારે ત્યાં આવતા હતા. પછી અમોએ 'આર્ક ઓફ

'અસીહોમો' જોયો કે જયાં ચર્ચ ઓફ અસીહોમો બાંધ્યું છે, તે તરફ માન-
વંત લોર્ડ ક્રાઇસ્ટની ટ્રાયલ (તપાસ) થઇ હતી, એમ પણ અમારા
જાણવામાં આવ્યું હતું. જયારે ધાર્મિક માનવંત લોર્ડ ક્રાઇસ્ટને ઉપલી
જગા આગળથી ક્રુસીફાઇ (crucify) કરવા, તે મજકુર આર્ક
આગળથી હાથમાં ક્રોસ આપીને લઇ ગયા હતા, તે વખતે ઉપરના ભાગ
પરથી એક ગેબી ફરેસ્તાનો અવાજ આવ્યો કે, 'ભાઇઓ, થોભી જાઓ!'
પણ ભાનભુલા લોકોએ તે માન્યું નહીં અને તેમને ક્રુસીફાઇ કરવા લઇ
ગયા. હીલીંગ બાથ, કે જયાં માનવંત લોર્ડ ક્રાઇસ્ટ માંદા આદમીઓને
સાજા કરતા હતા, તે જોઇ અમોએ વધારામાં સેન્ટએનનું પ્રખ્યાત દેવળ
પણ જોયું. એ વિષે અમારા સાંભળવામાં એમ આવ્યું હતું કે સેન્ટ
એન, વરજીન મેરીનાં માતાજી થતાં હતાં અને ત્યાં વરજીન મેરીનો જન્મ
થયો હતો. એ બાદ અમોએ ટુમ્બસ ઓફ કીંગ્સ કે જેમાં જુદીયાનાં
રાજાઓને મુકવામાં આવતા હતા, તેઓની કબરો પહાડના ગુંફામાં કોતરીને
મુકતા હતા, તે જગા પણ જોઇ હતી. છેલ્લી લડાઇની વોર સીમેત્રી જોવા
બાદ માઉન્ટ ઓફ ઓલીવ્સ પર અમો જઇ લાગ્યા અને ત્યાંથી 'ડેડ સી'
જોયો કે જેમાં ઉપલી જોર્ડન નદી આવી મળે છે. અમો ચર્ચ ઓફ
એસ્સેન પર ગયા, કે જે જગ્યા માટે એમ કહેવામાં આવે છે કે માન-
વંતા લોર્ડ ક્રાઇસ્ટને મારી નાંખ્યા પછી ચાલીસમાં દીવસે ઉપર બહેસ્તમાં
એઓ સાહેબ ચાલી ગયા હતા. એ જગાપર એક નાનું ચેપલ બાંધ્યું છે,
પણ હમણાં ત્યાં એક નાની મસ્જીદ છે અને વરસમાં ફક્ત એક દહાડો
(એ જગ્યા આગળ ઓલ્ટર છે) ત્યાં ખ્રીસ્તી ધર્મના ગ્રીકસો, કોપટીકસ
સીરીયન્સ અને આર્મીનીયન્સ પંથના ખ્રીસ્તી ધર્મ પાળનારાઓ ઉપલી
જગ્યાએ જઇને બંદગી કરે છે. ત્યારપછી અમો વેલ ઓફ સ્ટાર ઓફ
મેજાઇ કે જે એક કુવો છે તે જોયો, કે જ્યાં પુર્વ તરફના દેશમાંથી
આવેલી મેજાઇઓ યાને ધાર્મિક પુરૂષોને 'કોઇ નવું બચ્ચું અવતર્યું
છે.' એવી ગેબી બશારત થઇ હતી. ત્યારબાદ અમોએ ફીલ્ડ ઓફ
શેપર્ડસ પસાર કર્યું કે જ્યાં તવારીખ મુજબ ફરેશ્તાએ ભરવાડોને
કહ્યું હતું કે:-'જન્મેલાં બચ્ચાંને પગે લાગીને આવો.' એ પછી
અમો વધુ રસ્તો કાપતાં (બેથલહેમ) કે જે જેરૂસલેમથી સાડાપાંચ
માઇલને છેટે છે, ત્યાં આવી લાગ્યા. ચર્ચ ઓફ નેટીવીટી જે
જગાપર ઉપલું દેવળ બાંધવામાં આવ્યું છે, તે ચર્ચમાંની જગ્યા
પર માનવંતા લોર્ડ ક્રાઇસ્ટનો જન્મ થયો હતો અને એ

સેમીરીટન ટોળાંની એક સ્ત્રીએ માનવંતા લોર્ડ ક્રાઇસ્ટને ઉપલા કુવાનું પાણી પાયું હતું અને માનવંતા લોર્ડ ક્રાઇસ્ટે તે મજકુર બાઇને કહ્યું હતું કે, 'તેં એક યાહુદીને પાણી પાયું' અને ત્યારબાદ એ બાઇની જાહોજલાલીની આગલી સઘળી તવારીખથી માનવંતા લોર્ડ ક્રાઇસ્ટે કહી સંભળાવી હતી, કે જે પરથી એ સ્ત્રીએ પોતાનાં ઉપલાં ટોળાંઓ આગળ જઇને કહ્યું કે, 'એક નવો મેસીયા (Messiah) યાને ગેબી અવતાર અવતર્યો છે.' ઉપલી દંતકથાને અનુસાર એ કુવો ઘણો જાહેર હોવા ઉપરાંત ત્યાંની પ્રજામાં વખણાય છે. એ પછી અમારાં કદમો બાલફોરીયાં ગામ મધ્યે જઇ લાગ્યાં, કે જે ગામડું લોર્ડ બાલફરે સ્થાપ્યું હતું. એની પાસે નાનું ગામડું આવ્યું છે, કે જ્યાં માનવંતા લોર્ડ ક્રાઇસ્ટે બાપડા દશ રગતપીત્યાઓને તદ્દનજ સાજા કર્યાં હતાં. એ બાદ રસ્તો કાપતાં અમોએ નેબ્યુલન્સ નામનું ગામડું પસાર કર્યું, કે જે વીશે બાઇબલ નામનાં ધામીર્ક પુસ્તકમાં ઘણું જાણવાલાયક બ્યાન આપવામાં આવ્યું છે. અમારી કાર આગળ ડપકાવતાં અમો એક જગ્યા કે જે 'માઉંટસ ઓફ ગુડ એંડ ઇવીલ' તરીકે ઓળખાય છે, ત્યાં જઇ પુગ્યા, જ્યાં ઇઝરાયલ ટોળાંની એક મોટી સભા ભરાઇ હતી. ઉપલું સઘલું દીઠા બાદ અમો સાંજે છને સુમારે જેરૂસલેમ મધ્યે જઇ પુગ્યા અને ત્યાં હોટેલ એલેન્બીમાં ઠરીઠામ થયાં.

તારીખ ૨૩ મી નવેંબરે સહવારે જેરૂસલેમ પગે ચાલતા તેમજ મોટરમાં જવા માટે નીકળ્યા. પ્રથમ અમો ડેવીડ સ્ટ્રીટમાં જઇ લાગ્યા, કે જે મોહોલ્લો ઘણોજ સાંકડો હોવા ઉપરાંત લગભગ એકસરખી હારેદ્વાર દુકાનોથી ભરપુર હતો. એ બાદ અમો યાહુદીઓની જાણીતી જગ્યા નામે 'વેલીંગ-વોલ' યાને વીલાપ કરતી દીવાલ આગળ જઇ પુગ્યા. એ આખી દીવાલ બાવન વાર લાંબી હોવા ઉપરાંત તે ઓગણસાઠ ફીટ ઉંચી છે.

એ જગ્યાની નજદીકમાં 'રોક ઓફ મોરીયા' છે, કે જેની ઉપર મોટો ગુંબજ બાંધ્યો છે કે જેને 'ડોમ ઓફ રોક' કરીને કહે છે, તેની અંદરનો ભાગ પચાસવાર ઘેરાવામાં છે અને ઉંચાઇ છનું ફીટ છે.

## લોર્ડ ક્રાઇસ્ટને લગતી જગજાહેર હકીકત.

એમ કહેવામાં આવે છે કે માનવંત ક્રાઇસ્ટ જ્યારે બાર વરસની વયના હતા, ત્યારે ત્યાં આવતા હતા. પછી અમોએ 'આર્ક ઓફ

'એસીહોમો' જોયો કે જ્યાં ચર્ચ ઓફ એસીહોમો બાંધ્યું છે, તે તરફ માનવંત લોર્ડ ક્રાઇસ્ટની ટ્રાયલ (તપાસ) થઇ હતી, એમ પણ અમારા જાણવામાં આવ્યું હતું. જ્યારે ધાર્મીક માનવંત લોર્ડ ક્રાઇસ્ટને ઉપલી જગા આગળથી ક્રુસીફાઇ (crucify) કરવા, તે મજકુર આર્ક આગળથી હાથમાં ક્રોસ આપીને લઇ ગયા હતા, તે વખતે ઉપરના ભાગ પરથી એક ગેબી ફરેસ્તાનો અવાજ આવ્યો કે, 'ભાઇઓ, થોભી જાઓ!' પણ ભાનભુલા લોકોએ તે માન્યું નહીં અને તેમને ક્રુસીફાઇ કરવા લઇ ગયા. હીલીંગ બાથ, કે જ્યાં માનવંત લોર્ડ ક્રાઇસ્ટ માંદા આદમીઓને સાજા કરતા હતા, તે જોઇ અમોએ વધારામાં સેન્ટએનનું પ્રખ્યાત દેવળ પણ જોયું. એ વિષે અમારા સાંભળવામાં એમ આવ્યું હતું કે સેન્ટ એન, વરજીન મેરીનાં માતાજી થતાં હતાં અને ત્યાં વરજીન મેરીનો જન્મ થયો હતો. એ બાદ અમોએ ટુમ્બસ ઓફ કીંગ્સ કે જેમાં જુદીયાનાં રાજાઓને મુકવામાં આવતા હતા, તેઓની કબરો પહાડના ગુંફામાં કોતરીને મુકતા હતા, તે જગા પણ જોઇ હતી. છેલ્લી લડાઇની વોર સીમેત્રી જોયા બાદ માઉન્ટ ઓફ ઓલીવ્સ પર અમો જઇ લાગ્યા અને ત્યાંથી 'ડેડ સી' જોયો કે જેમાં ઉપલી જોર્ડન નદી આવી મળે છે. અમો ચર્ચ ઓફ એસ્સેન પર ગયા, કે જે જગ્યા માટે એમ કહેવામાં આવે છે કે માનવંતા લોર્ડ ક્રાઇસ્ટને મારી નાંખ્યા પછી ચાલીસમાં દીવસે ઉપર બહેસ્તમાં એઓ સાહેબ ચાલી ગયા હતા. એ જગાપર એક નાનું ચેપ્લ બાંધ્યું છે, પણ હમણાં ત્યાં એક નાની મસ્જીદ છે અને વરસમાં ફકત એક દહાડો (એ જગ્યા આગળ ઓલ્ટર છે) ત્યાં ખ્રીસ્તી ધર્મના ગ્રીકસો, કોપટીકસ સીરીયન્સ અને આર્મીનીયન્સ પંથના ખ્રીસ્તી ધર્મ પાળનારાઓ ઉપલી જગ્યાએ જઇને બંદગી કરે છે. ત્યારપછી અમો વેલ ઓફ સ્ટાર ઓફ મેજાઇ કે જે એક કુવો છે તે જોયો, કે જ્યાં પુર્વ તરફના દેશમાંથી આવેલી મેજાઇઓ યાને ધાર્મીક પુરૂષોને 'કોઇ નવું બચ્ચું અવતર્યું છે.' એવી ગેબી બશારત થઇ હતી. ત્યારબાદ અમોએ ફીલ્ડ ઓફ શેપર્ડસ પસાર કર્યું કે જ્યાં તવારીખ મુજબ ફરેશ્તાએ ભરવાડોને કહ્યું હતું કે:-'જન્મેલાં બચ્ચાંને પગે લાગીને આવો.' એ પછી અમો વધુ રસ્તો કાપતાં (બેથેલહેમ) કે જે જેરૂસલેમથી સાડાપાંચ માઇલને છેટે છે, ત્યાં આવી લાગ્યા. ચર્ચ ઓફ નેટીવીટી જે જગાપર ઉપલું દેવળ બાંધવામાં આવ્યું છે, તે ચર્ચમાંની જગ્યા પર માનવંતા લોર્ડ ક્રાઇસ્ટનો જન્મ થયો હતો અને એ

બેથલહેમની વસ્તી સાત હજાર માણસોની ગણાય છે. એ જગાને ખ્રીસ્તીઓ બહુજ માનથી પુંજે છે અને ત્યાં લોકોનાં ટોળેટોળાં કીડીઓની માફક ઉભરી નીકળે છે. એ બેથલહેમનો અર્થ હાઉસ ઓફ બ્રેડ યા હાઉસ ઓફ મીટ કરી થાય છે. એ ચર્ચ ઓફ નેટીવીટીના નાનકડા ગુંફામાં જ્યાં માનવંતા લોર્ડ ક્રાઇસ્ટનો જન્મ થયો હતો, તે અમોએ અમારી ભારે અજાયબી તેમજ ઘણી ખુશાલી વચ્ચે જોયું હતું. એ ચર્ચની સાથે લેટીન ઓર્થોડોક્ષ અને આરમીનીયન પંથની કોનવેન્ટસ લાગી છે. એ ચર્ચમાં ચેપલ અથવા ગ્રોટો ઓફ ધી નેટીવીટી કે જે ૨૦ ફીટ કવરની નીચે છે, કે જેની અંદર ઉતરીને જવાય છે ત્યાં નીચે આવતા ૩૩ ફીટ×૧૧ ફીટનો



ચેપલ ઓફ ધી નેટીવીટી જ્યાં
માનવંત પયગમ્બર ક્રાઇસ્ટનો
જન્મ થયો હતો.

મોટો ઓરડો આવે છે, ત્યાં આગળની દીવાળ ઉપર જુદાં જુદાં સેન્ટસોનાં ચીત્રો કોતરેલાં છે અને ત્યાં એક રીસેસ (recess) છે, કે જ્યાં એઓ સાહેબનો જન્મ થયો હતો. જ્યાં આગળ નીચલો ઇન્સ્ક્રીપશન (લેખ) છે Hic de Virgin Maria Jesus Christus, Natus Est. આ જગ્યાની ઉપર પંદર રૂપાંની બત્તીઓ રાતને દીવસ સળગે છે. પછી અમો રશીયન ખંડયરોપર જઇ લાગ્યાં, કે જ્યાં જેરૂસલેમની જુની દીવાળો, દરવાજા, વીગેરે નજરે પડે છે. ચર્ચ ઓફ હોલી સેપલકર (કે જ્યાં માનવંતા લોર્ડ ક્રાઇસ્ટની ઘોર આવેલી છે) ત્યાં પણ જઇ પુગ્યા, કે જે જગ્યા ઘણી જોવાલાયક છે, એટલુંજ નહિં પણ, આપણાં દીલમાં તે ખરેજ ધામીંક લાગણી ઉશકેરે છે, કારણ કે એક બીજા માનવંત ધર્મના રક્ષકની ઘોર આવેલી છે, જે ઘણી જોવા લાયક છે. એ દેવળ કાલવેરી ટેકડી, કે જે જેરૂસલેમની ટેકડીઓમાંની એક છે, તે ઉપર બાંધવામાં આવ્યું છે, જ્યાં માનવંતા લોર્ડ ક્રાઇસ્ટને પરલોકવાસ થયા બાદ નહવડાવવામાં આવ્યા હતા. તેને એનોઇંટમેન્ટ સ્ટોન કરી કહે છે તે છે. ત્યાંથી વધુ આગળ ટુમ્બ ઓફ લોર્ડ ક્રાઇસ્ટ આવેલી છે, કે જેની અંદરથી એઓ માનવંત સાહેબ ત્રીજે દિવસે બહાર નીકળી ગયા હતા, તે ઘોર છે. ત્યાં એક ધામીંક પથ્થર છે કે જે એ ઘોરનાજ પથ્થરમાંનો હોવાથી તેને ત્યાં એક ધામીંક પથ્થર તરીકે રાખેલો છે. એ દેવળ ઓર્થોડોક્ષ ગ્રીક દેવળ છે અને તે તેજ પંથના ધર્મગુરૂના કબ્જામાં છે. જોસફ અને નીકોડેમ્સ નામના શખસોએ માનવંતા લોર્ડ જીસસનું શરીર સંગેમરમરના સાર્કોફેગસમાં ત્યાં મુકયું હતું, કે જ્યાં તેંતાળીસ બત્તીઓ રાત અને દિવસ સળગતી રહે છે, એ દેખાવ જોનારને ખરેજ ગમગીન બનાવે છે. ચેપ્લ ઓફ ધી હોલી સેપલકર જે અંદરની ખરી ચેપ્લ જેમાં એઓ સાહેબની ઘોર છે, તે સાડા છ ફીટ લાંબી અને છ ફીટ પહોળી છે. એમાં તેંતાલીસ બત્તીઓ રાત અને દિવસ સળગે છે. ત્યાં રોજ 'માસ' (Mass) ની ક્રીયા કરવામાં આવે છે. એ ચેપ્લની બહારની ઇમારત ૨૬ ફીટ લાંબી અને ૧૭ ૧/૨ ફીટ પહોળી છે, તે સાન્ટા ક્રોસ (croce) મારબલની બાંધેલી છે જેમાં હેઠળના દરવાજામાંથી દાખલ થવાય છે. ત્યાં પાસે આવેલા ચેપ્લ ઓફ એનજલ, જ્યાં બે બાઇઓને માનવંતા લોર્ડ ક્રાઇસ્ટની ઘોર આગળ આવીને તેઓને ફરેસ્તાએ કહ્યું કે, 'જીસસ પયગમ્બર' એ ઘોરમાં નથી, તેજ જગ્યાપર ઉપલું ચેપ્લ બાંધ્યું છે. કાલવેલી ટેકડી કે જ્યાં માન-

વંતા લોર્ડ ક્રાઇસ્ટને સુવાડીને ખીલા મારીને ક્રુસીફાઇ કર્યા હતા, તે જગ્યાપર બીજું ચેપ્લ છે તથા જ્યાં ક્રોસ ઉપર પછી તેઓ સાહેબને ઉભા કરવામાં આવ્યા હતા, ત્યાં વળી ચેપ્લ ઓફ વરજીન મેરી છે; કે જે વરજીન મેરીને ડેડીકેટ યાને અર્પણ કરવામાં આવ્યું છે, કારણ કે એ જગ્યાપર તેઓ સાહેબ ઉભા રહ્યા હતા, ત્યાં એક બત્તી હંમેશની સળગતી રહે છે. એ ચેપ્લની ઉપર મોતી, હીરા, માણેક યાને એવા આદી જરઝવેરાતનું પાંત્રીસ લાખ ઉપરનું ઝવેરાત છે. એ સઘળું ચર્ચ ઓફ હોલી સેપ્લકર પર છે. અમારા સદ્દભાગ્યે તે વખતે ચાલતી ક્રીયા અમારા જોવામાં આવી હતી. એ જોયા બાદ અમો ગંભીરાઇથી બહાર પડી પછી હોટલ તરફ જઇ આખા દિવસના ધાર્મીક વિચારો કરતાં નીંદ્રાવસ થયા. રાતની વખતે એ શેહેર ઘણું શાંત અને દીવાબત્તી વગરનું લાગે છે.

## ઇજીપ્ટની સરહદમાં.

એ બાદ ૨૪ મી નવેંબરની સહવારે સાડાઆઠ વાગે પેલેસ્ટાઇન રેલ્વેમાં જેરૂસલેમથી નીકળી સાડાદશ વાગે લડ (ludd) સ્ટેશન પર ત્રેન બદલ્યા પછી ઇજીપ્ટની સરહદમાં દાખલ થયા, એટલે ત્રેનમાં ઇજીપ્ટનો એક અમલદાર આવી પાસપોર્ટપર સીલ કરી ગયો. રસ્તામાં બેરન રોટસ્ચાઇલ્ડનાં (મોસંબીના) વનના વન પસાર કરવા ઉપરાંત ઓર્ચડર્સ, કે જે જાફા ઓરેન્જીસ (નારંગીના) નામે પ્રસીદ્ધ છે, તે ફળદ્રુપ વન પણ પસાર કર્યા બાદ માઇલો સુધીનું સીનાઇ ડેઝર્ટ પસાર કર્યું, કે જ્યાં રેતી સિવાય બીજું કશુંયે દેખાય નહિં અને ઉંટોનાં ટોળેટોળાં માત્ર નજરે પડે. સાંજે સાડાપાંચ વાગે કેનટેરા ઇસ્ટ સ્ટેશનપર આવી ફેરી બોટમાં બેસી સામે પાર સ્વેઝ કેનાલ ક્રોસ કરી, કે જે ઓળંગતા પાંચથી સાત મીનીટ લાગી હતી. પછી અમો કેનટેરા વેસ્ટ સ્ટેશનપર જઇ પુગ્યા, કે જ્યાંથી સાત વાગતે ઇજીપ્શીયન ત્રેનમાં બેસી રાત્રે સાડાદશ વાગતે કેરો આવી હોટલ કોન્ટીનેન્ટલ સેવોયમાં હરીહામ થયા.

## સીરીયા અને પેલેસ્ટાઇનમાં.

હવે આપણે સીરીયા અને પેલેસ્ટાઇન બાબેનું દીલપઝીર વર્ણન કરીએ તો એ મુલકોની ઉપર ફીનીશીન્યસ, એસીરીયન્સ, બેબીલોનીયન્સ, મેસીડોનીયન્સ, રોમન્સ, પરશીયન્સ, સેરેશીયન્સ, ક્રુઝેડર્સ, ઇજીપ્શીયન અને ટર્કીશ વગેરે રાજકર્તાઓ પોતાનો અમલ ઘણી સારી રવેશે ચલાવી

ગયા છે. ઇ. સ. પૂર્વે ચોસઠનાં સાલમાં, રોમ.સો ત્યાં મજકુર જણાવેલા મુલ્કોમાં રાજપાટ કરી પોતાનું નામ અમર કરી ગયા છે. અમારી જાણમાં એ આવ્યું હતું કે ઇ. સ. સાતમી સદીમાં સીરીયા મધ્યે ઇરાની ભાઇઓ પોતાનો વસવાટ કરવા અર્થે ત્યાં ફરી વળ્યા હતા. એ બાદ ઇ. સ. છસેં પીસતાલીસના વરસમાં મજકુર મુલકો આરબ રાજ હકુમત હેઠળ મુકાયા બાદ સેંકડો વરસોના ગાળા પછી યાને ગઇ બારમી સદીમાં ક્રુઝેડરસો ચઢાઇ લઇ આવ્યા અને સને ૧૧૮૭ નાં સાલમાં જગજાણીતા રાજા અલાઉદ્દીને ઉપલા ક્રુઝેડરસોને બેટલ આફ હુટીનમાં જમીનદોસ્ત કર્યા અંતે પેલેસ્ટાઇનનો ધાર્મીક મુલક એ રાજાના કબજામાં આવ્યો. એ પછી ટુંક વખતમાં રાજા અલાઉદ્દીન મરણ પામ્યા. રાજા અલાઉદીનનાં મરણ બાદ, રાજપાટ પણ સદંતર નબળું પડતું ગયું અને પેલેસ્ટાઇનપર ક્રુઝેડરસોની ચઢાઇ તથા બીજાં રાજ્યોના એકંદર દશ હલ્લાઓ મજકુર મુલકની ધાર્મીક જમીન જીતવાને માટે થયા હતા, પણ ચઢાઇ કરવા આવનાર દુશ્મનોજ શીકસ્ત પામ્યા હતા. થોડાં વરસો બાદ એ ધાર્મીક મુલક ઇજીપ્ટના સુલતાનોના હાથમાં ગયો અને ગઇ સોળમી સદીમાં ઇજીપ્ટના સુલતાનો નબળા પડતા ગયા, જેથી તેનો લાભ એ લેવાયો કે ટર્કીના સાજી સુલતાન સલીમ પહેલાએ એક હજાર પાંચસો ને સત્તરનાં સાલમાં ધાર્મીક પેલેસ્ટાઇન તથા સીરીયાના મુલકનો કબજો લીધો અને ટર્કીએ એક હજાર સાતસોને નવ્વાણુંની સાલ સુધી રાજઅમલ ચલાવ્યો. એ પછી શુરવીર નેપોલીયન બોનાપાર્ટની 'સિંહની ગર્જના' મજકુર મુલકોના ભાગ માટે થઇ અને થોડી ઘણી જગ્યાઓ તે મહાન નર જીતી શક્યો. પણ પાછળથી એ શુરવીર નરે ધાર્મીક મુલકો છોડી દીધા હતા. ઇજીપ્તના મહમદઅલી સુલતાન અને ઇબ્રાહિમ પાશા, કે જે તેનો કરી લીધેલો દીકરો હતો, તેને ધાર્મીક પેલેસ્ટાઇન કબજે કરવાને માટે હલ્લો લઇ જવા મોકલ્યો, પણ ટર્કીને કુદરતી ઇંગ્લીશની મદદ મળી ગઇ અને ૧૮૪૦ ના સાલમાં સિરીયા પાછું ટર્કીના કબજામાં આવ્યું યાને ટર્કીનીજ જીત થઇ. છેલ્લી ખુનખાર લડાઇમાં પાછું સિરીયા અને પેલેસ્ટાઇનના ધાર્મીક મુલ્કો ટર્કીશોનાં કબજામાં હતા, તે ટર્કી ઇંગ્લંડ અને મિત્ર રાજ્યોના દુશ્મન થઇ લાગ્યા અને તે શત્રુવટ ધરાવવાના સબબસર બ્રીટીશ અને એલાઇઝનાં લશ્કરના વડા લોર્ડ એલનબીએ સને ૧૯૧૭ ના સાલના અકટોબર માસમાં હલ્લો કરવાનું શરૂ કર્યું

અને એજ વર્ષની નવમી ડીસેમ્બરે સવારે સાતના અમલે જેરૂસલેમ શહેર એલાઇઝોના હાથમાં આવ્યું. બે દીવસના અરસા પછી મજકુર સેપાહસાલાર એ ધામીર્ક શહેરમાં 'જાફા દરવાજા'માંથી ઇંગ્લીશ, ફ્રેંચ અને ઇટાલીયન લશ્કર સાથે દાખલ થયો અને બીજે વરસે યાને ૧૯૧૮ ના સાલની પહેલી અકટોબરે એલાઇઝોએ દેમાસ્કસ કબજે કર્યું અને મજકુર મહિનાની ત્રીસમી તારીખે આખું પેલેસ્ટાઇન અને સિરીયાના ધામીર્ક મુલકો એલાઇઝોને શરણે થયા.

પેલેસ્ટાઇનનો ધામીર્ક મુલક હાલમાં ગ્રેટબ્રીટનની હકુમત હેઠળ છે, કે જે સને ૧૯૨૨ ના સાલની તારીખ ચોવીસમી જુલાઇએ લીગ ઓફ નેશનના મેનડેટ (હકુમત) હેઠળ અપાયું હતું અને જે જાહેર રીતે સને ૧૯૨૩ ના સાલની તારીખ ઓગણત્રીસમી સપ્ટેમ્બરે બ્રીટીશોએ રાજ કરવાને માટે ત્યાં શરૂઆત કરી હતી. એ પ્રમાણે સીરીયાનો મુલક પણ ફ્રેંચની મેનડેટરી અમલ હેઠળ મુકાયો. મજકુર સીરીયાનો વીસ્તાર એકંદર સાહઠ હજાર સ્કવેર માઇલ જેટલો અડસટવામાં આવે છે અને એકંદર વસ્તી ત્રીસ લાખની અંદરની ગણાય છે.

## જેરૂસલેમની નોંધ.

જેરૂસલેમને યાહુદીઓ જેરૂસલેમ યાને વીઝન ઓફ પીસ યાને સુલેહ શાંતિનો સ્વપ્નો કરીને કહે છે. એ શહેર ચાર ટેકડીઓની સાથે નીકટનો સંબંધ ધરાવે છે અને તે ડેબ્રીસ (કાટ) ની ઉપરને ઉપર નવેસરથી બંધાયું છે. અસલ શેહેરની આસપાસ દીવાલો છે, કે જે ૩૮ ફીટ ઉંચી હોવા ઉપરાંત તેને આઠ દરવાજા લાગેલા છે. એ શેહેર ચાર ભાગમાં વહેંચાયલું છે અને એના બે મુખ્ય ધોરી રસ્તાઓ છે, કે જે ડેવીડ સ્ટ્રીટ અને ક્રીશ્ચીયન સ્ટ્રીટને નામે જાણીતા છે. એ શહેરની એકંદર વસ્તી ત્રાણું હજારની ગણાય છે, કે જેમાં એકાવન હજાર યાહુદીઓ, અઢાર હજાર ઉપર ક્રીશ્ચીયનો અને વીસ હજાર મુસલમાનો છે. એ શેહેર ક્રીશ્ચીયનોનું, યાહુદીઓનું તેમજ મુસ્લીમ પ્રજાનું પણ ધામીર્ક સથક ગણાય છે. પવિત્ર પેલેસ્ટાઇનમાં મોસ્લેમ, હીબ્રુ, ક્રીશ્ચીયન અને કોપટીક ધરમ પળાય છે. વધુ અજાયબ જેવું તો એ લાગે છે કે, ત્યાં સઘળાઓ લાલ ગુંડાવાળી ટોપી પહેરે છે, તેથી પરાયા મુલકનો માણસ કોઇકવાર ઘણાંજ ગુંચવાડામાં આવી પડે છે યાને એક

સરખી ગુંડાવાળી ટોપી પહેરેલા શખ્સને સેહેલાઇથી ઓળખી શકાતા નથી. દમાસ્કસને જાણીતા ધોરી રસ્તો સ્ટ્રેટ સ્ટ્રીટ નામે છે.

## કેરોમાં સહેલ.

અમો ૨૫ મી નવેંબરે સહવારે નવ વાગે દુન્યાની અજાયબીમાં ગણાતી પીરેમીડ (ઘોર) કે જે ઘણીજ વીચીત્ર ઢપછબે બંધાયલી છે, તે જોવા નીકળ્યા. પહેલાં રસ્તામાં જાણીતી નાઇલ નદી નાઇલ બ્રીડજ (પુલ) પરથી ઓળંગ્યા પછી અમો ગેઝીરા નામના ટાપુપર આવી લાગ્યા. એ ટાપુને પુરણી કરીને બનાવેલો છે, કે જેની ઉપર પ્રદર્શન ભરાય છે. રસ્તામાં ઇઝીરા નામનો દીલપઝીર મહેલ જોવાનો મળે છે કે જે હાલ તદનજ બીસ-માર હાલતમાં આવી પડયો છે. એ મહેલ નાઇલ નદીપર આવ્યો છે. નેપો-લીયન ત્રીજાની બૈરી યુજેની કે જેણીએ જ્યારે સુવેઝ કેનાલ ખુલ્લી મુકવાની ક્રીયા કરી હતી, ત્યારે તેણી કેરો મધે આવી હતી અને ઇજીપ્ટના સુલતાનને કહ્યું હતું કે કેરો તો એક ઘણુંજ અને અતી શોભાયમાન શહેર છે અને એ ઉપરાંત વધુ બડાઇ મારી કે મારે લાયક રહેવાની દીલપઝીર જગ્યા કયાં છે ? ઉપલા સબબસરજ ઇસમાઇલ પાશાએ મજકુર મહેલ બંધાવ્યો હતો, કે જે પેરીસમાંના તેણીના યાને યુજેનીના મહેલના પ્લાન માફક બંધાવ્યો હતો અને ત્યાં આવીને તેણી રહેતી હતી.

## પીરામીડ (ઘોર) નું જાણવાજોગ વર્ણન.

એ બાદ અમો ગીઝાના પીરેમીડ (ઘોર) જોવા જઇ લાગ્યા. એ ગીઝાની પીરેમીડસ (ઘોરો) કેરોના દક્ષીણ વીભાગની સપાટી તરફ આવી છે. અમો મીના હાઉસ હોટલ નજદીક ઉતર્યા હતા, કે જ્યાંથી ઉંટ ઉપર સ્વાર થઇને એ પીરેમીડસ (ઘોર) તરફ હેરીયું લીધું.

એ પીરેમીડસ ગીઝામાં એકંદર પાંત્રીસ હતી, કે જેમાંની હાલ ત્રણ સારી હાલતમાં છે. અમારા બાપડા ગાઇડે અમને સમજણ આપી હતી, કે જ્યારે એક રાજા જીવતો હોય ત્યારથીજ તે એક ઘોર બંધાવ-વાની શરૂઆત કરે છે અને જ્યારે તે મરી જાય ત્યારે લોકોનાં બહુ-મતીનાં મતોથી તે જો ઘણો સારો રાજકર્તા ગણાયો હોય તો તે પીરેમીડમાં તેની લાશ દફન કરવાનો લોકો હુકમ આપે અને જો લોકોનાં ધ્યાનમાં ન ઉતરે તો તે ઘોર ખાલી પડી રહે. અસલની માન્યતા એવી પણ હતી કે જે સઘળું રાજારાણી હરેક પ્રકારનો ભોગવટો કરે યાને



ઉંટપર સવાર થઇને પીરેમીડસ
તરફ હેરીયું લીધું તે દેખાવ.

જરૂરીયાત જેવી ચીજો વાપરે, જરઝવેરાતો પેહરે, તેજ માત્ર નહીં પણ બીજી હરેક માનીતી વસ્તુઓ પણ તે ઘોરના અંદરના ભાગમાં મુકવામાં આવતી હતી, તેનું કારણ એ કે તેઓ એમ માનતા હતા કે જ્યારે પાછા સજીવન યાને જીવતા થશે ત્યારે વાપરવાં કામ લાગશે. એ ઘોરો પાંચ હજાર વરસની જુનામાં જુની છે યાને ઇ. સ. પુર્વે ત્રણ હજાર સાતસોનાં સાલની છે. ઘોરની સામે સ્ફીંક્ષ (sphinx) નામનો પત્થર કોતરીને મુકતા હતા, કે જે પત્થરનાં મોહડાંનો ઘાટઘટમ તથા શરીર વીકાળ સીંહના જેવું ઘડવામાં આવ્યું હતું. માથું જે કોતરીને બનાવ્યું હતું તેનો અર્થ ડહાપણ અને શરીરનો ભાગ બનાવ્યો હતો, તેનો મીનીંગ શકતી યાને બળ કરીને થતો હોય એ મુજબ



પીરૅમીડસનો દેખાવ.

એ સ્ફીંક્ષ આગળ ફ્યુનરલ ટેમ્પલ
અમને જણાવવામાં આવ્યું હતું. શબને ઘોરમાં મુકવા અગાઉ
હતું, કે જયાં આગળ મરણ પામેલાં માણસનાં લાશને પીરૅમીડમાં મુકે અને
ક્રીયા કરવામાં આવતી હતી અને પછી તે ધર્મગુરૂ શીલસાખ કરે. ઘોરની
ત્યારબાદ ઘોરનું બારણું બંધ કરીને વડો ધર્મચોથી મુકે. જે
આગળ એક બુક ઓફ ડેડ યાને મરણ પામેલાની ધર્મચોથી મુકે. જે
ત્રણ ઘોરો હાલે સારી હાલતમાં છે, તેના બીજા પીરૅમીડની આગળ
સ્ફીંક્ષ અને ત્યાં છેલ્લાં ચાર વર્ષ થયાં ખોદી કાઢેલું ફ્યુનરલ ટેમ્પલ
પણ છે, કે જયાં જમીનની હેઠળથી મજકુર ઘોરમાં જવાનો રસ્તો
આવેલો છે. અસલના ઇજીપ્શીયનો સૂર્ય દેવતાને માનનારા હતા.

પહેલો પીરૅમીડ ઘોર કે જે પીરૅમીડ ઓફ (Cheops) ચીઓપસ કરીને
(કે જે ખીઓપસ અથવા કુફુ નામના રાજાએ) પોતાને માટે ઈ૦ સ૦ પુર્વે
ત્રણ હજાર સાતસો તેત્રીસનાં સાલમાં બંધાવી હતી. એની ઉંચાઇ ચારસો
પચાસ ફીટ અને સ્લોપીંગ સાઇડની ઉંચાઇ પાંચસો અડસઠ ફીટ હોવા
ઉપરાંત સપાટી સાતસો ચોસઠ ફીટ લાંબી છે, જયારે એનું મથાળું બાર
ચોરસવાર જેટલું છે. પીરૅમીડનાં બાંધકામ પાછળ લગભગ ત્રેવીસ લાખ

પથ્થરના બ્લોકસ વપરાયા હતા, એમ અમારી જાણમાં આવ્યું હતું. પથ્થરના બ્લોકસ જે પીરેમીડમાં વપરાયા હતા, તેની સમચોરસ ચાળીસ કયુબીક ફીટ છે અને અકેકા પથ્થરનું વજન આશરે અઢી ટનનું અડસટવામાં આવે છે. જાણીતા લોકપ્રીય થઇ ગયેલા નર હીરોદોત્સના કહેવા મુજબ એ પીરેમીડનાં (ઘોર) બાંધકામ કરવા પાછળ લગભગ એક લાખ માણસો રોકાયાં હતાં, કે જેઓએ લગભગ વીસ વર્ષ સુધી કામકાજ આટોપ્યું હતું. ઉપલી પીરેમીડ (ઘોર) તેર એકર જેટલી જગ્યા રોકે છે અને એનાં બાંધકામ પાછળ સઘળા મળીને નવ કરોડ વીસ લાખ કયુબીક ફીટના પથ્થરો વપરાયા છે. એક વખતે એમાં ફારોહા ચેઓ-પસની લાશ દફનાવવામાં આવી હતી. પુરાતન કાળમાં ઇજીપ્ટના રાજાઓને ફેરોહા નામથી બોલાવવામાં આવતા હતા. બીજી પીરેમીડ (ઘોર) પીર-મીડ ઓફ કેફ્રેન અથવા કેફ્રે કરીને કહેવાય છે. એ ઇ૦ સ૦ ત્રણ હજાર છસો છાસઠના બી. સી. ના સાલમાં બંધાઇ હતી. એની પરપેન્ડીકયુલર ઉંચાઇ ચારસો સાડીસુડતાળીસ ફીટ છે અને સપાટીની લંબાઇ છસો સાડીનેવું ફીટ છે. ત્રીજી અને છેલ્લી કે જે સારી હાલતમાં રહેલી પીરેમીડ છે, તે પીરેમીડ ઓફ મેન્યુકયુ—રા અથવા માઇસીરીયન્સ કરીને કહેવાય છે. મજકુર પીરેમીડ ઇ. સ. પુર્વે ત્રણ હજાર છસોને તેત્રીસનાં બી. સી. ના સાલમાં બંધાઇ હતી. એ છેલ્લી બે પીરેમીડો કરતાં નાની છે અને એની પરપેન્ડીકયુ-લર ઉંચાઇ બસો ચાર ફીટની છે અને સપાટીની દરેક બાજુની લંબાઇ ત્રણસો સાડીછપ્પન ફીટ જેટલી છે. ત્યાં ઘોરની બહાર આવેલી સ્ફીંક્ષ છે, કે જેને ઇજીપ્શીયનો એબાઉલ હાઉલ કહે છે. એ સ્ફીંક્ષનું મોઢું માણ-સનાં ઘાટઘટમવાળું અને શરીર સીંહના જેવું જોરમંદ દીસે છે. એ આકૃતી પગથી તે મોઢાં તુલીક છાસઠ ફીટ જેટલી યાને લગભગ છ માળ સુધીની ઉંચી કહી શકાય છે, કે જે આકૃતીનો દેખાવ આબાદ રાક્ષસી કદના જેવો માલુમ પડે છે. એ આકૃતી પુંછડીથી તે આગળા પંજા સુધીની એકસો સત્યાસી ફીટ જેટલી લાંબી છે, જેના કાન સાડાચાર ફીટ સાત ઇંચ લાંબા જેવા લાગે છે, જ્યારે નાકનો દેખાવ પાંચ ફીટ જેટલો લાંબો માલુમ પડે છે. એનાં હસ્તાં મોઢાંનો દેખાવ સાત ફીટ સાત ઇંચ દીસે છે, એટલુંજ નહીં પણ મ્હોડાંની પોહળાઇ તેર ફીટ આઠ ઇંચ લાંબી છે. ઉપલું રસીલું બ્યાન જાણીને પ્રીય વાંચનારને બેશક અજાયબી લાગશે. અમારા જાણવામાં એમ આવ્યું હતું કે મહાન

શુરવીર નેપોલીયન બોનાપાર્ટ એ પીરેમીડસની નજીકમાં ઇજીપ્શીયન્સ સાથની લડાઇ લડતો હતો.

વાંચનારને કોઇ વખત ત્યાં જવાનો મોકો મળે તો ઉપલી પીરેમીડ (ઘોર) અંદરથી જોયા વીના મુદ્દલ રહેવું નહીં, કારણ કે જાણીતાં શેહેર ફેરો મધ્યે જવું અને પીરેમીડ ખાલી બહારથી પુટલાંની માફક નીરખવી અને અંદરના ભાગની કારીગીરી તથા ખુબી નહીં નીહાળવી તે ખચ્ચીતજ પૈસા પાણીમાં નાંખવા મીસાલ છે, એવું અમારૂં અંગત મત છે. ગાઇડો (રસ્તો દોરવનારાઓ) પોતાનો વખત બચાવવાને અર્થે અંદરથી દેખાડવાના અખાડા કરે છે. પીરેમીડની અંદર દાખલ થવાની સાધારણ ફ્રી લેવામાં આવે છે. દરેક મુસાફર દીઠ એક સરકારી ગાઇડ મળે છે. અમો પીરેમીડની અંદરથી ચહડી કીંગ્સ ચેમ્બર મધ્યે આવી લાગ્યા, કે જે ચેમ્બર પાંત્રીસ ફ્રીટ ઉંચો અને પાંત્રીસ ફ્રીટ લાંબો હોવા ઉપરાંત પચ્ચીસ ફીટ પહોળો છે. તેમાં ખાલી સારકોફેગસ યાને ઘોરની પથ્થરની પેટી છે. એ પથ્થરની પેટી શરૂઆતથીજ પીરેમીડ બાંધતી વખતે મુકે છે, કે જેથી બંધાઇ રહ્યા પછી પેસેજમાંથી તે ઉપર આવી શકે નહીં. એ કીંગ્સ ચેમ્બર (ઓરડો) જમીનથી બસો પચ્ચીસ ફીટ ઉંચો છે અને તેની આસપાસની દીવાલનો દરેક પથ્થર ૧૧ ફ્રીટ × ૮ ફ્રીટ × ૫ ફ્રીટ લંબચોરસ છે તથા વજનમાં દરેક પથ્થર સાડીઓગણીસ ટન જેટલો છે. ઓરડાની સીલીંગમાં નવ મોટા પથ્થરો છે, કે જે અકેકો પથ્થર પચ્ચીસ ફ્રીટ લાંબો અને પચ્ચીસ ટનનાં ભારે વજનનો હોય છે. એ ઘોરો દુન્યાની સાત અજાયબીમાંની એક અજાયબી ગણાય છે. કીંગ્સ ચેમ્બરની ઉપર બીજા પાંચ મોટા ઓરડાઓ છે, કે જેમાં જાતજાતનું જરઝવેરાત હોવા ઉપરાંત સોના રૂપાની વાપરવાની હરેક કીસમની ચીજો પણ મુકવામાં આવતી હતી, તેનું કારણ એ કે અસલના જમાનાના ઇજીપ્શીયનોની માન્યતા મુજબ મજકુર ઘોરમાં સદાનો નીંદ્રાવશ પામેલો રાજા પાછો સજીવન યાને જીવતો થાય ત્યારે ઘોરમાં મુકેલી વસ્તુઓ તેને પાછી કામ લાગે. ઘોરમાંના ઉપલા પાંચ ઓરડાઓ રાજાના ઓરડાથી બાસેઠ ફ્રીટના અંતરે ઉંચે આવેલા છે અને ત્યાં જવાનો મુદલ માર્ગ નથી. અમારા સાંભળવામાં આવ્યું હતું કે ઘોરમાંનું સઘળું જરઝવેરાત વીગેરે કાઢી નાંખવામાં આવ્યું છે અને સદાના નીંદ્રાવશ

પામેલા રાજા ફેરોહાનું મમીફાઇડ શરીર ખુશબોથી જાળવી રાખીને મ્યુઝીયમમાં રાખી મુકયું છે. રાજાના ઓરડાની બરાબર નીચે રાણીનો ઓરડો આવેલો છે, કે જે જમીનની સપાટીથી એકસો ચાલીસ ફીટ ઉંચો દીસે છે, કે જે રાજાના ઓરડાથી પંચ્યાસી ફીટ નીચે છે. ઉપલા ચેમ્બર ઉપર જવા માટે ગ્રેટ ગેલરી છે, કે જે બાણું ફીટ ઉંચી છે. સઘળા ઓરડાઓમાં હવા આવવાને માટે ખાસ બાકોરાં રાખવામાં આવેલાં છે. એક વખત રાજાનાં શરીરની લાશને પથ્થરની ઘોરની પેટીમાં મુકયા બાદ બીજા કોઇથીબી અંદર જઇ શકાય નહીં, પણ જે દહાડે રાજાની પાયદસ્ત હોય તેજ દીવસે લોકોની અંદર તુટાતુટ થવે અને ઉકળાટ ઘણોજ પડે, તે સબબસર ખાસ હવા આવજાવ થઇ શકે તેથી બાકોરાંઓ પુરાતન કાળનાં અંદર મુકવામાં આવેલા દીસે છે. રાજા અથવા રાણીનું અંદર શબ મુકે કે જ્યાં ચાર દીવસ સુધી ક્રીયાકામ થાય અને પછી પાંચમે દીવસે વડો ધર્મગુરૂ તેને સીલસાખ કરે. અમો જે પેસેજમાંથી ઘોરમાં દાખલ થયા હતા તેની બહારની બાજુએ ખીલારોકી અક્ષરોથી લખાણ કરવામાં આવ્યું છે અને તે લખાણ માટે એટલા સુધીનું કહેવાયું છે કે ભવિષ્યમાં કોઇબી પ્રકારના બનનારા બનાવોની આગાહી પણ બનનાર છે, એમ આગળથીજ લખી જણાવવામાં આવ્યું છે એવું અમારા સાંભળવામાં આવ્યું હતું. પીરેમીડ પહેલલાં ગ્રેનાઇટ પથ્થરથી બહારથી ચણેલી હતી, પણ લોકોએ પથ્થરો ઘોરમાંથી કહાડી કહાડીને બીલ્ડીંગોનાં બાંધકામમાં વાપરવા લાગ્યાં, તેથી બહારનો દેખાવ થોડોઘણો ખરાબ (ડીસફીગર) થયેલો માલુમ પડે છે. પીરેમીડમાં અંદર જતી વખતે મેગનેશીયમ વાયર સળગાવીને (અંદર બતી રાખીને) જોવાથી અંદરનો દેખાવ ઓર દીપાયમાન દીસે છે.

## રોડા ટાપુનાં દાબડાની વીચીત્ર કથા.

અમો ત્યાંથી નીકળી રોડા ટાપુપર ગયા, કે જ્યાં ફેરોહા (રાજાની) એક છોકરી હતી, કે જેના બાપે મજકુર ટાપુપર હરહમેશને માટે વસવાટ કરવા અર્થે ત્યાં રાખી હતી. એક દીવસે તે છોકરીએ નદીમાં એક દાબડો તરતો જોયો, કે જે તેણીએ પોતાના માણસને લાવવા માટે કહ્યું. જેવો માણસ તે દાબડો લઇ આવ્યો કે તુરતજ તે દાબડાનું ઢાંકણ ઉઘાડીને જોતાં અંદરથી ભારે અજાયબી વચ્ચે એક જીવતું જાગતું નાનું કોમળ બાળક નીકળ્યું. એ દેખાવ ખરેજ આશ્ચર્યભર્યો દેખાયો. એ

નાનું બાળક રફતે રફતે મોટું થતાં સર્વેની ભારે અજાયબી વચ્ચે મોટ-પણમાં ધામીર્ક મોઝીસ પયગમ્બર થયા હતા.

## બીજી જાણવાજોગ અજાયબીભરી ચીજો.

ઉપલી વિચિત્ર કહાણી જાણી આગળ વધતાં અમે 'નીલો–મીતર' નામનું યંત્ર જોયું, કે જેથી અસલના જમાનામાં નાઇલ નદીનાં પાણી ઉંડાણમાં દીસ્તાં હતાં. એ બાદ ત્યાંથી નીકળી કોપટીક ચર્ચ જોવા ગયા, કે જ્યાં હાથીદાંતનું ઘણું સારૂં કામ કરેલું માલમ પડે છે. ત્યાર પછી અમો ઉમ્મર નામના પવિત્ર શખસની મસજીદ જોવા ગયા. ઇ. સ. ૬૪૦ ના સાલમાં મજકુર ધામીર્ક થઇ ગયેલા શખસે એ જગા-પર પોતાનો ધામીર્ક તંબુ ઉભો કર્યો હતો. એ ધામીર્ક શખસ રોડા ટાપુપર લડાઇ કરવા આવ્યો હતો, તે વખતે તે જગાપર મસજીદ બાંધી હતી. ત્યાં એક ધામીર્ક સ્થંભ ઉભો કરવામાં આવ્યો છે, કે જેને માટે એમ બોલાય છે કે તે થાંભલો મક્કા શરીફથી ખાસ લાવવામાં આવ્યો હતો. એ બાદ અમો મહમદઅલી મસજીદ જોવા ગયા, કે જે બંધાતાં લગભગ ૨૮ વરસ લાગ્યાં હતાં યાને સને ૧૮૨૮ થી તે ૧૮૫૬ સુધીનો વખત તે બાંધવામાં રોકાયો હતો. એ મસજીદ એલબેસ્ટર Alabaster યાને સંગેમરમરના પથ્થરની ખાસ બાંધેલી છે, જે દુન્યામાં અમુલ્ય ગણાય છે. એનાં મીનારાઓ ૩૮૦ ફીટ ઉંચા છે. મસજીદની અંદર આખા થાંભલાઓ એલબેસ્ટરના છે, કે જે દરેક થાંભલાની કીંમત લાખો રૂપીયાની અડસટવામાં આવે છે. એ સઘળું નીહાળવા બાદ અમો સીતા ડેલ (શહેરની દીવાલ) જોવા અર્થે જઇ લાગ્યા, કે જ્યાંથી આખા પ્રખ્યાત કેરો શહેર મધેનો પીરેમીડસ સાથનો સુશોભીત દેખાવ જોના-રને ઘણો રળીયામણો લાગે છે.

## કેરો શહેરની યુનીવર્સીટી.

એ યુનીવર્સીટીની અંદર એક મસજીદ આવેલી છે. એ પાઠશાળામાં તેર હજાર વિદ્યાર્થીઓ શીખે છે. ત્યાં કેળવણી માત્ર અરેબીક તથા ધર્મનાં પવિત્ર પુસ્તક કુરાનમાંથી શીખાડવામાં આવે છે. અમોએ ઇજી-પ્શીયન મ્યુઝીયમ પણ જોયું હતું અને પછી બપોરે સવાઅગીઆરના અમલે ઇજીપ્તનો રાજા ફુઆદ, કે જે જરમની વીગેરેના મુલકમાં મોજ અર્થે ફરવા નીકળી પડયો હતો, તે એલેકઝાન્ડ્રાથી પ્રખ્યાત કેરો શહેર મધે પોતાની રાજધાનીમાં આવતાં ત્યાં મોટા પાયાપર ધામધુમ થઇ રહી



કેરો શહેરનો રળીયામણો દેખાવ.

હતી, જે પણ અમારા જોવામાં આવી હતી. શેહેરમાં કટકે કટકે શોભાયમાન આરકોંઓ તથા તેજસ્વી ભપકાદાર લાઇટો સળગાવવામાં આવી હતી, જેથી તે વખતનો દેખાવ પર્યાંના મુલક જેવો લાગતો હતો. એ રાજા દમામદાર ઘોડાઓની રાજ્યની ગાડીમાં શેહેરમાં ફર્યો હતો, તે વખતે લોકોનાં ટોળેટોળા કીડીઓની માફક ઉભરાઇ જતાં અમારા જોવામાં આવ્યાં હતાં. ત્યાંની પ્રજાએ માથે લાલ ગુંડાની ટોપી પહેરી હતી, કે જે દેખાવ આબાદ જાણે કે એક સરખાંજ માણસો હોય તેવો ભાશ આપતો હતો. લાલ ગુંડાની પહેરવાની ટોપી એ ઇજીપ્શીયનનો 'હેડ ડ્રેસ' ગણાય છે.

પોર્ટસેઇડમાં પધરામણી.

સાંજના સાડાપાંચ વાગે હોટલમાંથી નીકળી ૭ વાગે ટ્રેનમાં બેસી રાત્રે કાનતારા પસાર કરી સાડાદશના સુમારે અમારાં પગલાં પોર્ટસેઇડ ભુમીપર પડયાં અને ત્યાંનાં હોટલ ઇસ્ટર્ન એક્ષ્ચેંજમાં અમો ઉતર્યા. પછી વળતે દીને યાને ૨૭ મી નવેંબરની સહવારે ઘણો વરસાદ પડયો હતો. અમારી મુંબઇ તરફ ઉપડનારી જંગી સ્ટીમર એસ. એસ. 'મુલતાન', સહવારની ૭ વાગતાની આવીને બારાંમાં ઉભી રહી હતી. અમો અમારી સ્ટીમરપર નવ વાગે બોટમાં બેસીને ગયા અને સ્ટીમર દોઢ વાગે ઉપડી. ઉપડતાં સમેત થોડા વખતમાં તો અમારી 'મુલતાન' સ્ટીમર સુવેઝ કેનાલમાં રસ્તો કાપવા લાગી.




પી. એન્ડ ઓ. કંપનીની એસ. એસ. 'મુલતાન' સ્ટીમર
જેમાં અમો મુંબઇ પાછા ફર્યા હતા.

પોર્ટસેઇડના કીનારાપર મહાન લોકપ્રીય નર ફર્ડીનાન્ડ લેસપ્સનું બાવળું મુકવામાં આવ્યું છે, કે જે એક મોટો ફ્રેંચ એંજીનીયર થઇ ગયો છે અને જેણે સુવેઝ કેનાલની યોજના પાર ઉતારી તેની અમર યાદ જળવાઇ રહે એ અર્થે ઉપલું બાવળું મુકવામાં આવ્યું છે. જતી આવતી સ્ટીમરમાંથી પણ તે ખુલ્લી રીતે દેખાય છે. એ બાવળું સને એક હજાર આઠસે નવ્વાણુંની સાલની સત્તરમી નવેંબરે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. પોર્ટસેઇડના બંદરમાં દેશેદેશના વહાણો આવજાવ કર્યા કરે છે. એની વસ્તી એક લાખ ઉપરની ગણાય છે. એ શેહેરનું નામ મહમદ સઇયદ, કે જે ઇજીપ્તનો વાઇસરોય થઇ ગયો હતો, તેના નામ પરથી પડયું છે. સુવેઝ કેનાલની 'ઓપનીંગ સેરીમની' સને એક હજાર આંઠસે અગણોતેરના સાલની સત્તરમી નવેંબરે થઇ હતી. અડસેઠ સ્ટીમરો પોર્ટ-સેદથી નીકળી એ કેનાલમાં દાખલ થઇ હતી, એમ અમારા જાણવામાં આવ્યું હતું તથા તેની આગેવાની ફ્રેંચ યાટ ઐગલે લીધી હતી, કે જેની પર શહેનશાહબાનુ યુજેની સ્વાર થઇ હતી. બીજા ઘણાંખરા રાજકર્તાઓએ પણ ઉપલી સેરીમનીમાં ભાગ લીધો હતો. એ કેનાલ બાંધતાં એક કરોડ અને ચાળીસ લાખ પાઉંડનો મોટો ખર્ચ થયો હતો. એ કેનાલ મેડીટરેન્યન સી અને રેડ સીને સાથે જોડે છે જેને લીધે માર્સેલ્સથી મુંબઇ આવવાનો રસ્તો ઘણો ટુંકો થયો છે. એની લંબાઇ ૧૦૧ માઇલની છે, જે પસાર કરતાં અઢાર કલાક ઉપર લાગે છે. એ કેનાલ ઘણી ઉંડી નથી અને સ્ટીમરોની ઝડપ એક કલાકની આશરે સાડાપાંચથી તે ૭ માઇલ સુધીની ગણાય છે. એને બાંધતાં દશ વર્ષ લાગ્યાં હતાં. એ કેનાલ બાંધવાનો મનસુબો ઇસ્વી સન પુર્વે તેર-સોની સાલમાં થયો હતો, એમ અમારી જાણમાં આવ્યું, હતું.

## એડનમાં લટાર.

૨૮, ૨૯ અને ૩૦ મી નવેંબરે દરીયો અમે સુખશાંતિ-ભર્યો પસાર કર્યો હતો. ૧ લી ડીસેંબરની સહવારે અગ્યાર વાગે અમો એડન આવી લાગ્યા અને બોટમાં બેસી કીનારે ઉતરી સર હોરમસજી કાવસજી દીનશાહ એડનવાલા નાઇટને ત્યાં પરોણા દાખલ ઉતરી પડયા. અમો સર હોરમસજીના દીકરા ભાઇ ફરામરોજ તથા બીજા નબીરા ભાઇ દીનશાહજી અને ત્યાંના કેટલાક જરથોસ્તી બીરાદરો સાથે ઘણે લાંબે સમયે પારસી ખાણું જેવું કે, ધાનશાક, કવાબ, મછી, તળેલાં કેળાં, કચુંબર વીગેરે ખાવા બાદ સગનની મઘમઘતી સ્વાદીષ્ટ જલેબી પણ

જમીને અમારૂં મન ખરેજ રંજન કર્યું. ખાણું લીધા બાદ ભાઇ ફ્રામ-રોજ એડનવાલા ગ્રહસ્થે પોતાની કાર અમારા વપરાસ અર્થે આપી અને પછી અમો સ્ટીમર પોઇંટથી સાત માઇલની અંદર ગામમાં મોજ અર્થે ઉતરી પડયા, કે જ્યાં અમો એડન સેટલમેંટ ગાર્ડન જોયો, કે જ્યાં મોટાં પાણીના ટાંકાઓ ખડકની અંદર કોતરીને બનાવેલાં છે. એડનનો વાર્ષીક વરસાદનો કોઠો ૩ થી ૫ ઇંચ ગણાય છે. ત્યાં પાણીની ઘણી અછત છે, તેથીજ ટાંકાઓ ખાસ બનાવવામાં આવેલાં છે, કે જે અડીભીડીએ કામ લાગે. ત્યાં પીવાનું પાણી વેચાતું ભરાવવું પડે છે. અમો એડન મધેની દરેમેહેરમાં પણ ગયા હતા, કે જે સને અઢારસો ત્રેયાસીના સાલમાં બંધાઇ હતી. ત્યાંના ઘણાખરા ઓળખીતા જરથોસ્તી ભાઇઓની મુલાકાત લીધા બાદ એડનવાલા કુટુંબનો ભારે તકલીફ લેવા માટે ઘણો ઘણો ખરા જીગરથી ઉપકાર માની સાડાત્રણ વાગે અમારી સ્ટીમર "મુલતાન" પર અમો ઠરીઠામ થયા અને સાંજે સાડાપાંચ વાગે એડનનું બારૂં મુંબઇ આવવાને માટે છોડયું. એડનની વસ્તી પંચાવન હજારની ગણાય છે અને ત્યાં લગભગ ત્રણસો જરથોસ્તી ભાઇઓ તેમના કુટુંબ સહીત ધંધા અર્થે ઘરબાર માંડીને રહેલા છે. સર હોરમસજી એડનવાલા નાઇટ ત્યાંનાં એક રાજકર્તા મીસાલ ગણાય છે. એડનથી મુંબઇનો છેટો એક હજાર છસેં ચોસેઠ માઇલનો છે. અમારા આનંદદાયક દીવસો તારીખ બીજી, ત્રીજી, ચોથી અને પાંચમી ડીસેમ્બરે શાંત દરીયામાં પસાર કર્યા હતા. અમારી સ્ટીમર 'મુલતાન' પી. એન્ડ ઓ. કંપનીની તે વખતે મોટામાં મોટી સ્ટીમર ગણાતી હતી. લગભગ ૨૧૦૦૦ ટનની છે, કે જે માટે લગભગ ત્રણ કરોડ રૂપીયાનો જંગી ખર્ચ થયો હતો. એ સ્ટીમર ફર્સ્ટ કલાસના ૩૫૭ પેસેનજરો તથા સેકંડના ૩૩૬ અને crew (ખલાસી) વીગેરે મળીને ૪૩૨ એટલે કે એકંદર કુલ્લે ૧૧૨૫ શખસો લઇ જઇ શકે છે. અમો શુક્રવારે ૬ ઠી ડીસેમ્બરની સહવારે પાંચ વાગે મુંબઇનાં બારામાં આવી લાગ્યા, કે જ્યાં અમારાં સગાંસ્નેહીઓ જોતાં ઉભાં હતાં. સ્ટીમર પર કેટલાંક સગાંઓને ભે મળી ત્યાંથી અમો કેટલેક વખતે મુંબઇના રસ્તા અમારાં 'સ્વીટ હોમ' મધે આવીને નવા જુ અમો તે બારે હકતાલાનો ખરાં જીગરથી ઉપ અમારી દુન્યાની મુસાફરી સહીસલામત રીતે અ ચાલો હવે સાહેબજી! 'યથ જમીયાદ! યથા આ

અમોએ મુસાફરી દરમ્યાનમાં નીચલી સ્ટીમરોમાં સફર કીધી હતી:–

મુંબઈથી હોંગકોંગ પી. એન્ડ ઓ. લાઇનની સ્ટીમર 'રજપુતાના,' (૨) હોંગકોંગથી શેંઘાઇ ડોલર લાઇનની સ્ટીમર 'પ્રેસીડન્ટ જેફરસન,' (૩) શેંઘાઇથી ટીનસીન ચાઇનીસ લાઇનની સ્ટીમર 'ટંગ-ચાઉ,' (૪) ફુસાન (કોરીયા) થી સીમોનોસાકી (જાપાન) જાપાનીસ સ્ટીમશીપ કંપનીની સ્ટીમર 'કેઇકુમારૂ,' (૫) યોકોહામાથી સાન ફ્રાંસીસ્કો હોનોલુલુને રસ્તે ડોલર લાઇનની સ્ટીમર 'પ્રેસીડન્ટ કલીવલેન્ડ'માં પેસીફીક માહસાગરમાંથી અમો પસાર થયા હતા. છેલ્લી સફર અમારી ૧૬ દિવસની થઇ હતી અને તે સૌથી મોટામાં મોટી સામટી સફર હતી, (૬) કલીવલેન્ડથી બફેલો અમો "See & Bee" નામની સ્ટીમરમાં ગયા હતા, (૭) લુઇસ્ટન થી ટોરેન્ટો (કેનેડા) કેનેડીયન કંપનીની સ્ટીમરમાં, ગયા હતા, (૮) ટોરેન્ટોથી થાઉઝન્ડ આયલાંડસ 'કીંગસ્ટન' સ્ટીમરમાં (૯) થાઉઝન્ડ આયલાંડસથી મોન્ટ્રીયાલ 'રેપીડ પ્રીન્સ' માં, (૧૦) ન્યુયોર્કથી બલબોઆ પનામા કનાલ જોવા માટે અમો પનામા પેસીફીક લાઇનની (આટલાન્ટીક ઓશનમાંથી) સ્ટીમર 'વર્જીનીયા' માં ગયા હતા, (૧૧) કોલોનથી હવાના (કયૂબા) પનામા સ્ટીમ નેવીગેશન કંપનીની 'ઓરકુના' સ્ટીમરમાં ગયા હતા. (૧૨) હવાનાથી કી-વેસ્ટ (ફલોરીડા) પેનીનસ્યુલર અને ઓક્ષીડેન્ટલ કંપનીની સ્ટીમર 'ગવરનર કોબ'માં ગયા હતા, (૧૩) ન્યુયોર્કથી સાઉથમ્પટન યુનાઇટેડ સ્ટેટસ લાઇનની કંપનીની સને ૧૯૨૯ના સાલની મોટામાં મોટી સ્ટીમર 'લેવીયેથન'માં અમો આટલાંટીક મહાસાગર પસાર કર્યો હતો, (૧૪) ડોવરથી કેલે અમો ઇંગ્લીશ ચેનલ પસાર કરી હતી, (૧) બ્રીન્ડીઝી (ઇટાલી)થી પાયેરીયસ (ગ્રીસ) અમો લોઇડ ત્રીયેસ્ટીનો કંપનીની સ્ટીમર 'સીમીરેમીસ'માં મેડીટરેન્યનનો દરીયો પસાર કર્યો હતો, (૧૬) સીટમાર લાઇન કંપનીની (ઇટાલીયન લાઇન) સ્ટીમર 'સારડેનીયા'માં અમો પાયેરીયસ (ગ્રીસ)થી ત્રીપોલી (સીરીયા) ગયા હતા, (૧૭) બોસફરસ સ્ટ્રેટ (Strait) ટર્કીમાં અમો ટરકીશ કંપનીની સ્ટીમરમાં પસાર કર્યો હતો, (૧૮) પોર્ટ સેઇડથી મુંબઇ પી. એન્ડ ઓ. લાઇનની સ્ટીમર 'મુલતાન'માં મુંબઇ આવી પહોંચ્યા હતા.

સમાપ્ત.